# શ્રીસદ્‌ગુરૂ ચન્દ્રોદય



—: લેખક :—

'દિવ્યજ્યોતિ'

હીરાલાલ છગનલાલ તારકસ.

—: પુરસ્કાર :—

પ્રોફેસર પુરુષોત્તમ એમ. ત્રિવેદી

એમ. એ; ડીપ. ઇ. (લંડન); એફ. આર. ઇ. એસ.

અર્થશાસ્ત્રના અધ્યાપક, વિલસન કૉલેજ. (મુંબઇ)

પ્રકાશક:–શ્રીશુકદેવ શ્રેય:સાધક મંડળ, મુંબઈ–ખાર

## શ્રીમદાચાર્યવર્યશ્રી ૧૦૮ શ્રી શુકાચાર્ય મહારાજશ્રીની પ્રાદુર્ભાવ કુંડલી:—

જન્મઃ-શાકે ૧૭૯૮ આષાઢ કૃષ્ણ પંચમી ભોમવાર, ઇષ્ટ ઘડી ૫૬.

**दशमभाव १०-२४-८-३२.**




ઉપરાંત શ્રીયુત ભાઇશ્રી રમણલાલ શી. કાપડીઆ વિજ્ઞાન વિશારદે પણ **ઇશાવાસ્યોપનિષદ્ ।** નું સટિક ભાષાન્તર કર્યું છે. જે થોડા વખતમાં બહાર પડશે. આગળથી ગ્રાહક થનારને કિમ્મતમાં ફાયદો થશે. મને ખાત્રી છે કે આ ગ્રન્થનો સત્કાર ગુરૂપ્રેમી સજ્જનો કરશે અને ઉપર જણાવેલા પુસ્તકોને પ્રગટ કરવામાં ઉત્તેજન આપશે.

આપનો

( [illegible] )

। શ્રીશુકદેવો વિજયતેતરામ્ ।

ૐ

# શ્રીસદ્‌ગુરૂચન્દ્રોદય



—: લેખક :—

'દિવ્યજ્યોતિ'

હીરાલાલ છગનલાલ તારકસ.

—: પ્રસ્તાવના :—

પ્રોફેસર પુરુષોત્તમ એમ. ત્રિવેદી

એમ. એ; ડીપ. જી. (લંડન); એફ. આર. જી. એસ.

અર્થશાસ્ત્રના અધ્યાપક, વિલ્સન કૉલેજ. (મુંબઇ)



*Tell me, o swan, your ancient tale;*
*From what land do you come.*
*O swan? to what SHORE will you fly?*
*When would you take your rest,*
*O swan and what do you seek?*


પ્રથમાવૃત્તિ: સને ૧૯૩૯ પ્રત ૧૦૦૦

કિંમત રૂા. ૧-૦-૦

પ્રકાશક:-શ્રી શુકદેવ શ્રેયઃસાધક મંડળ ખાર, (મુંબઈ)

God manifests Himself through the holy preceptor. He who initiates and tutors us in unfolding the riddle of realisation holds out a promise of salvation. We have to rivet our mind on him with reverence and filter through all strata of our being the holy Guru-Mantra. It is a key to unlock and one is expected to know its sensible use. In the wake of such solemn and concentred cogitation, ecstacy is bound to enwarp the devotee. The entire metabolism then wears a colour of subtle metamorphosis; at that stage a new life commences to throb; visions begin to rush in and the whole life gets filled with experience, subtle and divine. Things astral fly off and one becomes a proper receipient. The Guru is a facile channel of communion with God; we only require to get drunk with the wine of his divine love."

From,

**Sadguru chandrodaya P. VI**

By :

**Hiralal C. Tarkas.** ( Manuscript. )

Translated by Prof. **P. M. Trivadi,**

M. A; DIP, G. ( London );

F. R. G. S. ( Wilson college-BOMBAY. )

---

મુદ્રક :– ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક,

શ્રી અનાવિલ બંધુ પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ સુરત.

પ્રકાશક:–શ્રી શુકદેવ શ્રેય: સાધક મંડળ તરફથી

**હીરાલાલ છગનલાલ તારકસ, ખાર, ( મુંબઇ ).**

# પુરસ્કાર

શ્રી સદ્‌ગુરુ ચંદ્રોદયનો પુરસ્કાર લખવા માટે હું સાચો અધિકારી હોઉં અગર ન હોઉં પણ 'શ્રી સદ્‌ગુરુ ચંદ્રોદય' પ્રકાશન માટે જરૂર અધિકારી છેજ. આપણા ગુજરાતમાં અત્યારે સંક્રાન્તિકાળ ચાલી રહ્યો છે અને તે કાળનું પૂર્વ પશ્ચિમના વિચારોનું સંઘર્ષણ થતાં લગભગ દરેક ઘરમાં કલેશ જોવામાં આવે છે. જૂની માન્યતાઓ અને જૂનવાણી વિચારો નવા વિચારો સામે ઠેકઠેકાણે ટક્કર ઝીલી રહ્યા છે. આવા પરિવર્તન કાળમાં ગુજરાતમાં પરિણામ ગમે તે નિપજે પણ એક વાત સ્પષ્ટ છે કે આપણા સનાતન ધર્મનું આદિતત્ત્વ આપણામાં ભુલાવાથી આજના ભેદો ઉપસ્થિત થયા છે. ભલે આપણું સર્વસ્વ જાય પણ સાચા પ્રકારનું ધર્મતત્ત્વ જો આપણે અપનાવીશું તો આપણા જીવનમાંથી ક્ષમાનો સદ્‌ગુણ ભૂંસાઇ જશે નહિ અને દેખાતા કોઇ પણ વિપરિત પરિણામોમાં આપણું ઓજસ્ ટકાવવા આપણે શક્તિશાળી બની શકીશું. ગુજરાતમાં ધાર્મિક સંપ્રદાયો અને વાડાઓ પણ અનેક છે. કમભાગ્ય છે કે સ્વયંપ્રકાશિત ધર્મનાં તત્ત્વો આજે અનેક પ્રકારનાં માનવજીવનનાં આવરણોમાં બદ્ધ થઇ ગયાં છે અને ધર્મના સ્થાને ધાર્મિક રૂઢિએ સામ્રાજ્ય જમાવ્યું છે. ઐતિહાસિક કાળમાં આપણું એ ખોવાઇ ગયેલું તત્ત્વજ્ઞાન જો આપણે સંપાદન કરી શકીએ તો ગુજરાત સંસ્કૃતિનુ ગૌરવ જરૂર માણી શકશે.

'શ્રીસદ્‌ગુરુચંદ્રોદય' સામાન્ય અર્થમાં ધાર્મિક પુસ્તક નથી પણ ધર્મતત્ત્વનું પ્રતિપાદન કરતું પુસ્તક છે અને એમાંજ એની શોભા છે. ભાઇશ્રી હીરાલાલે આ પુસ્તકમાં ગુરુદેવ શુકદેવજી સાથેના પ્રસંગો તાદૃશ સ્વરૂપમાં આપણી સામે મૂક્યા છે, અને મ્હારી માન્યતા પ્રમાણે દરેક પ્રસંગ આધુનિક જીવનને સડામાંથી મુક્ત રાખવા માટે શક્તિમાન છે. આ પ્રસંગોમાં કેટલાંય અવનવાં તત્ત્વો ચર્ચ્યાં છે અને ભુલાયેલા આપણા વિકાસક્રમમાં નવો પ્રકાશ ફેંકે છે. સદ્‌ગુરુ શુકદેવજીનો સંપ્રદાય

નથી—વાડો પણ નથી, પણ વિહંગ વિહાર કરનાર એ મહાપુરુષનાં વચનામૃતો જ્ઞાતિ અને ધર્મના ભેદ સિવાય સમસ્ત જનતાનો વારસો છે. આપણા સામાજિક જીવનમાં પણ વણી લેવાય એવા કેટલાયે પ્રસંગો છે અને આજનાં સંસ્કૃત માનસને છાજે, અને એ માનસ પણ સ્વીકારી શકે એ ઢબે શ્રીમદ્ ગુરુદેવે અનેક ઐહિક અને પારલૌકિક પ્રશ્નોનો સચોટ રદિયો આપ્યો છે. લોકો આપણા યુગને કળિયુગ કહે છે અને કળિયુગ શ્રી શુકદેવજીના સુકાન નીચે જગત નિમન્ત્રણામાં મૂકાયો છે. આવા સદ્-ગુરુઓ આજે પણ હોય અને વિશાળ ભાવનાનાં અમૃતપાન આપણાં ડૂબતાં જીવનમાં પણ કરાવે એવું આપણે સર્વે પ્રાર્થીએ તો વધારે પડતું નથી. અનુભવસિદ્ધ પ્રસંગો આ પુસ્તકમાં આલેખાયા છે અને તેનું તાત્પર્ય અનુભવીઓ સહેલાઈથી સ્વીકારી શકશે.

વિલ્સન કૉલેજ,
ચોપાટી, મુંબઈ.
તા. ૧૩-૭-૩૯

પુરુષોત્તમ ત્રિવેદી.

---

Yes, I know, this is nothing but thy love, O beloved of my heart. This golden light that dances upon the leaves, these idle clouds sailing across the sky, this passing breeze leaving its coolness upon my fore head.

The morning light has flooded my eyes. This is thy message to my heart. Thy face is bent from above, thy eyes look down on my eyes, and my heart has touched thy feet.

# ભૂમિકા

। श्रीशुकदेवो विजयते ।

**हरिः ॐ सह नाववतु । सह नौभुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ।**

**વાણી** અને **અનુભવ** એ બે બ્રહ્માંડનાં મૂળભૂત તત્ત્વો છે; **શબ્દ** અને **અનુભવ** વિના બીજું કંઈજ સત્ય નથી. **અનુભવથી શબ્દ** અથવા **વાણી** આવે છે અને **વાણી** અથવા **શબ્દથી અનુભવ** થાય છે. જે મહાપુરૂષના **અનુભવમાંથી વાણી** અમૃતમયી ઝરે છે તે **સંત** છે, **સદ્‌ગુરૂ** છે, **અનુભવી** છે, કવિ છે, ઉદ્ધારક છે. જે વાણીને શ્રવણ કરી મનન કરે છે, મનન કરી અનુભવે છે તે **શિષ્ય** છે, **સાધક** છે **જીજ્ઞાસુ** છે, મુક્તપદમાં પનોતાં પગલાં માંડતો વિશ્વેશ્વરની સાથે એકત્વ પામવાના મહોત્સવની તૈયારી કરતો મહાભાગ **મહાત્મા** છે. **સાધક** સ્વરૂપે **શબ્દને અનુભવમાં** ઉતારનાર આત્મા અને ગુરૂસ્વરૂપે **અનુભવમાંથી વાણી** નીપજાવનાર **અનુભવી** એ બંને ચેતન સ્વરૂપે એક છે. આ રીતે ગુરૂ બ્રહ્મનું પુર્વરૂપ છે, **શિષ્ય** કે **શ્રોતા** બ્રહ્મનું ઉત્તરરૂપ છે, **અધ્યાત્મ વિદ્યા** બંનેની વચમાં સંધિ છે અને ઉપદેશ એ બંનેનો સંબંધ જોડવાનું સાધન છે. આ રીતે અધ્યાત્મ વિદ્યાનો ઉપદેશ શ્રોતા વક્તાનું એકત્વ કરી એકતાનું જ્ઞાન સ્થાપન કરે છે અને ખરૂં તત્ત્વજ્ઞાન પ્રગટ કરે છે. એટલા માટે આધ્યાત્મજ્ઞાન સંબંધી સિદ્ધાત્માઓનાં વચનામૃતો વેદવાક્ય મનાય છે અને જીવનનું અંતિમ ધ્યેય બતાવનારા થાય છે અને સત્સંગનું ફળ આપે છે. ગીતામાં **पार्थो वत्सः सुधीर्भोक्ता** એમ કહ્યું છે, તેમ મોટા પુરૂષોનાં વચનામૃતો સાંભળનારનું કલ્યાણ કરે છે એટલુંજ નહિ પણ વાંચનારની બુદ્ધિ પણ સુધારી તેનું કલ્યાણ કરે છે.

એ કારણથી શ્રીસ્વામિનારાયણનાં વચનામૃત, શ્રી રામકૃષ્ણ પરમહંસનાં વચનામૃત વિ. વચનામૃત ગ્રન્થો જનતાને બહુ ગમી જાય છે. સ્વભાવિક વાતચિતની વાણી લખી લીધી હોય તો તે વાંચનારને બહુજ હૃદયંગમ સરળ અને અસરકારક જણાય છે. જેટલાં વચનામૃત લોકપ્રિય થાય છે થાય છે તેટલા તેજ પુરૂષના પોતાના લખેલા ગ્રન્થો લોકપ્રિય કે અસરકારક થતા નથી કારણકે વચનામૃતમાં સ્વભાવિક ઓજસ સરળતા જીવન અને પ્રસાદ વિગેરે ગુણો વિશેષ હોય છે.

પૂજ્યપાદ ૧૦૦૮ શ્રીશુકાચાર્ય મહારાજશ્રી અમારા મનથી માનેલા સદ્ગુરૂશ્રી ગામ અંકલેશ્વર ખાતે વિરાજતા. તેમની અસ્ખલિત અનુભવ વાણીથી શ્રોતાજનોને સમાધિ થઇ જતી; કોઇ અનુભવમાં લીન થઈ જતા. એમનું જીવન અનુભવરૂપ; હલનચલન હાસ્ય અને વાતચિત આત્માના અનેરા પ્રકાશથી ઓજસ્વી જણાતાં. ગુરૂદેવનાં હજારમુખે વખાણ કે સ્તુતિ કરીયે તો તે ઓછું છે. એવા સદ્ગુરૂ સ્વરૂપની અનુભવવાણી લોકોએ સાંભળી, કોઇએ અનુભવી, બીજાઓએ સાંભળી કાઢી નાખી. શ્રીગુરૂદેવે સમાધિ લીધી, તે સાથે એ વાણી ફરી સંભળાતી બંધ થઈ. એ બ્રહ્મરૂપ ચેતનના અંબારનાં દર્શન થવાં અશકય થતાં લોકોના મનમાં સ્મૃતિ ઝાંખી થવા માંડી. શિષ્ય વર્ગ વ્યવહારમાં પડી ગયો. એમનાં લખેલાં જૂજ પુસ્તકો રહી ગયાં પણ જે ચમત્કારિક દિવ્ય વાતચિતની અનુભવ ગંગા રાતદિવસ વહેતી જતી હતી તે અદૃશ્ય થઇ ગઇ.

ગુરૂના હાવભાવ, ગુરૂનાં પ્રેમમય નેત્રકમળ ગુરૂની લાંબી ફલંગ ભરતી ઉતાવળી ચાલ, સુકી અને ઉંચી તેજસ્વી મૂર્તિ, હાસ્ય કરતું મુખારવિંદ, ભાવાવેષમાં જાણે ભેટવા તૈયાર થતા હોય એવા દીર્ઘ બાહુ એ સર્વ પ્રત્યક્ષ પરિચયમાં આવનાર ભકતોના હૃદયમાં તરવા લાગ્યું. કોઇ ભૂલી શકયું નહિ, ભૂલી શકાય તેવું હતું નહિ; માત્ર

એમની અનુભવ વાણી ભૂલાવા માંડી. એમનું જ્ઞાન વિસારે પડવા માંડયું. જેમ રાજા પરિક્ષિતને શ્રીકૃષ્ણ ચરિત્ર સાંભળવાની પિપાસા હતી તેમ જેમના ભાગ્યમાં પ્રત્યક્ષ પરિચયનું સુખ ન હતું તે પાછળથી આવનાર જીજ્ઞાસુઓ આતુરતાથી પૂછવા લાગ્યા કે શ્રીગુરૂદેવ શું કહેતા? શું બોલતા? એ બધું કોણ કહે? અવાક્ બનવું પડતું. શ્રીગુરૂદેવ ઘણું કહેતાં, ઉંડું જ્ઞાન કહેતા, અત્યંત પ્રેમલ વાણી બોલતા પણ કેવી ઝીણવટથી તેઓ વિષયની છણાવટ કરતા તે કહેવું અશક્ય હતું. અમને એમ લાગ્યું કે અમે દુર્ભાગી છીએ. ઘણા શિષ્યોમાં અમે કંઈક થોડું શીખેલા શિષ્યોએ પણ ગુરૂદેવનાં વચનામૃત મનનરૂપે લખી લીધાં ન હતાં. એ બુદ્ધિ અમને કેમ ન સુઝી? ભવિષ્યની જનતાને કેવી ખોટ ગઇ? એમ વિચારી અમે ચિંતા કરતા હતા.

અધિકારીને નિત્યપ્રગટ ગુરૂદેવે એ અમારી ચિંતા ધ્યાનમાં લીધી. અમારામાં ઉચ્ચ કોટિના સિદ્ધસાધક ભાઇ હીરાલાલની ગુરૂસેવા કરવાની આજીવન તમન્ના અને પ્રાર્થના ગુરૂદેવે સાંભળી. એમની સ્મૃતિમાં પોતે પ્રગટ થયા; પ્રત્યક્ષ લખાવતા હોય એમ સ્મૃતિમાં પ્રગટ થઇ લખાવ્યું. એટલું વેગથી લખાવ્યું કે. લખનાર કલાકોના કલાક સુધી લેખનમાંથી ઉઠતા નહિ છેકછાક થતી નહિ અને જે શબ્દો અમે સાંભળ્યા હતા તેજ શબ્દો બિલ્કુલ ફેરફાર વિના અમને ફરી વાંચવા મળ્યા.

લેખકને શ્રીગુરૂદેવનો પરિચય થયાને ૨૦ વર્ષ થયાં છે. વચનામૃતની નોંધ નહિ; બસ એક વૃત્તિ, એક ભક્તિ, એક ધ્યાન, ગુરૂકૃપા, ખડીયો કલમ ને કાગળ અને ૨૦૦૦ પાનાનું મોટું પુસ્તક તાદશ વચનામૃતોથી ભરપૂર પ્રગટ થયું. **વાઙમયી મૂર્તિ સ્વરૂપે ગુરૂદેવ ફરી પ્રગટ થયા** એ વિચારથી અમને અત્યંત હર્ષ વધ્યો, અને એમાંનો એક ભાગ આ ગ્રન્થરૂપે જોઇ અમને વિશેષ હર્ષ થયો.

જે સુખ અમે અનુભવીયે છીએ, અનુભવ્યું છે, જે અમૃતવાણીથી અમારૂં કલ્યાણ થયું છે, તે જ્ઞાન હાલના અને ભવિષ્યના પરિક્ષિતોને માટે ગ્રન્થરૂપે થયું; એક નવી પ્રગટસદ્‌ગુરૂ ભક્તિની સંહિતાઉભી થઇ

એ વિચારજ અમારાં હૃદયને આનંદથી ચકચૂર કરી નાખે છે. એ આનંદ સર્વેને પ્રાપ્ત થાઓ; સર્વે એ વાણીને અનુભવો, સર્વેને શ્રી અગટપુરૂષોત્તમનો સ્પર્શ થાઓ; અને સર્વ જીવ મટી શિવ થાઓ.–

એજ પરબ્રહ્મ પરમાત્મા પાસે અમો યાચીએ છીએ.

सर्वे च सुखिनस्सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात् ॥
ॐ शांतिः शांतिः शांतिः ॥

તા. ૧૫-૭-૩૯
૧૯૮ ૧૦ રસ્તા
ખાર.

વિજ્ઞાન દિવાકર.

---

Seeds scattered over barren soil will never fructify. So it is with religion. However much you may preach, the precept will bear fruit only if and when the soil is ready. A certain amount of unworldiness is necessary to the growth of spiritual knowledge. Vairagya must precede spiritual advanceunt. As long as we are steeped in things worldly we can't take in what is told us in precepts. God's kindness can descend only on those who love to listen to stories about Him. Without God's kindness life becomes a living death.

From.

SADGURUCHANDRODAYA. P. I

By

Hiralal C. Tarkas.

Translated by

Sjt. Veerbalram H. Mehta. S. T. C.

Municipal Councillor. (Bandra)

# લેખકના ઉદ્ગાર

Supreme and universal Light!
Fountain of reason, Judge of right!
Parent of good! whose blessing flow
On all above and all below.

હૃદયને ધારણ કરનાર હૃદયેશ્વરથી કોઇ અણજાણ છે એમ હું માનતો નથી. જેણે પોતાનું હૃદય પારખ્યું હશે, જેનામાં પ્રેમપિયૂષનું વર્ષણ થયું હશે, પ્રેમ ગીતાના ધ્વનિ વડે જેનું માનસ મુગ્ધ થયું હશે, તેજ આ રંક લેખકના હૃદયને સ્હેલાઇથી પારખી શકશે.

આ પુસ્તકનો પુરસ્કાર કરતાં જે સંકોચ હું અનુભવું છું તેનું કારણ એજ છે કે જેને વેદો નેતિ નેતિ કરીને વર્ણવે છે—ભક્તો ભગવન્નામથી આરાધે છે—યોગીમૂનિ અને સિદ્ધો સિદ્ધસંકલ્પ વડે જેમાં સમાઇ જાય છે એવા અનન્તકોટિબ્રહ્માંડાધિનાયક શ્રીપ્રગટાવતાર શ્રીસદ્‌ગુરૂનાથના સ્વમુખારવિન્દથી ઉદયને પ્રાપ્ત થયેલા ઉપદેશામૃતને આજે દશ વર્ષ વીત્યાબાદ તેના મૂળરૂપમાં મૂકવાનો સબળ પ્રયાસ કરી રહ્યો છું.

અહા! ઋતંભરા પ્રજ્ઞા વડે જે ઋતનો આવિષ્કાર કરવા કરાવવા શ્રીસદ્‌ગુરૂનાથે મધ્ય ગુજરાતની રસીલી પ્રજામાં પડકાર કર્યો—અદીન અને અભય વાચા વડે વ્યવહાર પરમાર્થનો મેળ ઉકેલ્યો-નાના મોટા જણાતા ગરીબ તવંગર—અભણ—મૂર્ખ—વિદ્વાન કે વાચસ્પતિઓના ટોળામાં તટસ્થ રહી બ્રહ્મતત્ત્વનો અપૂર્વ યજ્ઞ જગાવ્યો, એવા મ્હારા જન્મજન્માન્તરના પ્રાણાધાર શ્રીસદ્‌ગુરૂનાથની વાણીનો ઉલ્લેખ કરતાં મને એવો ભય પેદા થાય છે કેઃ—

'મોરને ચીતરવા જતાં હું બગલો તો ચીતરતો નથી?' છતાં અંતઃસ્થ બિરાજતા આત્મદેવની પૂર્ણ પ્રતિતિ વડે અને શ્રીસદ્ગુરૂનાથથી પ્રત્યક્ષ આજ્ઞા વડે આજે એ સાહસ આદર્યું છે-ભક્ત ભગવાનના અભિન્ન પ્રેમ વડે આ પુસ્તકનો સત્કાર થાઓ કે તિરસ્કાર થાઓ છતાં અંતરમાં એટલી શાન્તિ છે કે આ પુસ્તકના લખનાર લખાવનાર શ્રીસદ્ગુરૂનાથ શ્રીશુકદેવજીજ છે. જે પ્રાણી માત્રના અંતર્યામી છે, ચૈતન્ય સ્વરૂપ પરબ્રહ્મ છે, તેની કૃપા વડે પુણ્યવાન જીવો તેને પ્રાપ્ત થાય છે. બાકી ખરો વિચાર કરતાં આ માયામય જીવન એક બાજીગરનો તમાસો છે-તેમાં વળી સાચાપણું શું છે? ખરેખર!

Tell me not in mournful numbers
Life is but an empty dream,
For the soul is dead that slumbers
And things are not what they seem!

ઉપલા ઉપદેશ વડે શ્રીગુરૂનાથે સાધકોના જીવનમોહનો નાશ કર્યો, સાથે સાથે સમજાવ્યું!

Life is real! Life is earnet!
And the grave is not its goal;
"Dust thou art, to dust returnest;"
Was not spoken of the soul.

વળી પામરમાં પામર મનુષ્ય નારાયણ રૂપ થઇ શકે છે અને એવા નારાયણ રૂપ થનારા મહાપુરૂષોજ જગતમાં દૃષ્ટાંતરૂપ થાય છે.

Lives of great men all remind us
We can make our lives sublime;
And departing leave behind us
Foot prints on the sands of time.

આવા ઉચ્ચ ઉપદેશોને ધ્યાનમાં લેનારા પુરૂષોજ કીર્તિને વરે છે. અમારા પ્રિયબન્ધુ શ્રી કાન્તિલાલ માણેકલાલ ઓઝાએ શ્રી ગુરૂદેવનો પરોક્ષ અનુભવ સાંભળી અપરોક્ષ પ્રેમ પ્રાપ્ત કર્યો હતો—એટલુંજ નહિ પણ મારા જેવા અલ્પ સાધકના પરિચયમાં આવી તેમણે મારા કઠણ દીલને જીતી લીધું હતું. એ શ્રદ્ધાવાન સાધકના ગુણ અવગુણનો ખ્યાલ કરવા કરતાં તેમનામાં રહેલું તેમનું અડગ જ્ઞાન જેના વડે તેઓ ગુરૂમહારાજને પ્રસન્ન કરી ચૂકયા છે એ જ્ઞાન સાધારણ માનવી સમજી શકે એમ નથી. શ્રીમતીજી ગીતાજીમાં ભગવાને કહ્યું છે કેઃ—

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ॥
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥

એ સૂત્રાનુસાર તેઓ પોતાના શુકસાધક સ. ગ. લઘુબન્ધુ શ્રી ચન્દ્રકાન્ત માણેકલાલ ઓઝાના પગલે ચાલી સંસારના અવનવાં સુખ દુઃખ ભોગવી શ્રીગુરૂચરણમાં સિધાવ્યા છે. સાથે સાથે શ્રી ગુરૂદેવના પરમ નિવાસસ્થાનરૂપ મંદિરનો જીર્ણોદ્ધાર કરવા માટે રૂા. ૭૦૦૦ સાત હજાર જેટલી રકમ પણ આપી ગયા. મરણ પહેલાં મને તથા મહારાજ શ્રીશુકપ્રસાદજીને આજ્ઞા કરી ગયા કે ગુરૂદેવનું મંદિર બાંધજો.

અહા ! આ મારા પ્રિય ગુરૂબન્ધુની સ્મૃતિ તાજીજ રાખવા મારા હાથથી લખાયલા આ '**સદ્દગુરૂ ચન્દ્રોદય**' નામના શ્રીગુરૂદેવના ગુણાનુવાદરૂપ પ્રથમ પુસ્તક તેમના પારલૌકિકશ્રેય અર્થે અર્પણ કરૂં તો ખોટું નહિજ ગણાય. વળી આ પુસ્તકો છાપવા છપાવવામાં મ્હારા પવિત્ર ગુરૂબન્ધુભાઇ જસવંતલાલ મોતીરામ ખાંડવાળા તથા ભાઇ રમણલાલ સી. કાપડીઆ તથા ભાઇ ડાહ્યાભાઈ ગોવિંદજી નાયક તથા શ્રીમતી બ્હેન ગુણવંતી રણછોડદાસ શ્રોફનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. વળી આ પુસ્તક વર્ષોની સ્મૃતિ તાજી કરીને લખવાનું

હતું બિલકૂલ અશાન્તિ–ઘોંઘાટ–કે અવાજ થાય તો વાણી અંતર્ધ્યાન થઇ જાય તે માટે આશ્રમધર્મીણી શ્રીમતી મૃદુલતા બ્હેને આ રંક ગુરૂપુત્રને ઘણી સગવડો કરી આપી છે. શ્રીમતી લીલાવતીબ્હેન મારફતીઆ ગં. મોતીબેન તથા ગં. પુષ્પાવંતીબ્હેને પણ પ્રોત્સાહન આપ્યું છે. આ રીતે શ્રીશુકદેવ શ્રેયઃસાધક મંડળની મદદ વડેજ આ પુસ્તક લખાઇને બહાર પડે છે તેમાં જે જે સદ્વસ્તુ છે તે ગુરૂદેવની છે, જ્યારે અસદ્ભાવવાળી વસ્તુ તે તો આ રંક દિવ્યજ્યોતિની જ. મારી વારંવારની વિનંતિ છે કે આ પુસ્તકમાં રહેલી ત્રુટીઓ માટે ક્ષમા કરશો. વળી શ્રીયુતભાઇ પુરૂષોત્તમદાસ મ. ત્રિવેદીએ આ પુસ્તકની પ્રસ્તાવના લખી પુસ્તકને માન્ય રાખ્યું છે તેને માટે ગુરૂદેવ તેમને ધન્યવાદ અર્પો–તેમજ અંતરમાં રહેલા અને તેમના ગુરૂદેવની સેવાના દરેકેદરેક અભિલાષ પૂર્ણ કરો. અસ્તુ.

‘ દિવ્યજ્યોતિ ’

હીરાલાલ છગનલાલ તારકસ.

---

O My heart ! The supreme spirit, the great MASTER, is near you; wake, oh wake ! Run to the feet of your beloved; for your Lord stands near to your head.

You have slept for unnumbered ages; this morning will you not wake ?

It was a sight indeed. The twilight had triumphantly spread its wings over the whiteness of the temple-stones; the encircling air breathed graceful silence and supurb awe; in the midst of this the brilliant eyes of my Lord trickled their lustre entwining all those sitting around him; a slender body with a simple kurta was in itself the awe-incarnate. The soul of Gurudev pulsated life in the audience which patiently heard him in mutations; some women, albeit, seemed to feel impatient of silence; some appeared to tell the beads and some of them simply looked at Gurudev in all attention. But Gurudev appeared to respond to all. It was a sight of life, quite enough to bespeak complete renunciation and self-realization. Inscrutable were his ways and chiselled indomitable soul he possessed.

× × × ×

'Merciful Lord, we live on your bountiful compasision. Lift unto us the cup of thy compassion and relieve us who feel bereaved Nothing can lessen our love and venerable regard unto you;we are tied to the tip in the silken chords of your love and blessings. Time fails to furnish us with a healing balm. We grieviously find a painful vacuum without your bodily presence. Now ten years have rolled on; we anxiously await you; we are impatiently longing for our resurrection in the 'Darsana' of yours. My Lord, you promised us to return after a decade and our impatient eyes and withering heart pray all over to find you in our midst. Now you should return. The very temple of yours, your promenade, guest-house and the spacious

meditation-home, nay, all the contents of the temple stand eagerly awaiting you now. Every entry of mine in the temple creates a visitation on my mind of your compassionate presence and I see before me the whole mortal form of yours seated on a slab taking a bath; my mother or Kamlaben appeared to await on you in service. I read your courtsies even when you silently becon to them though in trance. My Lord, the bathing pot is filled to the brim with hot water. I see you bathing and very soon I find you in the mediation-room, with dhoti changed. The old worn-out lamp begins to flicker in the central-room and its deem light filters all over the meditation shrine. Every thing is ready for the सन्ध्यावंदन; preparing for it I see you commencing your silence; my eyes find you unfailingly performing the सन्ध्या, singing the mantras and stright away commencing the beads. All these images fleet on my mind in quick succession."

× × × ×

The panorama of word is ingraind in fancy. We fit directions in space on the motive of convenience; but these very directions seem to be changing as one moves. Such is the case with this world of ours. The conception of world becomes mobile because it is saddled upon human imagination. Imagination in turn is subjective and hence fickle. The spectacle of the world and its contents appear to be shifting, changing and transforming as our vision thereof is changing. The whole universe itself seems to march on the shifting shadow of mind. Therefore consider this, that the

world does not exist in reality. When we know God, feel God, nay, when we find him enshrined in the inner most recesses of our hearts, whence is the puzzle about the world ? Self-realization has within it a focus of the entire macrocosm. All that is seen is a manifestation of the divine potentiality in the heart of man.

From,
SADGURU CHANDRODAYA. P. VI (Manuscript)
By
HIRALAL C. TARKAS.
Translated by :—
Prof. P. M. Trivedi, M. A. Dip. G. (London)
F. R. G. S. (Wilson college-Bombay)

× * ×

His will's the spring that moves the world. In the beginning of the universe he existed as Sat, he willed, 'Let me be many,' and Prakriti was brought into being. Prakriti in turn gave birth to animate and inanimate things. To sustain and govern this universe Devas the enlightend ones were born. The three qualites of Prakriti are Satwa, Tamas, and Rajas. The first gave us the Devas, the second matter and the third the five elsments Satwa is the power of wisdom. Rajas is activity and Tamas is inertia. God is above all this Thus what was born of thes things is called Brahmand. It is also the Om.' The line is the important thing that gives us all forms. In the the same way 'Om' is the base of the world.

From,
SADGURUCHANDRODAYA P. I
BY :-HIRALAL C. TARKAS.
Translated by :-Sjt VEERBALRAM H. MEHTA, S. T. C.
Municipal Councillor (Bandra)

"The spirit and the product of our Indian philosophy are the beckoning lights in our search. It holds out illuminous lamp over the pitched darkness of life and helps us to see GOD. Its instrinsic vitality unfailingly ministers to us a direct perception of GOD; we can see GOD eye to eye. Know it for certain, that Indian philosophy is neither discursive nor does it take to the common path of fruitless intellectual debates to seek for the existence of God in the nooks of logic and hackneid reasoning which are so cheaply purchased either from books or from teachers with a complex of complascent wisdom."

SHRI

SADGURU SHUKACHARYAJI

Maharaj

ANKLESHVAR



**श्री. श्रो. ब्र. पूज्यपाद श्री आचार्यचरण श्री १०८**
**महाराजश्री शुक्राचार्यजी. अंकलेश्वर.**

| जन्म | | समाधि |
|---|---|---|
| सं० १९३२ | ——— | सं० १९८५ |
| आषाढ कृष्ण पंचमी । | | भाद्रपद शुक्ल दान एकादशी । |

॥ શ્રીશુકદેવો વિજયતેતરામ્ ॥

'રાધાવિહાર' ૧૦ રસ્તા
આર

તા. ૧૧-૮-૧૯૩૪
— વાર શુક્ર —

## શ્રીસદ્દ્ગુરૂ ચન્દ્રોદય

"શ્રીશુકં સુખદાતારં ત્રાતારં ભવસાગરાત્ ।"
"સત્યપ્રકાશકર્તારં શબ્દરૂપં નમામ્યહમ્ ॥"

શબ્દાર્થ:—"ભક્તજનને સુખ આપનાર, મુમુક્ષુઓને સંસારરૂપી સમુદ્રમાંથી તારનાર અને સત્યનો પ્રકાશ કરનાર એવા શબ્દ સ્વરૂપ શ્રીશુકદેવજીને હું પ્રણામ કરૂં છું।"

સંવત્ ૧૯૭૧ પોષ કૃષ્ણ ત્રયોદશીની અંધકારમય ભયંકર રાત્રિએ એક પ્રૌઢવયસ્ક સન્ત મહાપુરૂષ પોતાની નિરાધાર, નિષ્કંચન, દીન માતા તથા બે અબુધ બાળકોને સંસારની વિચિત્ર વાટિકામાં છોડી દેવલોક પામ્યા. તે તે વખતના કરૂણ બનાવો યાદ કરતાં કોઇ પણ અનુભવીને આ ક્ષણભંગુર જીવનનો મોહ છૂટતાં વાર ન લાગે.

જેમ જેમ સમય પસાર થતો ગયો તેમ તેમ દુનિયાનાં અધોગામી મોજાં આ વૃદ્ધ માતા તથા બાળકોને ભીંજવા લાગ્યાં. વૃદ્ધાની ઉમ્મર ૬૦, મોટા બાળકની ઉમ્મર ૧૫ અને નાં'નાની ઉમ્મર ૧૩ હતી. જે સન્ત પુરૂષે દેહ છોડી હતી તે વિશાલાડ જ્ઞાતિના એક વખતના જાણીતા વ્યાપારી તથા સુજ્ઞ સજ્જન રા. રા. શેઠ ચુનીલાલ તુલજારામ તારકસના પુત્ર રા. રા. શેઠ છગનલાલ ચુનીલાલ

તારકસ હતા અને તેમની માતુશ્રી તે ઉક્ત શેઠ શ્રી. ચુનીલાલના ધર્મપત્નિ તે શ્રીમાન્ છબીલદાસ ડાહ્યાભાઈ રેશમવાળાના પુત્રિ થતા હતા. ઘરડેઘડપણે તેમના એકના એક સુશીલ, સજ્જન, ધર્મપરાયણ, ભગવદ્‌ભક્ત પુત્રના મરણથી લગભગ બેફામ જેવી અવસ્થાને પ્રાપ્ત થયાં છતાં તેમના મોટાં પુત્રિ નંદકોરગૌરી તેમજ તેમના પુત્રિ ચી. મોતીબ્હેન વિ. ના આશ્વાસનથી તેઓ પોતાના પ્રાણ ટકાવી શકયા. તેમની નજર સમક્ષ મર્હુમ સજ્જનનાં બે બાળકો વનવગડામાં એકાકી ગુલાબના છોડ પર બે પુષ્પ સમાન ગરીબ થઈને રડતાં હતાં.

પિતાના મરણ સમયે એ બન્ને બાળકો હાજર હતાં. તેમાં જે જ્યેષ્ઠ પુત્ર રા. ચીમનલાલ છગનલાલ તારકસ હતા તે પિતૃભક્તિપરાયણ હતા, તેમની સ્થિતિ બહુ ગંભીર થઇ ગઇ, અને દ્વિતીય પુત્ર ચિ. હીરાલાલ છગનલાલ તારકસ જે તે વખતે તદ્દન ઉછાછળો અને અજ્ઞાન હતો તેને પ્રસંગગાંભીર્યનું ભાન ન હોવાથી દેખાદેખી રૂદન કરતો હતો. બન્ને ભાઇઓ સહોદર છતાં ભિન્ન ભિન્ન વિચારના હતા. એકને સંસાર સમૃદ્ધ વિજયની હોંસ હતી, બીજાને ભણીગણી દેશપરદેશ ફરવા જવાની તીવ્રાકાંક્ષા હતી. અચાનક ઉપરોક્ત બનાવથી જીવનમાં શિથિલતા આવી ગઇ. જેમ તેમ સજ્જન સગાંઓની ઓથથી બન્ને ભાઇઓએ ગુજરાતી તેમજ અંગ્રેજી ધોરણોનું અલ્પ જ્ઞાન મેળવ્યું. કેળવણીમાં ઉત્સાહ આપનાર મર્હુમ પિતાના મસીઆઈ ભાઈશ્રી છોટાલાલ છબીલદાસ મારફતીઆ બી. એ. હતા. જેમનાં કુટુમ્બના અનેક ઉપકારો આ બન્ને બાળકો

અને મહુંમ વૃદ્ધ માતા ઉપર છે. ત્રણ વર્ષ દુઃખનાં જેમ તેમ પસાર થતાં ત્રણ સુખનો અનુભવ થયો—

દુઃખનાં દિન તો દોહ્યલાં સાહેલડી—
સુખનાં સ્વપ્નાં મ્હારાં ભડકે બળે રે...
આપવીતી વાત મ્હારે કોને કહેવી રે ...
દુઃખના દવ મ્હારે હૈયે જળે રે....

દુઃખનાં પટંતર નીચે છુપાયલું આ કુટુમ્બ જીવવાની હોંસે અને સુખની આશાએ પોતાનો કાળ વ્યતીત કરતું હતું. સંવત્ ૧૯૭૨માં અંકલેશ્વર મધ્યે એક યોગીન્દ્ર શિષ્યે અવનવો યજ્ઞ જગાવ્યો—જે યજ્ઞ કલિયુગમાં ભવ્યાતિભવ્ય ગણાય છે. તે વખતે હું હીરાલાલ. છ. તારકસ, બેન મોતી-ગૌરીની સાથે તે યજ્ઞ મંડપના દર્શનાર્થે ગયો હતો. જે મહાપુરૂષના દર્શનાર્થે આખું ગુજરાત ગાંડું થયું હતુ-જેના આ મહાયજ્ઞમાં દેશ દેશાવરના સમર્થ વિદ્વાન પંડિતોએ ભાગ લીધો હતો તેવા ભવ્ય પુરૂષના દર્શનાર્થે ગયલો હું, રમતગમતની લાલસાએ છેકજ મસ્તીખોર બન્યો હતો. અંકલેશ્વરની શેરીએ શેરીએ રમતો અને દર્શને જતો આવતો પણ આજ મહાપુરૂષ મ્હારા જીવન પ્રભુ છે—મ્હારા પ્રેમનો પ્રકાશ છે—આત્મસખા છે તે હું તે વખતે જાણી શકેલો નહિ.

"સમય સમયની વાત શું કહેવી...."
"વાતુમાં ચિત્ત મ્હારૂં ઝાખું પડે...."
"યુગ યુગના સંજોગો હમારા..."
"દીલદીલમાં મ્હારા ફરતા ફરે...."

અંકલેશ્વર ભૂમિ પરના મ્હારા આ પ્રથમ પ્રસંગથી મ્હને એટલું તો થયું જ હતું કે અંકલેશ્વર ઘણું મઝાનું ગામ છે. સુરત કરતાં રસિલું છે. નાનકડું છતા રંગીલું છે. ગામડીયું છતાં ગોઠી જાય એવું છે. શહેરની ભવ્યતા નથી છતાં શહેરથી અધિક છે.

મ્હારા જીવનનો એકે પ્રસંગ એવો નથી જેણે મ્હારા મનમાં કોઈ સમાધાની નહિ કરી હોય. હંમેશ દુઃખ વખતે દીલાસા—અને સુખ વખતે સજ્જનતા મ્હારા મનથી મને મળી છે. અભિમાન રૉપ કે ઘમંડનો ખ્યાલ પણ નથી આવ્યો—વાત એટલી કે મસ્તી તોફાન તો તે હંમેશ ચાહતું જ.

લગભગ ૧૬ વર્ષની વયે પગમાં નાસુર થયું. છ મહીના ખાટલાવશ રહેવા છતાં, ગરીબી ગંદકી અને ગલિચમાં પડી રહેવા છતાં, અનંત દુઃખો ભોગવતાં વડિલ-બન્ધુ અને વૃદ્ધ પિતામહીને વિધવિધ વાતો કરી હસાવવાનો મારો સ્વભાવ થઈ ગયો હતો તે કાયમ રહ્યો. જુદા જુદા દોહરા લખી રસ્તા પર ઉરાડી મુકતો ...જનાર આવનાર લે કે ન લે પણ અણજાણ વ્યકિતને તે પહોંચશે એ શ્રદ્ધા હતી...

"દીન ઉગે રજની થતાં ઉરમાં ચરરર થાય,"
"કરવું શું કરવું નહિ તે તો નહિ જણાય."

વૈષ્ણવ ધર્મ અને વૈષ્ણવતા વૈષ્ણવોમાં સહજ હોય છે. શ્રીમદ્ વલ્લભાચાર્ય મહાપ્રભુજીની દયાથી અનેક જીવાત્માઓ વૈષ્ણવ થઈ વિષ્ણુ ભગવાનના ચરણારવિંદને પ્રાપ્ત થયા છે. પૂ. પિતાજીના સંસ્કાર વડિલ બન્ધુમાં

સહુજ હુતા-ગમે તેમ છતાં એક બે કલાક સેવામાં જતા, તેમાં તેઓશ્રી મોટેથી સંસ્કૃત શ્લોકો બોલતા-હું ભગવાનશ્રીની ફૂલની માળા દિનપ્રતિદિન બનાવતો અને તેના રાગમાં હું મારો રાગ ભેળતો. નિશાળેથી પાછા ફરી ઘેર આવી રાત્રે વાળુ કરી વડીલ બન્ધુ ભાગવતજીનુ વાંચન કરતા, જે પિતાજીના સમયથીજ નિયમિત હતું.

જે ઘરમાં સર્વે રહેતાં હતાં તે ઘરમાં એક સુશીલ કુટુમ્બ આવીને વસ્યું........તેમાં એક પતિવૃતા છતાં દુ:ખીઆરી બહેન હતા. ઘાઢ પરિચય થતાં મને મારી માતાનો પ્યાર યાદ આવ્યો........એ બહેનનેજ મારી માતા સમજી તેની સેવા કરી વખત પસાર કરવાનો નિશ્ચય થયો ....એટલામાં પ્રભુકૃપાથી શ્રીરામકૃષ્ણ પરમહંસના જીવન ચરિત્રનો પ્રકાશ થયો....એ માતૃભક્ત રામકૃષ્ણની હોંસ મારા દીલમાં પ્રગટી. હું પણ ‘ **મા** , ‘ **મા** ’ કરવા લાગ્યો. પાર્થિવ અભિલાષો ઓછા થયા અને દિવ્ય દર્શન કરવાની હોંસો વધી........રસ્તે જતાં આવતાં જ્યાં ત્યાં શ્રી અંબાની મનોમય મૂર્તિ જણાવા લાગી, દેહભાન ભૂલાવા લાગ્યું—અન્ન અકારૂં થયું—ભુખ મટી ગઈ—ભાન જતું રહ્યું—કલાકો સુધી ‘ હરિઃ ૐ ’ નો ધ્વનિ અંતરાત્મામાંથી નીતરવા લાગ્યો—શરીરના અવયવો શિથિલ થયા....નાડ બંધ થઈ, પ્રણવાદિ૦ નાદ અને ગુરૂ દત્તાત્રેય આદિ સિદ્ધોનાં દર્શન થવા લાગ્યાં....હિમાલય ગંગા-અલખનંદા-અને હિમશિખરો પર અવધૂત યોગીન્દ્ર શ્રી દત્ત મહાપ્રભુનાં મનોહર દર્શનથી જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ નષ્ટ થયાં....કાવ્યાલંકારો છન્દબદ્ધ

વિપુલ, વિભૂતિ ભર્યાં કુલ ભંડારમાંથી નીકળવા લાગ્યાં.

ત્રિમુર્દ્ધ મનહારી મંદમંદ નયને દૃષ્ટિ કરતા મન પંખીને માનસરોવર પર ખેંચી ગયા...એક બે, ત્રણ, ચાર, પાંચ, અને છ કલાક સુધી દેહ વિસ્મૃતિ કરાવી દીધી......

અંગો અંગમાં પુલક, પ્રેમ અને રૂદન શરૂ થયાં—સંસારીઓમાં ખળભળાટ પેંઠો—હીરો ગાંડો થઇ ગયો—ડૉકટરો તપાસવા ઘેર આવ્યા—અનેક પરીક્ષાઓ કરી છેવટે 'ભણ્યા ગણ્યામાં એ નહિ આવે'—એમ કહી જીદ્દબાદ ઓછી થઇ ગઇ અને પ્રારબ્ધ પર છોડી શેઠ ચીમનલાલ પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા—આડોશી પાડોશીઓ પણ મદદ રૂપ થયા......

સુરત મધ્યે મશહૂર અંબા કાલિકાનાં મંદિરોમાં જતાંજ દેહ વિસ્મૃતિ થતાં લોકો જોઇ રહેતા—રસ્તામાં ધૂળમાં આળોટી પડતાં દેહ ગંદો થતો છતાં શરીરને કંઇ ઈજા પહોંચી નહિ એજ રક્ષણહારની રક્ષા........

અલમસ્ત દશામાં ધગધગતા પાણીની ધાર અંગ પર કરવા લાગ્યો—મૃત્યુનો ભય જતો રહ્યો—નિયમિત પર વિણ પ્રાશનનો નિયમ ચાર વર્ષ રહ્યો—

સંસાર સંદગ્ધ છે—દુઃખ તો પોતાનો પાઠ ભજવેજ છે. પ્રારબ્ધ કર્મ કોઈને છોડતું નથી—અગવડ ભરેલા સંસારથી કંટાળી નિશાળ છૂટી અને નોકરી કરવી પડી....તેમાં પણ ચિત્ત ન રહેવાથી મુંબઇની મશહૂર નગરીમાં આવ્યા—અલ્હાબાદ બેંકમાં નોકરી નવ મહીના કરી....દમ્યાન સાધના અને 'હરિઃ ૐ' વિ. ના જપાદિ ચાલુ હતા....

સુરતમાં વાડીફળીઆ મધ્યે આવેલી મોઢ બોર્ડિંગમાં એક વેદાન્તી વિદ્યાર્થી અંકલેશ્વર ગામનો વતની અને મ્હારા સદ્ગુરૂ શ્રી શુકદેવજી મહારાજનો કૃપાપાત્ર જે મ્હારો હંમેશનો સાચો મિત્ર પ્રેમદાતા **રમણલાલ છોટાલાલ કાપડીઆ** હતો....તેનો પરિચય અનાયાસે થયો—એની અનુભવી વાણીનો પ્રસંગ મને એક વખત શીશુ મંડળમાં થયો—સંસ્કાર યોગે તે વધ્યો—એમની ઇચ્છાએ મ્હારી દૃષ્ટિ અંકલેશ્વર **શુકદેવ મહામંદિર** પ્રત્યે દોરાઇ—**શ્રીહરિપ્રસાદ બાળમુકુંદ ભટ્ટ** જેઓ સુરતમાં સત્સંગ મંડળ ચલાવી રહ્યા હતા તેઓનો પરિચય એક ભાવિક બ્હેન મારફતે મને થયો અને એ અનન્ય પુરૂષની પ્રીતીથી ખેંચાયલો હું હંમેશ એમના મુકામે જવા લાગ્યો—ત્યાં પણ મ્હારી દશા **ગાંડા જેવી** હતી—એઓશ્રી પણ શ્રીયોગીન્દ્ર મહારાજ શ્રીશુકદેવજીના પાટવી **ઉપદેષ્ટા** હતા અને વારંવાર ગુરૂદેવની વાતો મ્હારા કર્ણ પર નાંખતા હતા—એક દિવસ તેઓશ્રી અને અંકલેશ્વર મંદિર ખાતાના મુખ્ય કારભારી **શ્રી. નાથુભાઈ જગન્નાથ ગાંધી** એ બન્ને ગુરૂબન્ધુઓ પરમ પ્રેમથી વાતચિત કરતા હતા તે જોઇ મને પણ સહજ ગુરૂબન્ધુનો ઉમળકો થઇ આવ્યો—મ્હારૂં હૃદય એવા સ્નેહ પ્રસંગો જોતાં હંમેશ પોચું થઇ જાય છે—

"એવે મળ્યો સુલભ યોગ શ્રીજી પ્રભુનો"
"ને હું ગયો પરમ ધામ શ્રીસદ્ગુરૂને"
"જ્યાં પ્રેમ યજ્ઞ મધુરો સહુ સજ્જનોનો"
"રોપાયલો પરમ દૃષ્ટિ પડયો અમૂલ્ય"

'જળકુંડ' કે જેને નર્મદા પુરાણમાં સર્વો-જ્જલ તીર્થ કહ્યા છે, એ રમ્ય કુંડ અંકલેશ્વર સ્ટેશનથી દોઢ માઇલને અંતરે છે. શ્રીનૃસિંહ શ્રેય : સાધકોનો સમારંભ પ્રતિ વર્ષે આવા કોઇક કોઇક રમ્ય સ્થળોમાં થાય છે. જળકુંડ પર તેમણે એક પ્રસંગે ભર્યો. પૂર્ણ થતાં શ્રીસદ્‌ગુરૂશ્રી શુકાચાર્યજી મહારાજને એ પરમ તીર્થ કુંડ પર એવોજ એક સમારંભ કરવાનો આદેશ થયો.... પોતાના પુષ્ટિ સાધકોને લઈ તેઓ જળકુંડ પર વિરા-જ્યા—નિત્ય નિયમ અને કાર્યક્રમ પ્રમાણે સાધન ભજન થવા લાગ્યાં....ઘણા શિષ્યો શ્રીગુરૂદેવ સાથે પોતાનો મુકામ કરી પડયા હતા જ્યારે ગામમાંથી પણ પ્રતિદિન વ્યવસાયી હરિજન સાધકો આવવા ચૂકતા ન હતા.—

નૃસિંહ શ્રેય્યસ્સાધકોની વેદી પરજ મંડપ કરી શ્રીશુકદેવ શ્રેયઃસાધક મંડળ પડયું હતું—બ્રાહ્મિ મુહૂર્તમાં ઉઠતાં મુખપ્રક્ષાલન દંત-ધાવન જાતકર્મ અને સ્નાનાદિથી પરવારી શ્રીગુરૂચરણ-સાન્નિધ્ય સર્વે સાધકો બેસતાં અને પ્રણવાદિના ઉચ્ચારો સહિત ધ્યાન નિમગ્ન થઈ જતાં—લગભગ પોણા કલાક પછી શ્રીશુકદેવજી મહારાજકી જય કરી ગુરૂદેવ ધ્યાન મુક્ત થતા અને યોગાભ્યાસ અને નિષ્ઠા પરત્વે રમુજી દૃષ્ટાંતોથી ખીચ્ચોખીચ એવું તો અદ્‌ભૂત વ્યાખ્યાન કરતા કે સમ્મિલિત સાધકો પેટ પકડીને હસતા—

"એવે મળ્યો પરમ યોગ મહાપ્રતાપી"
"કે હું ગયો પરમ મિત્ર સહિત ત્યાં તો"
"આનન્દ દર્શન થયા ગુરૂરાજશ્રીનાં...."
"અત્યદ્‌ભૂતા અલખ બંસરી રાજવીના..."

મ્હારા પ્રિય ગુરૂ બન્ધુ રમણલાલે મને એક પરમ ગુરૂ ભક્ત **નિર્મળલાલને** મળવા સૂચન કર્યું હતું. સંસારીક પ્રવૃત્તિ દરમ્યાન હું એકવખત અંકલેશ્વર ધંધાર્થે ગયેલો તે વખતે તેમને મળ્યો—અરસપરસ ગાઢ પ્રેમ બંધાયો ભાઇશ્રી નિર્મળલાલ વેણીલાલ દેસાઇ તે વખતે સ્વામી રામની મસ્તીમાં હતા. તેમના સહાધ્યાયી ભાઇશ્રી **છગનલાલ હરગોવિંદદાસ દેસાઈ** તેમની સાથેજ રહેતા ગામના અનેક યુવાનો તેમના સંગથી સત્પંથે ચઢી દોડવા, તરવા, ઝાડે ચઢવા વિ. ની કળાઓ શિખ્યા હતા—આવા ગૃહસ્થ જીવનમાં પ્રવેશેલા છતાં નિર્લિપ્ત યોગાત્માનાં દર્શન કરવા ભાઇશ્રી રમણલાલનો પ્રેરેલો બીજીવાર એમને મુકામે ગયો, જ્યાં એ ભાઇની ગેરહાજરી હોવાથી તેમના લઘુ બન્ધુ **શ્રી. મધુભાઇ વે. દેસાઇ** અમને સમારંભ મુકામે લઇ ગયા. મ્હારી સાથે મ્હારા પૂ. મામા છતાં મિત્ર સમા ભાઇશ્રી **રમણલાલ મોતીરામ ખાંડવાળા** હતા. અંકલેશ્વરથી ટુંકે રસ્તે અમે ત્રણે જણ જળકુંડ પર સન્ધ્યા સમયે આવી પહોંચ્યા. રા. નિર્મળલાલ ગુરૂદેવનું પ્રવચન શ્રવણ કરતા હતા. તેમને ખબર પડતાં અમને કહાવ્યું કે પ્રવચનમાં બેસો. એમની આજ્ઞા સાંભળી હું તથા મામા બન્ને પ્રવચનમાં બેઠા. આ વખતે જાણે એક ગ્રામ્ય વૃદ્ધ પુરૂષ પોતાની જ્યોતિર્મયી વાણીથી વાર્તાલાપની પદ્ધતિથી ચોકદાર ભાષણ કરે છે. સૌ છક થઇને સાંભળે છે શ્રોતાઓમાં યુવાન વર્ગ એક બાજુ વૃદ્ધ મંડળ વચ્ચે અને સ્ત્રી મંડળ સૌથી પાછળ હતું. અમે પુરૂષ મંડળમાં બેઠા... વાક્‌ધારા સાંભળવામાં આવી....

॥ क्लेशकर्मविपाकाशयैरपरामृष्टपुरुषविशेष ईश्वरः ॥

**અર્થ**:—"ક્લેશ, કર્મ, વિપાક, અને આશય વડે અસંસ્પૃષ્ટ પુરૂષવિશેષ તે ઇશ્વર છે"

અહા ? ? શું સુંદર વિષય હતો ! !....

"લેને લેને લ્હાવ જીવને જોતાં નહિ જડે"....

એમ કહી વિવેક, વૈરાગ્ય, ષટ્‌સમ્પત્તિ, મોક્ષેચ્છા વિ. નાં સાધનો સમજાવી લગભગ પોણા કલાકે પ્રવચન પુરૂં કર્યું. તેમની જોડે શ્રીશુકદેવ પીઠસ્થ મહારાજશ્રી **લક્ષ્મણરાવ**—શુકદેવકર બેઠા હતા. તેમણે ચમકાવનારી ચોંપ વાણીથી ગુરૂદેવની વાતને ટેકવી-પછીથી **શ્રીહરિપ્રસાદજી** મહરાજશ્રીએ દૃષ્ટાંત સિદ્ધાંતોથી એજ વાતનું સમર્થન કર્યું. શ્રી **જગન્નાથ** મહારાજશ્રી એ વખતે હાજર નહિ.

આવા અદ્‌ભૂત પ્રસંગે **મા ઘેલો** હીરૂ ભાન ભૂલ્યો અને ટટાર થઈ સ્થિર થઇ ગયો. અડધા કલાકે ભાન આવતાં તેના મિત્રો તેની આસપાસ બેઠા હતા. શ્રીશુકદેવાચાર્યજીના યુવાન શિષ્યો દશેકની સંખ્યામાં ત્યાં બેઠા હતા. ઘેરથી ઓઢવા પાથરવાનું લાવી બધા ત્યાંજ મુકામ નાંખીને પડયા હતા. જળકુંડની પાસે એક સિદ્ધ ટેકરી છે. જેને **ભવાનીશંકર મહાદેવની** ટેકરી કહે છે. ત્યાં મહાદેવનું ન્હાનું શું એક દેવળ છે. ત્યાં બપોરની વખતે સાધકો આરામ લેતા. કોઇ ગીતા તો કોઈ મન્ત્રજપ તો કોઇ આજુબાજુના ગામગમાતરાની ખેતીવાડીની વાતો કરતા હતા. સર્વે મિત્રોને મળી ભોજન વિ. ની હકીકત પૂછાઇ. ગુરૂમહારાજનો મુકામ પાસેના એક મંદિરમાં હતો. રાત્રિ

થઇ અને ભોજન માટે શ્રીહરિપ્રસાદજી અમને મહારાજ-શ્રીના મુકામ પર લઇ ગયા, ત્યાં શ્રી. લક્ષ્મણરાવ મહારાજ બિરાજ્યા હતા...

મને ગુરૂદેવે પૂછ્યુ

"હીરૂભાઈ! તમે શું કરો છો?"

મ્હેં દીન વાણીથી તેમને પ્રત્યુત્તર આપ્યો—

'હું મા,મા, કરૂં છું—સુરત શહેરને સામે કાંઠે જઇ ધૂળમાં આળોટું છું, અને આક્રન્દ થતાં કાંઈ ચેન પડતું નથી.'

ગુરૂદેવશ્રીએ કહ્યું:—

"બહુ સારૂં, વાહ, ઘણુંજ ઉત્તમ. તને તારી મા મળશે"

'હું ગદ્ગદ્ થઇ ગયો અને રડી પડયો. ગુરૂદેવે લાપસી જમાડી અને કહ્યું 'જાઓ, આ અમારા **લક્ષ્મણ** મહારાજની સાથે સત્સંગ કરો.'

**લક્ષ્મણ** મહારાજ ઉઠ્યા અને બોલ્યા. "ચાલો." અમે તેમની પૂંઠે ગયા. જળકુંડના ઓવારા પરના એક જીર્ણ દેવાલયમાં તેમનો મુકામ હતો, ત્યાં એક પાટ હતો. તે પાટપર પોતે બેઠા. નીચેથી હું, મ્હારી પાછળ રમણ-મામા અને તેની પાછળ એક સજ્જન શેઠ ગુરૂદેવના પરમ કૃપાપાત્ર શ્રી. **નગીનલાલ ગંગારામ કાપડીઆ** શાલ ઓઢીને બેઠા હતા.

શ્રીશુકદેવજીનો જીવન ઇતિહાસ શ્રીમહારાજ લક્ષ્મણ-રાવે એવી છટાથી કહ્યો કે 'હું તો દિંગજ થઇ ગયો!

પૂર્વે નહિ સાંભળેલો ઇતિહાસ સાંભળી મને તેમના પર મોહ થયો. રાત્રે પાદવંદન કરી શયન મંડળમાં અમે દાખલ થયા. અમારી સાથે પૂ. શેઠજી પણ હતા. શયન મંડપના આગલા ભાગમાં હજું રાત્રિનો શંકા સમાધાનનો એક કલાક બાકી હતો.

લગભગ ૧૦ વાગે ગુરૂદેવ મંડપમાં પધાર્યા. સૌ મહારાજો અને ભકતો ટોળું વળીને બેઠા. પહેલી શંકા ગુરૂદેવે કરી અને મધુર વાણીથી બોલ્યાઃ—

'હીરૂભાઇ, આપણે "**શ્રીશુકદેવજી**" "**શ્રી શુકદેવજી**" કહેવાનું કારણ શું?

આવા મીઠા મનોહર પ્રશ્નનો જવાબ હું શું આપું? હું નિરૂત્તર રહ્યો એટલે મારી જોડે બેઠેલા રા. ભાઈ **રમણલાલ અમથાલાલ ધુપેલીઆ** બોલી ઉઠયા—

'એમનાથી આપણને જ્ઞાન થયું છે તે માટેજ'—

ગુરૂદેવ હસી પડયા અને બોલ્યા,—

"જોયું? જેનાથી જ્ઞાન થાય તેનુંજ નામ લેવાય."

"તમે તમારા બાપનુંજ નામ કેમ લ્યો છો? તેનાથી તમે પેદા થયા છો માટેજ. તેવી રીતે શ્રીશુકદેવજીથી આ સંસ્થાનો જન્મ થયો **તેથીજ**" '**શ્રીશુકદેવ નામ લેવાનું**"—એમના પદે પદે લાલિત્ય, મધુર હાસ્ય, અને ગુણીયલ વાકયમાળા સાંભળી હું તો છકજ થઇ ગયો. એવે એક વૃદ્ધે ઉભા થઇ "**ક્ક ક્ક**" કરીને ગ્રામ્ય ભાષામાં એક ભજન ગાયું. જે સાંભળી ગુરૂદેવ મ્હારા સામું જોઇને હસતા જાય અને સમજાવતા જાય. ગ્રામ્ય હૃદયનો અકૃત્રિમ પ્રેમ અને અકૃત્રિમ શબ્દો સાંભળી મ્હારા અંતરમાં

અનેરાં સ્વપ્નો જાગ્યાં—શમ્યાં—અને શ્રીશુકદેવદજીના પ્રેમમાં લીન થયેલો હું ભાવાવેશમાં ડોલવા લાગ્યો.

રાત્રિનો દરબાર ખલાસ થયો. જતી વખતે ગુરૂદેવની સન્મુખ સાષ્ટાંગ દંડવત્ કરી હું ઉભો એટલે મેં કહ્યું—

'પ્રભુજી મારે ભેટવું છે'

"વાહ વાહ, બહુજ ખુશીથી" એમ કહી તેઓ મને બહુજ ભાવભરી રીતે ભેટયા અને બેચાર વખત થાબડી કહેવા લાગ્યા.

"જો ત્હારી ઘણી ઉંચી દશા છે. ચોથી ભૂમિકા છે—"

"ખાંડની ચાસણી થઇ ગઇ છે–હવે જેવું બીબું તેવો આકાર થશે"—"તું મને ગુરૂ કર"

ગુરૂ કરવાની વાત સાંભળી હું વિચારવા લાગ્યો 'મોઢે કહે તે કંઇ ગુરૂ થતા હશે કે?' ગુરૂદેવ તો જતા રહ્યા. મનનાં ધાર્યું. "આપણા જેવાને તો લક્ષ્મણરાવજ સારા" મારા મિત્ર છગનલાલે પૂછયું "તમારે કોનો ઉપદેશ લેવો છે?"

મેં કહ્યુ 'લક્ષ્મણ મહારાજનો.' 'બહુ સારૂં' કહી તે મિત્ર તો જતા રહ્યા. રાત્રે સાડા અગ્યારે શેઠજી નગીનભાઈ મને લઇને સુવાના મુકામપર ગયા. ત્યાં ગુરૂદેવના ભક્ત ભાઇ મગનલાલ પ્રાણજીવનદાસ કાપડીઆ પણ હતા.

લગભગ ચાર વાગ્યા સુધી એકાસને સત્સંગ કરી શેઠજી અને હું સૂતા. પાછા અડધા કલાકમાં જાગ્યા—સ્નાનાદિથી પરવારી ધ્યાનમંડપમાં ભેગા થયા. ધ્યાનમંડપમાં ભેગાં થતાં પહેલાં જળકુંડ પર આવેલા એક બીલીના ઝાડની નીચે યુવાન શ્રેયઃસાધકો ભેગા મળ્યા હતા. દરેક

જણુ આનંદમાં હતા-કલેશ દ્વેષનુ નામ નિશાન ન હતું. એ વખતે એક યુવાન શ્રેયઃસાધક કે જેનું નામ ભોગીલાલ હીરાલાલ હતું તેનો પરિચય મને થયો-એ તેજસ્વી યુવાન નાનપણુથીજ ઇશ્વરભક્તિપરાયણુ હતા. તેના પિતા પણુ તેવાજ હતા. મંડપમાં વખતસર ભેગા મળ્યા. પછી સૌ સૌના નિયમિત આસન પર બેઠા. ગુરૂદેવ પણુ પધાર્યા. એકંદરે શાન્તિ ઘણીજ ( **આનંદકારી** ) હતી. બ્હેનો પણુ પાછલા ભાગમાં બેઠી હતી. તેઓ પણુ જાણે ગાંભીર્ય-પ્રપૂર્ણ જણાતી હતી. ધ્યાન મુક્ત થતા શ્રીગુરૂદેવનું વ્યાખ્યાન શરૂ થયું, તેમાં જ્ઞાન ભક્તિ વૈરાગ્યનો બોધ હતો. સમ્મિલિત સાધકોમાં ગૃહસ્થાશ્રમી વર્ગ વિશેષ હતો અને કાળ પણુ કળિયુગનો હતો એટલે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગ યોગ તેમણે સમજાવ્યો. કર્તવ્યમાં શ્રવણુ, મનનાદિ ભક્તિથી શુભેચ્છા સુવિચારણા વિ૦ ભૂમિકાઓ સહજ પ્રાપ્ત થાય છે એમ કહ્યું-અને **સદ્‌ગુરૂની પ્રગટ ભક્તિ કરતાં અન્ય કંઇ શ્રેષ્ઠ નથી**-એમ કહી વ્યાખ્યાન પૂર્ણ કર્યું. અધિકાર પરત્વે પ્રભુની ભક્તિ દરેકનું કલ્યાણ કરનારી છે. અને તેમાં જે પ્રમાદી થાય છે તે જરૂર માર ખાય છે એમ સમજાવવા વૈરાગ્યનાં સચોટ દૃષ્ટાંતો કહ્યાં—

" **श्रद्धाभक्तिध्यानशमाद्यैर्यतमानैः** ॥ એ શ્લોકને એવો તો સમજાવ્યો કે જેમાં કેવળ પરાવાણીનુંજ વહન થતું હોય એમ દરેકને અનુભવ થયો. હું તો તેમના ચાર આંચળનો ગોળો વિ. દૃષ્ટાંતોથી એવો તો હસતો હતો કે દરેક સાધક મારી સામે જોવા લાગ્યા. તે દિવસે મારે

ત્યાં રહેવાનું હતું. હું ધ્યાન નિમગ્ન હતો તે વખતે શ્રી. લક્ષ્મણરાવ મહારાજશ્રી તે જોયા કરતા અને તેમણે કોઇકને મોઢે કહ્યું પણ ખરૂં કે "બડા ધ્યાન કરનારો છે." આવા આવા પ્રસંગો ઉપસ્થિત થતાં છતાં મ્હારા મનમાં રાત્રે જે વિચાર ગુરૂદેવને ગુરૂ તરીકે ન સ્વીકારવાનો હતો તે તૂટી ગયો અને મને તેમનેજ શરણે જવાની સહજ ઇચ્છા થઈ. આવા મહાન્ યોગી પરમહંસોની દશાથી પણ અધિક દશાપ્રાપ્ત મહાન્ પુરૂષને મેં મનથી પણ અપમાન આપ્યું તે માટે પસ્તાવો થવા લાગ્યો.

બપોરના જળકુંડના ઓવારા પર માલપુડા અને દુધપાકનું જમણ હતું. શ્રીહરિપ્રસાદજીએ અમને રોકયા અને એક રાત રહી જવાને મન લલચાયું.

પૂ. રમણમામા પણ સમંત થયા—બપોર સુધી અહીંથી તહીં અને તહીંથી અહીં એમ ફર્યા કર્યું—ભવાનીશંકર મહાદેવની ટેકરી પર ગયા અને શેઠ નગીનલાલ ગીતા વાંચતા હતા, શ્રીધરી ટીકાની, તે મને સમજાવવા કહ્યું—હું મહાદેવની પાસે બેસી માળા લઈ 'હરિઃ ૐ'નો જપ કરવા લાગ્યો. ઠંડકમાં ધ્યાન કરવાનો ઓર આનંદ આવ્યો. પછી શેઠને મેં કહ્યું, 'હું મોઢેથી તમને વાત કરૂં. અંદર વાંચીને મ્હારાથી થઇ શકે એમ નથી.' બેચાર સાધકો અને અમે ગોળ કુંડાળુ વળીને બેઠા અને વિધવિધ અનુભવની વાતો કરી, એટલામાં જમવાનો વખત થયો. જળકુંડની થઈથઈ પત્રાળાં નંખાયાં કુંડની પૂર્વ દિશામાં પાટિદાર-કાછીઆ વિ. ભક્ત મંડળીની પંગત બેઠી, અને દક્ષિણે વાણીઆ અને બ્રાહ્મણોની જુદી જુદી પંગત બેઠી.

પ્રસાદની લહેજત ઓર હતી. 'શ્રીશુકદેવજી મહારાજકી જય' પોકારતાંજ મોઢામાં પાણી છૂટયું અને સૌ સડોસડ સબડકા ખેંચતા જમવા લાગ્યા. વચ્ચે ગુરૂદેવ દરેક હરિજનને આગ્રહ કરીને પીરસાવતા હતા. ભોજન વિધિથી પરવારી પાછા ભવાનીશંકર પર ગયા અને દરેક કોઈ ધોતીયું પાથરી આડા પડવા લાગ્યા. હું તો મહાદેવજીની પીંડી પાસે જઈને બેઠો. લગભગ ત્રણ વાગે શુકગીતાનું પ્રવચન મહારાજશ્રી પોતાના મુકામ પર કરતા, તેમાં જે નિવૃત્ત થયા હોય તે આવતા. શ્રી શુક ગીતાનાં ભાઈ નિર્મળલાલે પ્રુફ સુધારેલાં તેમાં તેમણે તેમની એક કડી મૂકી હતી.

'કોઈ માણીગર સુખ તેનું માણે'
'કોઈ ભોગીજન લે છે ભાણે'
'જેણે ચાખ્યું હોય તે જાણે'
'મીઠડું મ્હારૂં કોઈ ગોરસ લ્યો'

ઉપલી લીટી પોતાના પ્રિય શિષ્યે મૂકી હતી તેને માટે 'ઈતિ નિર્મળ' કહી શ્રી ગુરૂદેવે પોતાનો પ્રેમ શિષ્ય પર કેવો છે તે દાખવ્યો હતો. એ સ્પષ્ટ પ્રેમવાણીથી પણ મને ગુરૂદેવનાં ચરણ શરણ થવા સંબંધી જે અભિમાન પેદા થયું હતું તે નષ્ટપ્રાય થયું. સાંજે ફરી પ્રવચન શરૂ થયું. તે સર્વનો ઉતારો ગુરૂદેવના સાપ્તાહિક વ્યાખ્યાનો નામના પુસ્તકમાં છપાયો છે.

આવા અપ્રતિમ પ્રસંગમાં એક રાત્રિ વધુ રહી બીજે દિવસે ધ્યાનમુક્ત થઈ **શ્રીરામકૃષ્ણપરમહંસ તેજ શ્રીશુકદેવજી મહારાજ** એમ મનમાં નિશ્ચય કરી શ્રી વિવેકાનંદ કૃત:—

॥ ૐ હ્રીં ઋતં ત્વમચલો ગુણજિદ્ ગુણેભ્યઃ ॥

એ શ્લોક બોલતો હું સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ત્યાંથી ચાલી નીકળ્યો. મામા અને હું ઉપરોક્ત પ્રસંગોની વાતચીત કરતા સ્ટેશન પર આવી પહોંચ્યા અને સુરત મુકામે ઉપડી ગયા—

સુરતમાં દ્રારિદ્રય દુઃખથી કંટાળી વૃદ્ધ માતાની રજા લઇ—નિશાળ મૂકી હું મુંબઈ આવ્યો—જ્યાં ઉક્ત મામાના વડિલ બન્ધુ શ્રી. **મણિલાલ મોતીલાલ** ખાંડવાળાને ત્યાં મુકામ કર્યો—તે વખતે પણ શ્રીસદ્‌ગુરૂરાજ શ્રીશુકદેવજી મહારાજનો અપ્રતિમ પ્રેમ યાદ આવ્યા કરતો હતો—નિષ્કારણ સ્નેહોર્મિ ઉઠવાથી રૂદન થયા કરતું હતું. ઘેરથી આઠ દિવસમાં નોકરી મળશે એમ વૃદ્ધ માતુશ્રી તથા પૂ. વડિલ બન્ધુને સમજાવી જેમ તેમ આવેલો અને મુંબઇમાં ખાવા રોટલો મળે પણ સુવા ઓટલો ન મળે એવી પરિસ્થિતિમાં ઉક્ત મામાને ત્યાં ઉતરેલો—શ્રીગુરૂદેવની દયાથી બેન્કમાં નોકરી આઠ દિવસમાં મળી અને ઈશ્વરભજનસહ વ્યવહાર ચાલુ થયો—એક વખત ગુરૂદેવનો પ્રેમ યાદ આવતાં મ્હેં એક પત્ર તેમના ઉપર લખ્યો તેનો જવાબ તેમણે પંદર વિશેષણો સહિત આપ્યો તેમાં લખ્યું હતું કે ' તમારા મનથી માનેલા મહારાજના અનેક આશીર્વાદ. ' ખરેખર મ્હેં ગુરૂદેવને કોઇ સાંસારિક સંબંધથી નહિ પણ મનથી જ માનેલા હતા......પેલી કહેવત છે ને કે ' મન માને તે વર અને બાકી બીજા પર ' એ પ્રમાણે મને શ્રીશુકદેવજી મહારાજ વર એટલે શ્રેષ્ઠ જણાયા હતા—

' જ્યાંરે જોઉંરે ત્યાં તો સાંવરી સુરત વ્હાલા— '

પડી ગઇ પ્રેમ કેરા ફંદા,
મારી નજરો આગળ રહેજો રે નાગર નંદા'

આજ અનુભવ મને થયા કરતો.

સખિ ! ઉંચે જોઉં તો આકાશમાં, ને નીચે જોઉં તો મારી પાસે રે;
સખિ ! સુતો જોઉં તો મ્હારી સેજમાં,
મ્હારી સુરતામાં શ્યામ સમાયોરે—

હરિઃ ॐ નો ધ્વનિ એક સરખો દરેક કામકાજ કે ઊંઘમાં થયાજ કરતો છતાં તે પણ નિરસ લાગવા માંડયો—દિવસે....દિવસે....

"નયનનાં અશ્રુ હવે નયને જજો હો"
"નિશ્વાસ આ હૃદયના હૃદયે રહો હો—"
"આશા બધી દિલ તણી દિલ ત્યાગજો હો—"
"આનંદ એક દિલમાં નિશદિન વહો હો—"

એ રીતે રૂદન પણ ઝાંખુ થતું ગયું—કોઈ ચૈતન્ય મૂર્તિ મંદમંદ હાસ્ય કરતી યોગરન્ધ્રના પરમાકાશમાં દેખાવા લાગી.... વારંવાર આશ્વાસન આપવા લાગી... સંસાર અસાર છે—દૃશ્ય અસત્ય છે—પ્રેમ યોગીજ સાચો યોગી છે...હરિરેવ જગત્ જગદેવ હરિઃ એ ભાવ અંતરાનંદમાં વૃદ્ધિ કરવા લાગ્યો. પ્રથમનાં અદ્‌ભૂત શ્રીદત્તમહાપ્રભુનાં દર્શન ફરી શરૂ થયાં—

'ચૈતન્ય પ્રેમ શિખરે અવધૂત ભાસે'
તેમાં અનન્ત પ્રતિભા વિભુની પ્રકાશે—

આવી રીતના અવનવા અનેરા ભાવો કવિતાના રૂપમાં લખાવા લાગ્યા.......

જેમ જેમ આકાશ મેઘથી ઘેરાતું જતું હતું, તેમ તેમ અંતરના મોરલા કળા કરી નાચવા લાગ્યા.... ગંગાસ્તોત્ર, તપતીસ્તોત્ર, અને રાજા ભર્તૃહરીનાં વૈરાગ્ય અને વિજ્ઞાનશતકોનાં રહસ્યો પોતાનો મર્મ ખોલવા લાગ્યાં. ફરી એક રજામાં હું વૃદ્ધ માતુશ્રી અને પૂ. વડિલ બન્ધુના દર્શન કરવા સુરત ગયો, ત્યાંથી અંકલેશ્વર ગયો...તે પહેલાં એક પત્ર મેં પવિત્ર બન્ધુ ભાઇ રમણ-લાલ–છો–કાપડીયાને અંકલેશ્વર મુકામે લખ્યો. તે વખતે ભાઇ રમણલાલે પણ એક કવિ તરીકે મારા દીલમાં સ્થાન મેળવ્યું હતું—મારો પત્ર તેમણે ગુરૂદેવને વંચાવેલો. જેવો હું અંકલેશ્વર ભાઇ રમણલાલને મળ્યો કે તેઓ મને મહારાજશ્રી કને લઈ ગયા અને ભાઇ રમણલાલે મહારાજશ્રીને કહ્યું ‘ આ ભાઈના કાગળો એવા તો આવે છે કે વાંચતા વાંચતા માથું દુઃખી જાય ’—

ત્યારે શ્રી ગુરૂદેવે કહ્યું ‘એમ નહિ, માથું દુઃખે નહિ પણ ઘણો આનંદ થાય ’....

હું ગુરૂદેવની કૃપા સમજી ગયો. આંખે આંખ હસી અને હું તરત મુંબઈ આવ્યો...

હજુ સુધી ઉપદેશ લીધેલો નહિ—

મોહમયી નગરીના અગમ્ય વાતાવરણમાં ફરવા છતાં અંતરપટ પર ચીતરાયલી મહાપુરૂષની દયા કરૂણા કેમે કરીને ભુલાય એમ ન હતી. એમની દયા મારા જેવા અલ્પજ્ઞ ઉછરતા આશાભર્યા પ્રાણી પર ઘણી હતી–મુંબઇ આવી મેં એક પત્ર મહારાજશ્રી પર લખ્યો તેનો જવાબ પંદર

વિશેષણો સહિત તેઓએ આપ્યો તેમાં તેમણે મને લખ્યું કે ' તમારા **મનથી માનેલા** મહારાજના આશીષ ' આ પત્ર મ્હેં છાતી સરસો દબાવ્યો—સ્નેહનાં અશ્રુ આવ્યા અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ મહારાજશ્રીએ પ્રેરેલાં આંદોલનો આંખ આગળ આવીને રમવા લાગ્યાં—અંકલેશ્વરમાં દેખાયલી અલૌકિક પ્રતિમા નિરંતર હસતી હસતી હૃદયને શાન્ત કરવા લાગી...રાત્રે રેંટીઓ કાંતતા પણ જે આનંદ હૃદયમાં ન થાય તે આનંદ માત્ર મહારાજશ્રીના સ્મરણથી થતો—કવિત્વના ઓઘ અંતરને ખીલવવા લાગ્યા. આવી સ્નેહભીની અવસ્થામાં નાતાલ આવી—દશ દિવસની રજામાં ફરી સુરત આવ્યો—આ વખતે નિશ્ચય એવો કરેલો કે પહેલાંજ અંકલેશ્વર જવું ઉપદેશ લેવો અને પછીથી સુરત જવું. ભુલેશ્વરથી એક કરંડીયો ભરી મેવો લીધો—અને ઉંચકાય એટલું વજન લઇ ફાસ્ટમાં ભરૂચની ટિકિટ લઈ ઉપડયો—રાત્રિ અર્ધ નિર્મળ સ્વપ્નમાં પસાર કરી—

ચાર વાગે સ્ટેશને ઉતરી ચાલ્યો—ત્યાં કોઇ ગાડી ન મળી. અંકલેશ્વર સ્ટેશનથી ગામ માઇલેકને પં છે. બરોબર રસ્તા જોયા ન હતા. ગામમાં દાખલ થતાં એક અટપટા રસ્તે દાખલ થયો. ત્યાં અંધારામાં એક થોરીઆની વાડમાં ભટકાયો. ત્યાંથી પાછો ફરી ધોરી રસ્તે સ્મરણ કરતે મંદિરે પહોંચ્યો. ધડકતે હૃદયે પગથીયાં ચઢયો અને બારણાં ઠોકયાં-ઉપરથી માતુશ્રી હસતાં હસતાં આવ્યા અને બારણું ખોલ્યું-મને તેમણે આવકાર આપ્યો. મેં ગુરૂદેવ વિ પૂછયું. તેમણે કહ્યું-

'હમણાંજ ગામડે હરિજનો પોંક ખાવા લઈ ગયા છે.' હું નિરાશ થયો-દૃઢ નિશ્ચય કર્યો-ઉપદેશ ન મળે ત્યાં સુધી અન્ન ખાવું નહિ-એકાદશી હતી-ત્યાંથી હું શ્રીયુત ભાઈ રમણુ-લાલ-છો-કાપડીયાને ત્યાં ગયો-બારણાં ખખડાવ્યાં. એમના માતુશ્રી ઉઠયા. બારણું ઠોકયું-ભાઇ રમણુલાલ બીજે સુતા હતા ત્યાંથી બોલાવ્યા અને દાતણ પાણી થતાં સવાર પડી ગઇ. ભાઇ રમણુલાલના ઘરમાં ઘણું સારૂ લાગ્યું-એટલામાં ગુરૂદેવના જાણીતા શિષ્ય ભાઈ **નગીનલાલ હરખુભાઈ કાપડીયા,** તથા **રમણુલાલ જમનાદાસ કાપડીયા** મળવા આવ્યા-તેઓની સાથે ગામ તળાવ પર જઈ સત્સંગ કર્યો. લગભગ ૧૦ વાગે પાછા આવી મંદિરમાં દર્શનાર્થે ગયો તો શ્રીગુરૂદેવ આવીને એક થાંભલાને અઢેલીને બેઠા હતા-ભાઇ રમણુલાલ કાપડીયા સાથેજ હતા. શ્રી ગુરૂજીને જોઈને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને તેઓએ ઘણાજ પ્રેમથી કહ્યું,

'હું તમારા માટેજ આટલો જલદી આવ્યો, મને ત્યાં બહુએ રોકયો પણ હું તો ગાડા પર ચઢીજ બેઠોને?'

આ વખતે મારા હૃદયમાં ઉપકારનાં સ્રોતસો વહેતા હતા- અને પરમકૃપાળુ પરમાત્મામાં દીલ શાન્ત થઇ ગયું હતું- પછી શ્રીગુરૂદેવે મને પ્રસાદ લેવા કહ્યું એટલે મેં જણાવ્યું પ્રભુજી ઉપદેશ આપશો પછીથીજ હું પ્રસાદ ગ્રહણ કરીશ'

શ્રી ગુરૂદેવ હસી પડયા અને ભાઈશ્રી રમણુલાલ અને મહાવિદુષી બ્રાહ્મણપત્નિ મણિમા કે જેઓ ત્યાં

પાસેજ હતાં તેની પાસે વખાણ કરવા લાગ્યા પછી ગંભીરતાથી મેં કહ્યું:–

'પ્રભુ! હું એટલું સમજુ છું કે ચોમાસાના વાવેતર માટે ખેડુત જમીનને સાફ કરી ખેડીને તૈયાર કરે છે, અને પછી તેમાં બીજ વાવવાનો સંકલ્પ કરે છે, તેમ મને મારા જીવન માટે વિચાર થઈ પડયો છે. આપ મનેજ બીજ દાન કરી કૃતાર્થ કરો'

પૂ. મણિબાને હસીને મારી વાત ગુરૂદેવે કહી સંભળાવી તે તેમણે ભારી ટેકા સહિત ઉડાવી લીધી અને મને મંત્રોપદેશ કરવાને આગ્રહ કરવા લાગ્યા—પછીથી શ્રીગુરૂદેવે એક પ્રણવપટ મંગાવ્યો, અને સમજાવવા લાગ્યા—તેમણે આનંદ પૂર્વક કહ્યું,

'જો, આ ત્રગડો છે, તેના ઉપર અર્ધ માત્રા છે અને તેની ઉપર 'બિન્દુ છે. આ ત્રગડામાં ત્રણ પાંખડી છે અને પાછળથી અલ્લાયો છે. એ ત્રગડામાં ત્રણ પાંખડાં છે તે પાંખડાંનો અર્થ શિવ, બ્રહ્મા, અને વિષ્ણુ થાય છે. શાસ્ત્રની ભાષામાં ' अ उ અને म् '— કહે છે. એ ' अ उ म् ' મળીને ' ॐ ' શબ્દ થાય છે. ગુહ્યગુહ્ય ભાષામાં તેને પંચ-તત્ત્વાત્મક અક્ષર કહે છે.

શાસ્ત્રીય ભાષામાં ' अ કાર એટલે ' બ્રહ્મા '
उ કાર એટલે વિષ્ણુ
म કાર એટલે શિવ
' અર્ધ માત્રા ˘ એટલે મહાશક્તિ=પ્રકૃતિ '
' બિન્દુ • એટલે પરબ્રહ્મ=પુરૂષ '

'ઉપલી પાંચ સંજ્ઞાઓથી ॐ થયો છે.'

'બાકીનો છે ◡◠ છે (અલ્લાયો) એટલે જગત'

એટલે ॐ પૂરો બ્રહ્મવાચક છે.

'એજ એક એવો શબ્દ છે,' **જેનાથી** પરબ્રહ્મનું સ્વરૂપ જાણી શકાય છે—

હવે એ શબ્દ તો દેખાતો નથી. 'અવ્યક્ત' છતાં તે વ્યવહારમાં બોલાય છે માટે 'વ્યક્ત' પણ છે. એ ॐ નું ધ્યાન ધરવાને ॐ કાર અને જગતનાં તત્ત્વોની એકતા કરવી જોઇએ. તત્ત્વની ગણત્રીમાં પૃથ્વી, અપ્, તેજ, વાયુ અને આકાશ' એમ પંચ તત્ત્વો છે. તેમાં આકાશ સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે. એ અવ્યકત છે છતાં બધાંજ તત્ત્વોનું મૂળ તેમાં છે. જેવી રીતે મૂળમાં રહેલી ઉત્પન્ન કરનારી શકિતને જોઇ શકાતી નથી છતાં તેમાંથી ઝાડ થાય છે તે જોઇ શકાય છે, તેમ આકાશને જોઇ શકાતું ન હોવા છતાં તેમાંથી ઉત્પન્ન થયેલાં તત્ત્વો જાણી શકાય છે, એટલે આકાશને ઉચ્ચમાં ઉચ્ચ બ્રહ્મ તત્ત્વ સદૃશ લેખવામાં આવ્યું છે અને પૃથ્વી ને જળના વિકારરૂપ ગણી કાઢી છે. મુખ્ય તત્ત્વો તો 'જલ વાયુ, અને અગ્નિ' છે અને તેના વડે પ્રાણી પદાર્થની શકિત છે.

॥ जीवनं सर्वजीवानां पावनं पावनात्परम् ।
बीजं सर्वौषधीनां च तज्जलं पूरयाम्यहम् ॥

એ રીતે **જલજ** દરેક વસ્તુના ઉત્પન્નનું કારણ છે અને ઉત્પત્તિનું સ્થાન બ્રહ્મા છે માટે अ કાર એટલે બ્રહ્મા અને બ્રહ્મા એટલે 'જલ' એ જ રૂપાંતરમાં પૃથ્વીનું રૂપ ધારણ કરે છે માટે પૃથ્વીને જલનો વિકાર કહ્યો છે. મુખ્ય વસ્તુ જલ છે એટલે દેખાતાં પ્રાણી પદાર્થના આકારનું

મૂળ જલ છે. એ આકારને જોડી રાખનાર-ઘટ્ટ કરનાર વાયુ છે,

उकारो विष्णुरेव च

उ કાર એટલે વિષ્ણુ અને વિષ્ણુ પાલન કરે છે અને પાલન કરવું અથવા ટકાવવું એ વાયુનો સ્વભાવ છે—દરેક પ્રાણી પદાર્થનું પ્રાણશક્તિ પાલન કરનાર છે, માટે દરેક વસ્તુનું રક્ષણ વાયુથી થાય છે-વાયુ વિના કોઈ પણ વસ્તુ જીવે નહિ—

म કારો મહેશ્વરઃ

म કાર એટલે મહેશ્વર છે. મહેશ્વર એટલે સંહાર કરનાર અને અગ્નિ એ સંહાર કરનાર છે—અમુક પ્રકારે એ અગ્નિ પ્રાણી પદાર્થમાં તેજ રૂપે "રૂપના" સ્વરૂપે પ્રકાશે છે—રૂપ વિનાની કોઈ પણ વસ્તુ નથી પણ એજ રૂપ પ્રકારાન્તરે પ્રાણીના નાશનું મૂળ છે. પ્રાણી પદાર્થમાં જવરાદિ દોષ અને અગ્નિ આદિની વધઘટથી જીવન મરણ સંભવે છે, એટલે:—

मकार એટલે મહાદેવ અને મહાદેવનું અગ્નિનું સ્વરૂપ છે. જગતની સમાનતા જાળવવાને એની જરૂર છે.

હવે રહી મહામાયા ‿ અર્ધ માત્રા—

એ અર્ધ માત્રા એટલે પ્રકૃતિ, તેનો સંબંધ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એટલે 'ડ' ત્રગડા સાથે છે અને ઉપલા બિન્દુ સાથે પણ છે કારણ ભગવાને કહ્યું છે કે,

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥

એટલે મહામાયા એટલે માતા

માતાનો સંબંધ પિતા અને પુત્ર સાથે છે તેમ તત્ત્વની દૃષ્ટિએ એ મહામાયાને શબ્દ મન્ત્ર અથવા અક્ષર અથવા નામ કહ્યું છે—

જેવી રીતે નામનો સંબંધ અંતરાત્મા અને શરીર સાથે છે, જેવી રીતે પ્રાણી પદાર્થના નામને પ્રાણી અને પદાર્થની બહારના અને અંદરના સ્વરૂપ સાથે છે, સ્થૂલ અને સૂક્ષ્મ સ્વરૂપ સાથે છે તેમ ‿ અર્ધમાત્રાનો સંબંધ પરબ્રહ્મ અને જગત્ સાથે છે—

હવે રહ્યું • બિન્દુ

એ બિન્દુ એજ પરબ્રહ્મ. શ્રીગીતાજીમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે;

**'क्षराक्षरमतीतोऽहमक्षरादपिचोत्तमः ॥'**
**अतोस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥**

એટલે ક્ષર જગત્ અને અક્ષર માયા એ સર્વથી શ્રેષ્ઠ એ પુરૂષોત્તમજ છે. એનાથી સર્વ જગત ઉત્પન્ન થાય છે, એનાથીજ રક્ષાય છે, એનાથીજ લય પામે છે.

**यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति।** વિગેરે-

એ બિન્દુ એજ મૂળ છે. એનીજ આ સર્વ લીલા છે. તે પોતેજ પ્રાણી પદાર્થમાં અન્વય વ્યતિરેક વડે રમી રહ્યો છે. સૌમાં હોવા છતાં સૌથી નિરાળો છે—તેનું વર્ણન મન વાણી કે શાસ્ત્રદ્વારા થઇ શકતું નથી—એ **અનુભવરૂપ છે.**

**॥ अवाङ्गमनसगोचरम् ॥**

આ રીતે જલ, વાયુ, અગ્નિ, મહામાયા અને

અનુભવ એજ અનન્ત કોટિ ચરાચર બ્રહ્માંડની રચના છે. એ જાણુવાથી 'जन्ममृत्यू तीर्त्वा ब्रह्मैव भवति=જન્મ મૃત્યુ તરીને બ્રહ્મરૂપ થવાય છે. તો તેને તું ગુરૂગમ વડે જાણુ.

એ ગુરૂગમ એટલે ગુરૂએ આપેલો 'મન્ત્ર'–'સાન' 'ગુહ્ય.' આ વાત સાંભળીને હું તો દિંગજ થઇ ગયો, અને પછી ગુરૂદેવે માથા ફેરવતાં કહ્યું 'ચાલો પ્રસાદ લઈ લો.'

મ્હેં ભાનમાં આવતાં કહ્યું,

'પ્રભુ મન્ત્ર દીક્ષા આપો'—

ગુરૂદેવે પ્રસન્ન થઇ મને એકાંતમાં દીક્ષાવિધિ આપ્યો અને મારી સામે જોઇને કહ્યું

જો—— " " "

" **मम चित्तं ते तत्र चित्तास्तु** "

અહા ! શું ગુરૂદેવનો પ્રેમ ! !

શું સ્વરૂપ ! !

શું પ્રભાવ ! !

તેજ દીવસેજ મારો બ્રહ્મસંબંધ વિધિ પૂર્ણ થયો.

કહ્યું છે કે,

'પારસસે સોના બને, વો પારસ સબ ઠોર;
પારસસે **પારસ બને**, વો પારસ કછુ ઓર.'

આ રીતે શ્રી દિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ પહેલો સમાપ્ત થયો.



( ૨ )

મન્ત્રવિધિ સમાપ્ત થતાં મેં ગુરૂદેવ સહિત પ્રસાદ લીધો-ભાઇ રમણલાલ પણ પ્રસાદ લઈ પાછા આવ્યા અને બપોરનો વખત પૂરો થતાં સુધી ગુરૂદેવે આરામ લેવા જણાવ્યું. એ વખતે ગુરૂદેવે એવું જણાવ્યું કે સાંજે તમારે કંઈ બે શબ્દ બોલવા— એ ઉપરથી ભાઇ રમણલાલના એક સગાના ઘરમાં બેસી થોડુંક લખી કાઢયું અને સાંજે જ્યારે કથા પ્રસંગ શરૂ થયો ત્યારે ભાઇ રમણલાલે મારો પરિચય શ્રોતાઓને કરાવ્યો અને શાસ્ત્રીય ભાષામાં એક લંબાણુ ભાષણ આપ્યું. પછી માતૃભક્ત હું ઉભો થયો અને જે લખેલું હતું તે વાંચી ગયો.

'જબસેં બચ્ચા ગર્ભમેં હો તબસે ઉસીકુ શીખાવ'
"વ્હાંસે પહેલા શબ્દ નિકલે ૐ વંદે માતરમ્"

આ વિષય પર વધુ ન બોલતાં હું બેસી ગયો. ભાષણ કરવાની મને આવડતજ નથી પણ ઇષ્ટકૃપાથી કંઈક લખી શકેલો અને તે વાંચી ગયો એટલુંજ. શ્રીગુરૂદેવની વિશાળ મેધાનો ખ્યાલ મને શું આવી શકે ? તેમણે અમો ચાર મિત્રોનાં તે વખતે નામ આપ્યાં. રમણલાલ સી. કાપડીઆને વિજ્ઞાન દિવાકર-હીરાલાલ. સી. તારકસને 'દિવ્ય જ્યોતિ.' નટવરલાલ. અ. ધુપેલીઆને-'નવરંગ નટવર' અને છગનલાલ-હ.-દેસાઇને 'ગુરૂ ભકિત.' ચોથે દિવસે સુરત જઇ વૃદ્ધ માતુશ્રી અને બંધુના દુઃખમાં દિલાસો આપી પાછો મુંબઈ આવ્યો- અંકલેશ્વરમાં ગુરૂ ઉપદેશ લીધા પછી બીજે દિવસે મંદિરના પગથીયાં ઉતરતાં પૂર્વ પરિચિત માયાળુ ગુરૂબન્ધુ શેઠ નગીનલાલ મને પોતાના મકાન પર લઇ ગયા અને

તેમની સાથે ભોજન કરાવ્યું. એ માયાળુ ગુરૂ બન્ધુના ઉપકાર આ શરીર પર ઘણા જ છે. તેમણે મને આખો દિવસ સાથે રાખ્યો અને કહ્યું "ભાઈ તમે અત્રેજ મારી પાસે આવીને રહો! મુંબઈમાં વ્યવસાય અને રહેવાનું અંકલેશ્વર એ શી રીતે બને? તે વખતના ખ્યાલ પ્રમાણે મેં જણાવ્યું, 'મને પૈસાની અપેક્ષા નથી. મારા ભાઇ અને માતુશ્રીના સંતોષ ખાતર હું નોકરી કરૂં છું. એમનું દેવું પુરાય એજ મ્હારો ઇરાદો છે.' એમણે કહ્યું 'થઈ રહેશે ચિંતા ન કરો.' મેં હા કહી અને ગુરૂદેવને બધી હકીકત જણાવી. શ્રી ગુરૂદેવે કહ્યું–'હા–હા ખરી વાત છે. તું મુંબઇમાં હાડમારી ભોગવે એ મનેજ પડે છે–તારૂં દુઃખ મારાથી જોવાતું નથી માટે ખુશીથી આવ.' આ રીતે અંકલેશ્વર આવવાને પ્રભુશ્રીએ પણ આજ્ઞા કરી અને સુરત જઇ એ વાત માતુશ્રી અને ભાઇને કરી મુંબઈ આવ્યો–પૈસાની લાલચથી મુંબઈ છોડવા ન ધાર્યું હત તો બની શકત મને સત્સંગ ઉપર પ્રીતિ હતી. ભાઈ નગીનલાલ જેવા દયાળુ બન્ધુની અન્ન સેવાની મને ઈચ્છા હતી. અન્ન તેવું મન–એ રીતે સ્વાર્થ પરમાર્થ સાધવાને હું તત્પર થયો. શ્રી. નગીનભાઈએ એમના ઘરનાં માણસોને પૂછી મને લખી જણાવ્યું–અને મુંબઇને પ્રણામ કરી હું સુરત આવ્યો. ત્યાંથી શેઠનું કંઇક કામ હતું તે કરીને અંકલેશ્વર ગયો–તે વખતે ભાઇ છગનલાલ. હ. દેસાઇને ત્યાં હું ઉતર્યો, કારણ શેઠજી લગ્ન પ્રસંગે બહાર ગામ ગયા હતા. શ્રીગુરૂદેવે મને મંદિરે પ્રસાદ લેવડાવ્યો અને બીજે દિવસે શેઠ હાંસોટથી અંકલેશ્વર આવ્યા અને મને પોતાની સેવામાં દાખલ કર્યો.

અંકલેશ્વર આવતાં મને શેઠજીએ ઘણા પ્રેમથી રાખ્યો અને મને ભજન સત્સંગને માર્ગે જવાને ઘણીજ સગવડ કરી આપી. કામ પણ નહિ જેવું આપ્યું....માત્ર બપોરે એમની સાથે ભોજન કરવું, સવારે ગુરૂદેવને મંદિરે જવું, વિધવિધ પ્રકારની વાતો સાંભળવી અને બપોરે દુકાનને અંગે કંઈક કામ કરવું. સાંજે મિત્રમંડળ આવે તેની સાથે ફરવા જવું. સત્સંગ–નામ સ્મરણ અને ધ્યાન ધારણાનીજ ચર્ચા કરવી. સંસાર શું ચીજ છે તે તો તે વખતે અમારા ગુરૂમુખી મિત્રમંડળને ભાન સરખું ન હતું–આવી રીતે નિત્ય નિત્ય ગુરૂદેવની પાસે જતાં આવતાં અનેક પ્રકારનું ઉત્તમ જ્ઞાન સાંભળતાં...........

ગુરૂદેવ હંમેશ નવા નવા દૃષ્ટાંત સિદ્ધાંતોથી અમને સમજાવતા. જીવ શિવનું સ્વરૂપ, જીવ ઇશ્વરના ભેદ, ઇશ્વર માયાનો સંબંધ, બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન–પ્રભુ સાક્ષાત્કારનો અર્થ વિગેરે દરરોજ સમજાવતા. એમની વાણી એવી હતી કે કદિયે શંકા થતીજ નહિ, અને કદિ પણ શંકા થાય તો ત્યાં જતાંજ ગુરૂદેવ એજ વાત કાઢે અને મનના વ્હેમો તૂટી જાય. આતો શ્રી ગુરૂદેવનો નિત્ય સ્વભાવ હતો. વળી વધુમાં તે પોતે શ્રી શુક્દેવજીનું રહસ્ય સમજાવતા–અને કહેતાઃ—

“હરિજનો! આપણે શ્રીશુકદેવ શ્રીશુકદેવ કહીને કોઇથી જુદા નથી. આપણા ચાલુ મત પંથોથી જુદા જણાવવાનું કારણ આપણી ઉપાસના–આપણા મંદિરમાં **“શ્રીશુકદેવજીની ઉપાસના” એટલે તત્વની ઉપાસના એ તત્વની ઉપાસના એજ પ્રણવની ઉપાસના.**

એ પ્રણવજ આપણા સનાતન ધર્મનું બીજ. આપણે જે ધર્મને રસ્તે જઈએ છીએ તે શ્રી શ્રૌતસ્માર્ત સનાતન ભાગવત ધર્મજ છે અને એક પરબ્રહ્મ પરમાત્માજ એનું પ્રતિપાદ્ય સ્વરૂપ છે.

॥ तस्य वाचकः प्रणवः ॥
॥ ॐ इत्येतत् ॥

એ એનું લક્ષ્યબિન્દુ છે—શિવ, બ્રહ્મા, વિષ્ણુ, માતા, ગણપતિ, સૂર્ય એ પંચાયતન દેવ એની ભક્તિનાં અંગરૂપ છે—

॥ आकाशात् पतितं तोयं यथा गच्छति सागरम् ॥
॥ सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥

એટલે આપણે જે ઉપાસના કરીએ છીએ તેજ ઉપાસના દરેક મતપંથની છે—જેમ વિદ્યાર્થીને ભણવાને પ્રાથમિક શાળાથી ચઢીયાતા વર્ગો છે અને છેવટે વિશ્વ-વિદ્યાલય છે, તેમ ધર્મજીજ્ઞાસુને ભણવાને મૂર્તિપૂજાથી માંડી તત્ત્વ ઉપાસના સુધીના માર્ગો છે. શ્રીશુકદેવજીની સંસ્થા એ સર્વોચ્ચ જ્ઞાન મેળવવાને વિશ્વવિદ્યાલય છે. તેના અધિષ્ઠાતા શ્રીશુકદેવજી છે—એમનું પ્રમાણપત્ર જાણવું હોય તો તે શ્રીમદ્ભાગવતજીમાંથી વાંચી લેવું.

॥ वन्दे मुनीनां गुरुम् ॥

એમની મહત્તા જાણવી હોય તો;

यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यम् ॥ વિગેરે છે—

એમનો વિહંગ માર્ગ છે. જ્યારે વામદેવાદિનો પિપિલિકા માર્ગ છે. એમણે સર્વ ધર્મનો સમન્વય શ્રીમદ્ભાગવતાદિ શાસ્ત્રમાં વર્ણવી બતાવ્યો છે.

वदंतितत्तत्त्वविदस्तत्त्वंविज्ञानमद्वयम् ॥
ब्रह्मेति परमात्मेति भगवानितिशब्द्यते ॥

એ રીતે તત્વજ્ઞાનજ એ ઉપાસકોની પરમ ગતિ છે અને એના વિના બધુંજ અંધકારરૂપ છે. તેને માટે એમણે 'મહામન્ત્ર'નો ઉપદેશ એજ પરમ કલ્યાણરૂપ છે એમ સમજી મન્ત્રોપદેશની પ્રાચિન પદ્ધતિનેજ ગ્રહણ કરી હતી. એ મન્ત્રના સ્પષ્ટિકરણમાં તેઓ કહેતા કે,

'॥ मननात् त्रायतीति मन्त्रः ॥'

મનન કરવાથી રક્ષણ કરે છે તેજ મન્ત્ર-'શેનાથી રક્ષણ કરે છે?'

જવાબ-જન્મ મરણથી.

આ રીતે વારંવાર શ્રીશુકદેવજીનું રહસ્ય તેઓ સમજાવતા એટલુંજ નહિ પરંતુ વારંવાર સન્તવાણી, શાસ્ત્રીય વાણી અને અનુભવ વાણીથી તેઓ પોતાનું ધ્યેય સ્પષ્ટ કરતા-

'નામ વિનાનો નુગરો સાકૂટ, જઇ બેઠો બજારમાં,'
'ઉન્મે સુનમેં વો કયા સમજે, શબ્દો કેરી સાનમાં'

વળી જેવી ઉપાસના તેવોજ મન્ત્ર જોઇએ તેને માટે તેઓએ આચાર્ય પરંપરા બતાવી.

नारायणं पद्मभवं वसिष्ठम्।
शक्तिं च तत्पुत्रपराशरं च॥
व्यासं शुकं गौडपदं महान्तम्।
गोविंदयोगीन्द्रमथास्य शिष्यम्॥

આ રીતે ચાલુ પ્રચલિત બે મહામાર્ગ શૈવ અને વૈષ્ણવ મતની પરંપરા શ્રીશુકદેવજીથી જ ઉતરી આવી છે તેને માટે તેઓ કહેતા કે આદિનારાયણથી આચાર્ય પીઠ શ્રીશુકદેવજી સુધી એકજ હતી.

શ્રીશુકદેવજી

| | |
|---|---|
| ગૌડપાદ | વિષ્ણુસ્વામી |
| ગોવિંદાચાર્ય | બિલ્વમંગળ |
| શ્રીશંકરાચાર્ય | શ્રીવલ્લભાચાર્ય |

આ રીતે બન્ને મહામાર્ગનું મૂળ શાંકર અને વૈષ્ણવ મતાંતરોનું મૂળ શ્રીશુકદેવજીથીજ પ્રગટ થયું છે. શ્રી શુકદેવજી સર્વ તત્ત્વવેત્તા હોવાથી તેની પાસેથી શ્રીશંકરોપાસના ગૌડપાદ, ગોવિંદ અને શ્રીશંકરાચાર્યે પરંપરા વડે મેળવી અને વિષ્ણુસ્વામી, બિલ્વમંગળ, અને શ્રીવલ્લભાચાર્યે શ્રીવિષ્ણુ ઉપાસના પરંપરા વડે મેળવી-માટે આપણે એ મત કૃત સંપ્રદાયોના વિરૂદ્ધ વાતાવરણમાં ન ઉતરતાં શ્રીશુકદેવજીના આદેશથી આ મહામાર્ગ મેળવ્યો છે. તેને માટે તેઓ કહેતા—

શંકર વલ્લભી રાધાવલ્લભી—
—કબિર જગાજી દાદુજી
વિધ વિધ પંથ મંહી જો જોશો—-
—-સૌમાં શ્રીશુકદેવજી

તેને માટે કથા શ્રવણ પછી અન્તે તેઓની આજ્ઞાથી સૌ હરિજનો નીચેનું સ્તોત્ર બોલતા હતા.

ध्येयं वदन्ति शिवमेवहि केचिदन्ये।
शक्तिं गणेशमपरे तु दिवाकरं वै॥
रूपैस्तु तैरपि विभासि यतस्त्वमेव।
तस्मात्त्वमेव शरणं मम शंखपाणे॥

આ રીતે દરેક મતપંથના ઉપાસકો અને સાધકોમાં કોઇને કંઇ ભેદ કે ખેદ ન થાય તેને માટે ઉપરોક્ત સ્તોત્ર દરેકે દરેક નિયમ પાઠમાં દાખલ કર્યું હતું.

વળી તેઓ 'શ્રી શુકદેવજીના સ્વરૂપને પ્રણવ સ્વરૂપ કહેતા હતા, કારણ જે વખતે શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસ શ્રીશુકદેવજીની પાછળ પાછળ દોડ્યા તે વખતે 'હે પુત્ર હે પુત્ર' એમ કહી તેઓએ બૂમ પાડી તે વખતે ઝાડપાન નદી-નાળાં અને હરિણ આદિ પશુ જેવાઓએ પણ હો હો કરીને પ્રત્યુત્તર વાળ્યો-તેને માટે ભાગવતકારે લક્ષણ બાંધ્યું;

॥ पुत्रेति तन्मयतया तरवोऽभिनेदु
स्तंसर्वभूतहृदयं मुनिमानतोऽस्मि ॥

એટલે શ્રીશુકદેવજી કંઇ સંકુચિત મર્યાદિત સ્વરૂપ લક્ષણવાળા ન હતા. પોતે દેહધારી હતા છતાં देहस्थोऽपि न देहस्थः હતા એટલે 'ૐ પ્રણવ' જેમ દરેક પ્રાણિ-માત્રનાં હૃદયમાં વ્યાપીને રહ્યો છે અને એજ સર્વ વાણીઓનો ઉત્પાદક છે અને તેના વડેજ દરેકનો વ્યવહાર ચાલે છે, તેજ સ્વરૂપ શ્રીશુકદેવજીએ પુત્રમાયામોહિત શ્રીવ્યાસભગવાનને બતાવ્યું. તેના પરથી શ્રીશુકદેવજીની ઉપાસના એટલે કોઇ વ્યક્તિની નહિ પણ ચરાચર હૃદયંગમ પ્રણવનીજ સમજી લેવી. અને તેને માટે તેઓએ 'મન્ત્ર દીક્ષા'ની પદ્ધતિ રાખી હતી. જે મન્ત્રદીક્ષા લે અને તેની યમ નિયમ દ્વારા જપાદિ વડે ઉપાસના કરે તેજ શ્રીશુક-દેવજીની ઉપાસના થઇ એમ સમજવું.

એટલે ॥ यज्ञानां जपयज्ञोऽस्मि ॥ એ જે શ્રીમતી-જીમાં શ્રીપ્રભુનું કહેવું છે તે સિદ્ધ થાય છે. જપ યજ્ઞ

એ શ્રીકૃષ્ણનું સ્વરૂપ છે, એજ જપ યજ્ઞ મન્ત્ર સ્વરૂપ શ્રીશુકદેવજીની ઉપાસના છે, એટલે:—

॥ शुकस्य हृदयं कृष्णः कृष्णस्य हृदयं शुकः ॥

એટલે શ્રીકૃષ્ણ અને શ્રીશુકદેવજીનું સ્વરૂપ અભિન્નજ છે. શ્રીકૃષ્ણની અને શ્રીશુકદેવજીની ઉપાસનામાં ભેદ નથી. પછી મિથ્યા નામરૂપાદિ ગુણકર્માદિના ભેદને ન સમજનારા લોકો પોતપોતાના મત તાણે, એઓને સમજાવી શકાય એમ નથી, કારણકે એ સમજાવવાને માટે સત્ય જીજ્ઞાસુ જોઇએ. પૂર્વ દિશામાં ઉભેલો પશ્ચિમ દિશાને જોતો નથી. પશ્ચિમમાં ઉભેલો પૂર્વને જોતો નથી અને ન જાણતાં અ-જાણતાં મિથ્યા ખેદને પ્રાપ્ત થાય છે. તેમ શ્રીકૃષ્ણ અને શુકદેવનાં સ્વરૂપને ન જાણનાર એવાંજ પરિણામને પ્રાપ્ત થાય છે. બાકી શ્રીશુકદેવજીએ તો કહ્યુંજ છે કે,

"નદીઓનાં નામરૂપ સાગર વિષે જેમ શમી ગયાં, "
"પૂર્ણ આનંદ રૂપમાં ત્યમ ક્લેશ સહુ શાન્તિ થયા; "
"જીવ ઉપાધિ મટી ત્યારે બ્રહ્મરૂપ ભાસી રહ્યું, "
"ગુણ રહિત તે માર્ગમાં પર્છા વિધિ ને નિષેધ શું ? "

આ રીતે यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥" આવી રીતે તત્ત્વદર્શનની ઉપાસના કરાવતા શ્રીગુરૂદેવ વારંવાર પોતાના દેહનું ભાન ભૂલી જતા એટલુંજ નહિ, પરંતુ પાસે બેઠેલી વ્યક્તિનું ભાન પણ ભૂલાવી દેતા. તેઓજ કહેતા કે-વ્હાલા હરિજનો ! જ્યારે આપણે મન્ત્ર સ્વરૂપ શ્રીશુકદેવજીનેજ ભજીએ છીએ ત્યારે તમે મ્હારા

જેવા એક ગરીબ બ્રાહ્મણને કેમ પૂજો છો ? કોઇ ભાવિક લોક કહેતા કેઃ—'તમે પ્રભુ છો માટે' બાળકો કહેતા 'તમે ભગવાન છો માટે.' જ્યારે કેટલાક સમજુ કહેતા કે "ગુરૂનું પૂજન કરવું શાસ્ત્રમાં કહ્યું છે માટે" એ સર્વના જવાબથી ગુરૂદેવ પ્રસન્ન થતા નહિ અને પોતેજ નમ્ર ભાવે સમજાવતા કેઃ–"હરિજનો ! આપણા સનાતન ધર્મના મૂળ ચાર પાયા છે. '**બ્રાહ્મણપૂજા**'–'**વર્ણાશ્રમધર્મ**'–'**શ્રાદ્ધકર્મ**'– **અને** '**મૂર્તિપૂજા**' તેમાં તમે કદિ મને બ્રાહ્મણ જાણીને પૂજો તો પણ દોષ રૂપ નથી, પણ તેમાં તમને નાસ્તિક લોકો કહેશે કે ત્યારે તમે દરેક બ્રાહ્મણની પૂજા કેમ કરતા નથી ? તમે કહેશો, કે એ અમારા ગુરૂ છે. અમને સદ્ધર્મનો સાક્ષાત્કાર કરાવ્યો છે તો તો કોઇ કંઇ બોલશે નહિ, પણ એ વાત અને તમે જે ચરણપૂજા વિશેષરૂપે કરો છો તેને તે લોક સમજી શકશે નહિ. તેઓ તમને અંધ શ્રદ્ધાળુ કહીને તિરસ્કાર કરશે. તેને માટે આપણે સયુક્તિક પ્રમાણ બતાવવું જોઇએ. શ્રાદ્ધમાં જેમ ચટ અને સોપારીમાં–વિષ્ણુ–વિશ્વદેવા અને પિતૃનું મન્ત્રદ્વારા આવાહન કરીને પૂજા કરીએ છીએ તેવી રીતે હું પણ એક ઇશ્વરનું નામ લેનાર બ્રાહ્મણ છું, તેમાં તમે 'નમોરે નમસ્કાર તેરી પાઘડીકુ દેવા' એમ કહીને શ્રીપ્રભુનું મન્ત્રદ્વારા આવાહન કરીને પૂજન કરો તો તેમાં મારૂં તો કંઇ કામ થવાનું નથી પણ તમારૂં જ થવાનું છે. ઉલ્ટો હું તો ચટ અને સોપારી જેવો છું. વળી બ્રાહ્મણ છું એટલે તમને પૂજા કરવાનો અધિકાર છે. શ્રીશુકદેવજીની આજ્ઞાથી મોટો બન્યો છું પણ તમારા સૌના પાપમળ ધોવાને શ્રીગુરૂદેવની આજ્ઞાથી બેઠો છું.

વળી આવીજ રીતે પ્રત્યક્ષ મન્ત્રાવાહનથી તમને તમારી ઇચ્છિત વસ્તુ મળશે.

આ રીતે પોતે જ શિષ્યોની શ્રદ્ધાને ન તોડતાં, જાતિ અભિમાનને ન વધારતાં, પોતાનાં દીલને શુદ્ધ રાખી શિષ્યોને સયુક્તિક સદ્ધર્મને પંથે ચઢાવવા વારંવાર આવી વાતો કરતા. ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

**स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥**

એ રીતે ગુરૂ કને શિષ્યે જવાની આજ્ઞા શાસ્ત્રકારે કરી છે તે તમે માન્ય રાખી છે. વળી "**आचार्य मां विजानीयात्**" બ્રાહ્મણમાં આચાર્ય એનું સ્વરૂપ છે તે રીતે તમે સમજ્યા છો—અને મુખ્ય વાત તો એ કે, તમને શ્રીશુકદેવજીનો શબ્દ મળવામાં મન્ત્રોપદેશ મળવામાં આ શરીર કારણભૂત થયું એટલે **यो यच्छ्रद्धः स एव सः ॥** જેની જેવી શ્રદ્ધા તેવો તે થાય–એ રીતે તમે શ્રીશુકદેવજીમાં શ્રદ્ધા રાખો છો તો તેવા થશો. આપણે મન્ત્રનેજ શ્રી શુકદેવજી કહીએ છીએ અને એ મન્ત્ર આપનારે શરીરને ગુરૂ મહારાજ કહીએ છીએ એટલે જ્યાં જ્યાં ગુરૂ સ્વરૂપો બિરાજે છે ત્યાં ત્યાં મન્ત્ર છે અને જ્યાં જ્યાં મન્ત્ર છે ત્યાં ત્યાં શ્રીશુકદેવજી છે. આ રીતે જગતભરના આચાર્યો શ્રી શુકદેવજીની વિશેષ રૂપે વિશિષ્ઠ વિભૂતિ છે, અને પોતે તો મન્ત્ર સ્વરૂપ છે. એ મન્ત્ર દરેકને તારે છે, માટે તે ગુરૂ છે. ગુરૂ વિના શિષ્ય તરે નહિ. નાવિક વિના નાવ જાય નહિ. માટે ધર્મ જાણનારે કદિ કોઇનામાં ભેદ કરવો નહિ.

'હરિ હરિજન ગુરૂ આતમા, ચાર રૂપ એક જાણ;'
'ગણપત મુક્તિ જો ચહે, ભિન્ન ભાવ નહિ આણ.'

વળી '**शब्दब्रह्म परब्रह्म ममोभे शाश्वती तनू॥**' પરબ્રહ્મ અને શબ્દબ્રહ્મ એકજ છે એમ ભગવાન કહે છે, તો પછી ગુરૂ ગોવિંદ જુદા નથી.

'ગુરૂ ને ગોવિંદ તમે એક કરી જાણો,'
'ભિન્ન ભાવ હૃદયે નહિ આણો;'

વળી સન્તપુરૂષો પણ કહે છે કે—

'ગુરૂ ગોવિંદ દોનો ખડે, કીનકુ લાગું પાય;'
'બલિહારી ગુરૂદેવકી, જીન્ને ગોવિંદ દીયો બતાય.'

આ રીતે **અવ્યક્તને** જણાવાનાર **વ્યકત સ્વરૂપ મન્ત્ર** છે. એ **મન્ત્રજ મુખ્ય છે. તેજ ગુરૂ છે** અને તેની ઉપાસનાથીજ જીવત્વનો નાશ થઈ શિવત્વનાં લક્ષણોને પ્રાપ્ત થવાય છે. હરિજનો! દરેક વસ્તુ છે તેને નામ પણ છે. નામ વિનાની કોઇપણ વસ્તુ નથી. માટે **નામ એજ એ વસ્તુનો મન્ત્ર છે.**

'દોરી' કહેશો તો દોરી મળશે
'લોટો' કહેશો તો લોટો મળશે
'ઇશ્વર' કહેશો તો ઇશ્વર મળશે
'પ્રભુ' કહેશો તો પ્રભુ મળશે

નામ વડેજ સકળ ચરાચર સૃષ્ટિનો વ્યવહાર. પછી જેવી વસ્તુ તેવું નામ. તો **બ્રહ્મનું નામ** શું? '**પ્રણવ**' '**ૐ**' તો પ્રણવ પણ કોઇ જાણકાર બતાવે તે રસ્તે જઇને સાધશો તો બ્રહ્મ કંઇ આઘો નથી. માટે જાણકાર વિના તમે ભટકશો તો ત્યાં ન મળે—કપડે કા બજારમાં સોના ચાંદી નહિ મીલેગા!

તેમ સંસારના બજારમાં પ્રભુ નથી મળવાનો. સાધુના બજારમાં તેનો માર્ગ જડશે. સંતના બજારમાં તમે તેનાં જુદાં જુદાં સ્વરૂપો દાગીના જોશો અને શ્રીસદ્‌ગુરૂના બજારમાં બેન્કમાં તમને તેની લગડીઓ મૂળ સ્વરૂપ મળશે. હરિજનો! માટે શ્રીસદ્‌ગુરૂ એજ તમારો જીવન જીવનનો સાથી છે. તેની સાન મેળવી નિશાની નિશાનીએ ચાલ્યા જશો તો જરૂર તમારી ધારણા સફળ થશે. વળી હું કંઇ સદ્‌ગુરૂ નહિ-તું સદ્‌ગુરૂ છે, કદિ "હું હું" કરશો નહિ. સદા "તું તું" કરશો, જેથી 'તું તું કરતાં તું ભયો, રહ્યો ન મુજમાં હું;' 'બલિહારી તુજ નામકી, જીત દેખું તીત તું.'

આ રીતે કોઇ પણ સંજોગમાં કોઈ પણ સ્થિતિમાં કોઇ પણ અવસ્થામાં કોઇ પણ ઉમ્મરમાં તમે ભુલાવામાં પડશો નહિ. મનુષ્ય જન્મનું ઇતિ કર્તવ્યજ આ છે. માટે હરિજનો! સમજો સમજો, આવો મોંઘો મનુષ્ય દેહ મળવાનો નથી—આવા અનુકુળ સંજોગો મળવાના નથી. હું ને મારૂં મોટું અંધારૂં તેમાંથી છૂટી તું ને ત્હારૂં કરશો તો તે કંઈ લઈ જવાનો નથી. તેના ઘરમાં કંઈ ખોટ નથી. એ તો એનો સ્વભાવ છે કે:—

'ભક્તિને વશ થાય ભુધરજી, ભક્તિને વશ થાય' તો હરિજનો! 'ભક્તિ કરો—ભક્તિ કરો'

'હાંરે ભાઇઓ ભક્તિ કરો ભગવંતની'
ભક્તિમાં ભાવ છે ને ભક્તિ તો નાવ છે,
ભક્તિમાં પ્રેમ કેરા દાવ છે રે! ભાઈ....

આ રીતે દિવસો પર દિવસ પ્રભુભક્તિમાં પસાર થતા હતા. દરરોજ શ્રીગુરૂદેવ પોતાના પ્રાણાધિક શિષ્યોને જ્યારે

ત્યારે ગમે તે વખતે કંઇક નવો ને નવો ઉપદેશ આપતા હતા. એમની મુખ્ય પદ્ધતિ વારંવાર સ્વરૂપ સત્સંગનીજ હતી, છતાં મંદિરમાં તેઓએ એક બાજુપર આચાર્યપીઠ અને બીજી બાજુએ દક્ષિણાભિમુખ શ્રી બાળકૃષ્ણજીની સેવા રાખી હતી, જ્યાં નિત્ય સવાર સાંજ સેવા પૂજન આરતી અને પ્રસાદ થતા અને વ્હેંચાતા હતા, કારણ આ મંદિરમાં દરેક જાતના લોકો દર્શને આવતા અને કથા સત્સંગમાં ભાગ લેતા. મહારાજશ્રીના ઉપદેશી કે બીન ઉપદેશી દરેકને એક સરખો ઉપદેશ મળતો. કોઇની હાજરીમાં કે ગેરહાજરીમાં કંઈ વધુ કે કંઇ ઓછું એવું કંઇજ ન હતું. વળી શ્રીશુકદેવજીના મંદિરમાં એક ચમત્કાર એ હતો, કે મંદિરમાં ગમે તેવો પરીક્ષક આવ્યો હોય અને જ્યાં સુધી બેઠો હોય ત્યાંસુધી તેને સત્યાભાસ થતો અને મંદિરના થાંભલાની બહાર જતો કે દુન્યાનો કુસંગ તેને ફેરવી નાંખતો, છતાં એની સાથે આપણને સંબંધ નથી. શ્રીગુરૂદેવના મંદિરમાં પંચાયતન સ્વરૂપની પૂજા અને શ્રીબાલકૃષ્ણ-લાલજીની સેવા હતી. પીઠપર શ્રીમદ્ભાગવતજીનું સ્થાપન અને શ્રીગુરૂદેવની વાણીનું સંશ્રવણ થતું. કોઇપણ સુપર્વને દિવસે શ્રીવિષ્ણુસહસ્રના પાઠ, હોમ, રામ નામના જપ, મન્ત્રપુરશ્ચરણ, ભજન, સપ્તાહ, ઉભાં ભજન કે ભાગવત પ્રવચન, કથા, વાર્તા કે કંઇ કંઈ વાતનો ધર્મનો મેળાવડો તે થવાનોજ. તેમાં મંદિરની સ્થાપના માગશર શુદ ૭ના રોજ થયેલી એટલે તે દિવસને અંગે એક મહોત્સવ અને અષાઢ શુદ પૂર્ણિમા—ગુરૂ પુનમના દિવસને અંગે નિયમિત એક ભાગવત સપ્તાહ દર વર્ષે થતી. એ પ્રસંગોને

અંગે ગામોગામ જ્યાં જ્યાં શ્રીશુકદેવજીના ઉપાસકો, હરિજનો, ભક્તો કે સાધકો રહેતા હોય ત્યાં ત્યાં કુકુંમ પત્રિકાઓ મોકલવામાં આવતી અને દરેકના સત્કાર માટે ઉતરવાના–રહેવાના–મુકામોની ગોઠવણો થતી. દર વર્ષે ગામ પરગામનાં મળી હજારેકની સંખ્યા થતી. એ પ્રસંગે શ્રી ગુરૂદેવનું સ્વરૂપ અજબ ફેરવાઇ જતું. જાતે શ્રીશુકદેવજી રૂપેજ આવ્યા હોય તેમ કિશોર સ્વરૂપ જણાતું. વળી મુંબઈના હરિજનો અને અંકલેશ્વરનો યુવાન સાધકવર્ગ દરેક અવતારની કથા પ્રસંગે ગુરૂદેવને વિધવિધ સ્વરૂપે શણુગારતો–કપિલાવતાર વખતે ભગવી કફની અને બેઠક અર્પણ કરી તેજ સ્વરૂપે કથા શ્રવણ કરતા–શ્રીકૃષ્ણ જન્મ વખતે મોરમુકુટ પીતામ્બરધારી બંસીધરલાલ બનાવી રાસપંચાધ્યાયી સાંભળતા અને અપૂર્વ મનોરમ ભાવથી એ પ્રસંગોની કથા દીલમાં વર્ષાવતા. ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન પામી જીવનને કૃતાર્થ કરતા. પરાવાણીના વિમલ વ્હેણ શ્રીરૂપરાશિ શ્રીગુરૂદેવના મુખ મંડળમાંથી ઉતરતા અને સાધક શ્રોતાને ગદ્ગદ્ બનાવી મૂકતા, શ્રીગુરૂદેવના **પ્રથમ કૃપાપાત્ર શ્રી.નાથુભાઈ.જ.ગાંધી,શ્રી. રણછોડભાઈ, શ્રી. ત્રીકમભાઇ, શ્રી. ગંગારામ દેસાઇ, શ્રી. મુળચંદભાઇ, શ્રી. મણીબા, ગં. મોતીબેન, ગં. હીરામણીબેન, શ્રીમતી મંજનબેન, શ્રી. તારાબેન, ગં. પાર્વતીબેન** સૌના સાંભળવામાં આવતા. વચ્ચે વચ્ચે પ્રસંગાનુકુળ ભજનો કીર્તનો સ્ફૂરી આવતાં અને ખોલ-કીતાલ-તબલા–પેટીથી એની જમાવટ એવી થતી કે સપ્તાહુવિહારી શ્રીશુકદેવજીનું ઓજસ્ દશે દિશામાં પ્રકાશી ઊઠતું.

રસિક પ્રિયા વિણ ચાતુરી, ધર્મ વિના નહિ જ્ઞાન;
કોકશાસ્ત્ર વિણ ઋતુ જુએ, સો જન મૂઢ અજ્ઞાન.

આ રીતે ગુરુદેવ ધર્મનું સ્વરૂપ તેની ગતિ તેની મહત્તા વારંવાર કહેતા. 'ઉપદેશ તો વૈરાગ્યવંતનેજ ફળે-વૈરાગ્ય વિનાને઼ ઉપદેશ એ મરૂભૂમિમાં બીજ વાવ્યા બરોબર છે. જ્યાંસુધી સંસારની આસક્તિ છૂટે નહિ ત્યાં લગી કદિ કથા શ્રવણ પર પ્રીતિ થાય નહિ. જ્યાં સુધી ભગવત્ કથા ઉપર પ્રીતિ થતી નથી ત્યાં લગી ભગવાનની કૃપા થતી નથી અને જ્યાં સુધી ભગવાનની કૃપા થાય નહિ ત્યાં લગી જીવતર વ્યર્થ છે.એને માટે તો રાજા પરીક્ષિત્ ,અંબરિષ,ખટ્વાંગ વિગેરે રાજાઓએ પોતાનાં રાજપાટ છોડી ઈશ્વર ભજન કીધું અને અન્ત્યે મોક્ષને પામ્યા. કોઇ શંકા કરશે કે કોણ જોવા ગયું ? તો સમજવું કે અન્ન તેવો ઓડકાર—કર્મ તેવી ગતિ—જે કર્મ ઇશ્વર પ્રીત્યર્થ થયું તેનાથી ઇશ્વર પ્રસન્ન થાયજ છે. પછી સંશયી અને સાફૂટને તેનો અનુભવ ન થાય એ જુદી વાત છે. પ્રભુનું સ્વરૂપ એટલું સરળ અને સુલભ છે કે જેવી રીતે મરચાંની તીખાટ, સાકરની મીઠાશ અને કરીઆતાંની કડવાટ પારખતાં વાર લાગતી નથી તેમ ઇશ્વરનો અનુભવ પ્રાણિમાત્રમાં છે તે જાણતાં વાર લાગતી નથી; છતાં ઝ્હેર મારી ગયેલા અંગથી ઉપલી વસ્તુ જણાતી નથી, તેમ જેની બુદ્ધિ ઝ્હેર મારી ગઇ છે, વિષયરોગથી મરી ગઈ છે, તેને આ સરળ વાત સમજાતી નથી. સમજીને પણ તેમાં દીલ ઠરતું નથી, કારણ તેની ઇન્દ્રિયો ચંચળ છે અને અનિશ્ચિત માણસને સત્ય અસત્ય સમજાતું નથી. તેમ ચંચળ માનવીઓને એ સમજાયા છતાં હૃદયમાં ઠરતું

નથી એજ મોટી માયા છે. એ માયાને પ્રભુની ઇચ્છા કહી છેઃ—

'ત્હારી ઇચ્છા એજ માયા તેમાં સઘળા ભેદ સમાયા;
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણા રે,
તું તો ન્યારો રહીને ખેલે છે નારાયણા રે....

આ રીતે તેનું સ્વરૂપ નથી પણ સ્વરૂપમાં જણાય છે. જેવી રીતે જલનું કંઈ સ્વરૂપ નથી પણ બરફ રૂપે જણાય છે તે ઠંડીનું પરિણામ છે; તેવી રીતે પ્રભુ નિરાકાર છતાં સાકાર જણાય છે તે તેની ઇચ્છાનુંજ પરિણામ છે. તેની ઇચ્છાથીજ જગતનો વ્યવહાર છે. તે ધારે તો રાયનો રંક અને રંકનો રાય કરી શકે છે. ત્યારે કોઈ શંકા કરશે કે કર્મના કાયદા જેવી કોઇ વસ્તુ નથીજ ખરૂં ?

જવાબ-ના. તેમ નથી. કર્મનો કાયદો પણ છે અને તેની ઇચ્છા પણ છે. કર્મ પણ તેની ઇચ્છાને આધિન છે.

સ-ત્યારે આપણે સ્વર્ગ નર્ક ભોગવવાનું કારણ કર્મ નહિ પણ તેની ઇચ્છા ખરૂં ?

જ-ના, તેમ નથી. કારણ નર્ક અને સ્વર્ગ ભોગવનાર તેની ઇચ્છાને જાણી શકતા નથી. જે જાણી શકે છે તેને મન સ્વર્ગ નરક જેવું કંઇજ નથી. જેને ચબરકી છે, જેને અભિમાન છે, જેને સારૂં નબળું છે, જેને મોટાપણું નાનાપણું છે, તેને કદી પણ ઇશ્વરના ઇચ્છા સમજાતી નથી. ઇશ્વરની ઇચ્છા સમજનાર માણસનું મન જુદાજ પ્રકારનું હોય છે. તે જાણે છે, કે એની ઇચ્છાજ આ સર્વ વિશ્વ છે, તેમાં તેને ગમે તેમ તે રમે છે-હુંજ નથી. છે તે પ્રભુજ છે—બાકી—

'માંહી પડયા તે મહા સુખ માને દેખનારા દાઝે જોને'

આપણને જે જણાય છે તે તેને જણાતું નથી. એ તો ચોક્કસ. આપણું ડહાપણ ત્યાં ચાલતું નથી. ઇચ્છામયની ઇચ્છાને રોકવાનું સામર્થ્ય આપણામાં નથી;

'દુન્યાને ઉંધા ચશ્મા, ડાહ્યા દિવાના લાગે;'

જે જગના ડાહ્યા છે તે ત્યાં દિવાના છે અને જે અહીં દિવાના છે તે ત્યાં ડાહ્યા છે, માટે જીવદૃષ્ટિ અને ઈશ્વરદૃષ્ટિના ભેદ આપણે સમજીએ તોજ છૂટીએ.

'એક કળે એ જગત ચલાવે, ચમક દૃષ્ટિ જયમ લોહ ચળાવે' એ રીતે એની કરામત છે. એ કરામત એવી છે, કે જ્યાં વેદ-શાસ્ત્ર કે પુરાણ સાધુ સન્ત કે મહન્ત કોઈના પત્તા ખાતા નથી. આપણાં મન, બુદ્ધિ એનો પાર પામી શકતાં નથી. એ વિશાળ ચિત્સાગરમાં આપણું મન તો એક લહેરી સમાન છે.

'મન તું દરીયાની લહેરી સમાન દે—
—લહેરી સમતાં તો સમુદ્ર દેખાય—
બીજો નથી બોલતો—

એ વિશ્વંભર સર્વવ્યાપક સર્વેશ્વર સર્વાન્તર્યામી સચ્ચિદાનંદરૂપ છે. સર્વાતીત, નિરંજન, નિરાકાર છે. સત્ય જ્ઞાન અને અનન્ત છે. વેદમાં તેને—

।**सत्यं ज्ञानमनन्तं यन्निष्क्रियं परम्**। કહ્યા છે. જગતના આદિકાળમાં '।**सदेव सोम्येदमग्रमासीत्**।' સત્યરૂપ હતો 'સત્' જ હતું તેણે '।**एकोऽहं बहु प्रजायेति**॥' હું બહુ રૂપ થાઉં એ સંકલ્પ કર્યો, જેનાથી ત્રણ ગુણવાળી પ્રકૃત્તિ ઉત્પન્ન થઇ, તેમાંથી સત્વગુણ પ્રધાન માયા અને તમોગુણપ્રધાન અવિદ્યા ઉત્પન્ન થઇ. સત્વગુણ પ્રધાન માયાથી ચરસૃષ્ટિ અને તમોગુણ પ્રધાન

અવિદ્યાથી અચર સૃષ્ટિ ઉત્પન્ન થઈ—આ ચરાચર સૃષ્ટિને જડ અને ચૈતનરૂપ કહે છે. એ સૃષ્ટિનો વ્યવહાર ચલાવવા સત્વ ગુણના આશ્રયે કરી દેવો ઉત્પન્ન થયા, રજોગુણે કરી પંચભૂત અને તમોગુણે કરી પદાર્થ થયા. આ રીતે સત્વગુણને જ્ઞાનશક્તિ-રજોગુણને ક્રિયાશક્તિ અને તમોગુણને દ્રવ્યશક્તિ કહે છે. એ ત્રણેયની ઉપર ઇચ્છાશક્તિ અને તેની ઉપર ઇચ્છારામ વિરાજે છે. આપણા મહામન્ત્રમાં

ઇચ્છારામ=સત્-બ્રહ્મ-ભગવાન
ઇચ્છા=પ્રકૃતિ-અર્ધમાત્રા-માયા
જ્ઞાનશક્તિ=સત્વ-ઉકાર-વિષ્ણુ
ક્રિયાશક્તિ=રજ-અકાર-બ્રહ્મા
દ્રવ્યશક્તિ=તમ-મકાર-મહેશ્વર

તાત્વિક ભાષામાં:-બ્રહ્મ • બિન્દુને સત્ •
અર્ધમાત્રા ◡ ને-નામ ◡

अकार = — उ = < म् = ◡ = ॐ =જલ, વાયુ, અગ્નિ

ॐ = ૩

આ રીતે જગત સરજનની સામગ્રીઓ મળી એક વસ્તુ પેદા થઇ. તેને ◡ બ્રહ્માંડ કહે છે એટલે ‘ૐ’ ‘ઓમ્’ એજ મુખ્ય વસ્તુ છે રેખાજ મુખ્ય વસ્તુ છે અને એ રેખાથીજ બધી આકૃતિઓ થઇ છે. માટે રેખાત્મક જગતને-રેખાત્મક મન્ત્ર જોઇએ, તેનેજ “ૐ” જાણવો. એ ૐનું ધ્યાન કરવા માટે જાણે અજાણ્યે યોગમાર્ગ લેવો પડે છે. જેણે યમ-નિયમદ્વારા મન શુદ્ધ કર્યું, તેને છેવટે શરીરનો જય કરવો પડે છે. એ શરીરનો જય કરવાને આસન સિદ્ધ કરવું પડે

છે. આસન સિદ્ધ થાય તેને માટે નિરાસક્ત સાધકને દઢતાની જરૂર પડે છે અને તે યમનિયમ પાલન કરવાથી આવે છે, એટલે યમનિયમથી જગત્‌ જીતાય છે. અને આસનથી શરીર જીતાય છે. શરીર જીતાયાથી કર્મેન્દ્રિયો જીતાય છે. એટલે તેને પંચકર્મેન્દ્રિયને લગતી સિદ્ધિઓ આવે છે. આપણી તાત્ત્વિક ભાષામાં તેને જલ તત્ત્વનો વિજય કર્યો કહેવાય છે. ત્યારપછી તેને 'પ્રાણાયામ' સિદ્ધ કરવો પડે છે. એ પ્રાણાયામથી વાયુ તત્ત્વનો વિજય થાય છે અને તેને અંગે તેને પ્રાણને લગતી સિદ્ધિઓ આવે છે. ત્યારપછી પ્રત્યાહાર-ધારણા-એ બન્નેનો આસરો લેવો પડે છે તેમાં મનોનાશ-ચિત્તનો જય કરવો પડે છે, એને તત્ત્વજ્ઞાનની ભાષામાં અગ્નિ તત્ત્વનો જય કર્યો કહેવાય છે. પછી બુદ્ધિ જીતાતાં ધ્યાન થાય છે, એટલે માયા જીતાય છે અને અહંકારનો નાશ થતાં સમાધિ થાય છે અને અહં ગળી જતાં પરબ્રહ્મ રૂપ થવાય છે. એ દશાને યોગીઓ—વાસનાક્ષય-મનોનાશ-અને તત્ત્વ-જ્ઞાન કહે છે.

'भिद्यते हृदयग्रन्थि श्छिद्यन्ते सर्वसंशयाः।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे॥'

'જીવ ઉપાધિ મટી ત્યારે, બ્રહ્મરૂપ ભાસી રહ્યું;
ગુણ રહિત તે માર્ગમાં, પછી વિધિને નિષેધ શું?

આ રીતે દરેકે મન્ત્રનું રહસ્ય ઉકેલી જપ કરવો જોઇએ, જેણે ઉપલી ધારણાઓથી ધ્યાન કર્યું હોય-મન્ત્ર સાધ્યો હોય-તેને દુન્યાનો કોઇ પણ પ્રાણી-પદાર્થ અડકી શકતો નથી, તેમ પરલોકના વૈભવો લલચાવી શકતા નથી. આધિભૌતિક, આધ્યાત્મિક, કે આધિદૈવિક સુખદુઃખ તેને બાધ કરી શકતાં નથી.

માટે હરિજનો! સુરતા સાધે તો રામ નામ રંગ લાગે; સુરતા સદ્ગુરૂ શબ્દથી ચઢશે તેને અનુભવ કુંચી જડશે, તે નર ભવમાં કદી નહિ પડશે, સાધન સાધે તો રામ નામ રંગ લાગે.

આ રીતે હરહંમેશ સાધકે ગુરૂમન્ત્રનું રહસ્ય પૂર્વક સ્મરણ કરવું. સાધનને અંગે આવતી સિદ્ધિઓમાં ફસાવું નહિ. ફસાવાથી કરેલું કાર્ય ક્ષણમાં વૃથા જાય છે. આજ મુખ્ય સાધન છે આજ પરમ કલ્યાણનો પંથ છે. શ્રેયઃસાધક આ વસ્તુને જ પ્રાપ્ત થાય છે.

નાન્યઃ પંથા વિદ્યતેઽયનાય ।

વળી તેઓ વારંવાર ગાજી વગાડીને કહેતાઃ—

હે પ્રાણાધિક હરિજનો—

શ્રીહરિ વિમુખ થવું એજ **અન્યાશ્રય** છે.

શ્રીહરિ વિનાની બીજી વાતો એજ **અસદાલાપ** છે.

શ્રીહરિના ભક્ત સિવાયનો સંગ એજ **કુસંગ** છે. અને શ્રીહરિ સિવાય બીજાની બનાવેલી વસ્તુનો સ્વીકાર કરૂં છું એ ભાવના તેજ **અસમર્પિત** વસ્તુ જાણવી. હરિજનો! શ્રીહરિ સિવાયની બીજી વાતોથી અળગા રહેવું તેનેજ મર્યાદા સમજવી–અને શ્રીહરિમાં પ્રેમ રંગ રાગ એ સર્વ પુષ્ટિ સમજવી–શ્રીહરિનાં ભજન કીર્તનમાં મસ્ત રહેનારનેજ આદર્શી વૈષ્ણવ જાણવા–શ્રીહરિને પ્રાણી માત્રમાં વ્યાપક જોનાર જ **વૈષ્ણવ** છે અને 'તેજ સૌનું કલ્યાણ શાન્તિ કરનાર છે.' એવું સમજનારને **શૈવ** જાણવો. વાસ્તવિકમાં એક રામ અને હજાર નામ છે. જુદા જુદા દેવદેવીઓ છે, એ એની **સત્ સત્તાના નાકેદાર** છે. ખરી રીતે નાકેદાર સરકારનાજ છે, તેમ દેવદેવીઓ તેનાજ છે. અન્ય સાધારણ

દૈવતથી નાકેદાર સરકારના નજીકના છે, તેમ દેવદેવીઓ એ પરમસત્તાધારીની સત્તામાં નજીકનાજ છે. એમને રીઝવવાથી કામ થાય છે તેમ દેવદેવીઓને ભજનારનાં પણ કામ થાય છે, તે માટે કોઈ પણ ભજનીકનું અપમાન કરવું નહિ કે દ્વેષ કરવો નહિ. શ્રીમતીજીમાં ભગવાને કહ્યું છે કે,

**यो यो यां यां तनुं भक्तः श्रद्धायार्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ ॥**

આ રીતેઃ—'જે જે ભકતો જે જે મૂર્તિને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે છે તેની તેની તે તે મૂર્તિમાંજ હું અચળ ભક્તિ બેસાડું છું.' શ્રીભગવાનના વાકયનું અવલંબન કરી હરેકને ભગવત્‌ પંથે ચઢાવી આપવા, પણ કોઈની શ્રદ્ધા ભક્તિ ચળાવવી નહિ.'**जोषयेत्सर्वकर्माणि विद्वान् युक्तः समाचरन् ॥**' અર્થઃ—'વિદ્વાને યોગયુક્ત રહી સર્વ કર્મ કરવાં.'

આ રીતે પ્રભુ ગુરૂદેવના ઉપદેશથી શ્રીશુકદેવજીનું રહસ્ય સમજાયું છે. એટલુંજ નહિ પરન્તુ તેઓનો પરમ ઉપદેશ ભજન કરવાનો હતો. કીર્તન ભક્તિ એજ શ્રેષ્ઠ ભક્તિ છે ॥ **कलौ केशवकीर्तनम्** ॥ અને કલિયુગના કીર્તનાચાર્ય શ્રીશુકદેવજી છે. શ્રીમદ્‌ભાગવતજીમાં પણ છેવટે સાર એજ નીકળ્યો છે કેઃ—

**॥ नामसंकीर्तनं यस्य सर्वपापप्रणाशनम् ॥**
**॥ प्रणामो दुःखशमनस्तं नमामि हरिं परम् ॥**

નામસ્મરણ અને શ્રીહરિની ભક્તિ એજ મુખ્ય છે. **कलौ भक्तिः कलौ भक्तिः ॥**

એ રીતે શ્રીશુકદેવજીનો પૂકાર છે—એમનો આદેશ—

'**॥ धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो निर्मत्सराणां सताम् ।**'

આ રીતે શ્રીશુકદેવજીનું કલિમલહરણું વારૂ ઝરણું અતિમિષ્ટ છે. પોતે સ્વરૂપ જ્ઞાન કરવાને વારંવાર કહેતા કે:—

'તરણા ઓથે ગિરિ ઢંકાયા, કહત લોકમેં વાણી;
આપા ઓથે રહત રાજા, સો ગુરૂ દેત નિશાની.'

આ રીતે પોતે પોતાનેજ જોવાને શ્રીગુરૂરૂપી આદર્શ (આરસી) છે. એ આરસી સ્વચ્છ છે. જે જેવું રૂપ ધરીને તેની પાસે જાય છે તેને તે તેવો દેખાય છે. તેમાં ગુરૂનો દોષ જાણનાર ભુલાવામાં પડે છે—પોતે જેવા ચશ્મા પહેરે છે તેવો તે પોતે બીજાને જુએ છે. માટે આંખનાં પડળ તમે દૂર કરો તો સત્ય વસ્તુ સમજાશે. આ રીતે સત્ નામ જાણવાને મલ વિક્ષેપ અને આવરણ રૂપી પડળો દૂર કરવાં જોઇએ, જેથી નિરંજન નામ નજરે પડે છે. આ રીતે દિવ્યજયોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો બીજો પ્રસંગ સમાપ્ત થયો.

——:o:——

(૩)

ગુરૂદેવના સત્સંગમાં શબ્દે શબ્દે અને વાક્યે વાક્યે ઓતપ્રોત જ્ઞાનનીજ ધારા વહેતી. એમનું જ્ઞાન એ વ્યવહારિક નહિ, પારમાર્થિક નહિ, પરન્તુ કોઇ જુદીજ જાતનું હતું. તેઓ સકળ સંસારના સારરૂપ આનંદ ધ્વનિ કરતા, જેથી દુઃખીનાં દુઃખ અને તપેલાના તાપ સમાઇ જતાં. ગમે તેવો કોઇ સંસારિક શબ્દ ઉચ્ચારે કે તેનો અર્થ તેઓ કોઇ મધુર વાણીથી એવો કરતા કે જેથી સાંભળનાર આનંદ ધ્યાનમાં મગ્ન થઈ જતો. એ રીતે ઘણીએ વખત

જ્યારે અમે મંદિરે જતા ત્યારે તેઓ કંઇને કંઇ વાત બાલકની પેઠે ઉચ્ચારવા મંડી પડતા—પાસે બેઠા હોઇએ ત્યારે કોઇની સાંસારિક વાતમાંથી પણ વ્યવહારિક દૃષ્ટાંત સિદ્ધાંત એની મેળે નીકળી પડતાં. કોઇ નવિન ઉપદેશ લેવા આવે, કે તે વખતે મન્ત્રાર્થ તેઓ તેની સમજમાં આવે તેમ કરી બતાવતા—જેનો જેવો ધંધો. શિષ્ય જીવનમાં પળાવવાના નિયમો કંઇ વિશેષ ન હતા.

રામરસ પ્યાલા હૈ ભરપૂર, પીયોરે કોઈ ઘટક ઘટક ઘટક,
હરિરસ પ્યાલા હૈ ભરપૂર, પીયોરે કોઇ ઘટક ઘટક ઘટક.

એમ કહી તેઓ પ્રેમાનન્દમાં મસ્ત થઈ જતા—ઉઘાડે ડીલે કે ઘુમટીઆ શાલ ઓઢીને તેઓ ભજન લલકારતા તે એવું તો હૃદયસ્પર્શી થતું કે આપણને ક્ષણવારને માટે શબ્દાર્થનો સાક્ષાત્કાર થઇ જતો. એ રીતે એમની પ્રાસંગિક બીના લખવા કરતાં એમનું જીવન ચારિત્ર્યજ બ્રહ્મસદૃશજ હતું. જ્યારે આત્મ પુરાણ—શારીરક ભાષ્ય કે શ્રીમદ્‌ભાગવત કે કોઇપણ શાસ્ત્રનું પ્રવચન કરવા બેસે તે વખતે પાનું પોથી તો હાથમાં રહી જાય અને વાક્‌ધારા એ નામ નિરંજનમાં ડોલાવી દેતી.

ભલારે—સૌમાં નામ નિરંજન બોલે—
રે નહિ કોઇ નામની તોલે—સૌમાં....

આ રીતે નામ મહાત્મ્ય એજ મુખ્ય જ્ઞાન છે એ શ્રોતાને નિશ્ચય થતો.

આનંદ તો થયો સંશય ગયો,
સદ્‌ગુરૂના શબ્દથી મેં આતમા લહ્યો.
જીવ ઇશ્વરને માયા કેરો, જુગતે જાણ્યો ભેદ
'નેહ અક્ષરથી અક્ષર નીકળ્યા નીકળ્યા ચારે વેદ'

એ રીતે પ્રત્યક્ષ નામજ સર્વશ્રેષ્ઠ વસ્તુ છે. એમ તેઓ વારંવાર કહેતા. 'ગંગા નથી દીઠીરે નથી દીઠી,' એટલે એમ કે જેણે ગંગા દીઠી છે, તેનું મન અપવિત્ર થાયજ નહિ. અપવિત્ર વિચારો થઇ શકેજ નહિ—રાગ દ્વેષાદિ કલેશો તેને હોયજ નહિ. દરેક મનુષ્ય કોઇને કોઈ માયા જાળમાં સપડાયેલોજ છે. તે તો જેમ જેમ છૂટવા જાય તેમ તેમ બંધાય. કરોળીઓ જાળું બાંધે છે અને પાછો છૂટવાને બદલે બંધાય છે. બાંધવાનું ભાન છે પણ તેમાંથી છૂટવાનું ભાન નથી. સાધુ સંત મહાત્મા ફકીર કે સાંઇમૌલા કોઇને કોઇ માયામાં લપટાયલાજ છે. 'માયાએ રાંડે જગતને બાયલું બનાવ્યું. સાધુ ખીલાવેને સાધકી લાવે વો માયાકી અટક' એમ કહીને તેઓ વારંવાર હસતા. હરિજનો ! દુનિયા તો પોલી છે 'દેહ, દ્રવ્ય ને આબરૂ પુત્ર અને વળી નાર; એ પાંચેના પ્રેમમાં, મચી રહ્યા સંસાર.' સંસાર આ પાંચ વસ્તુનોજ બનેલો છે.

'ઋણ સંબંધે આવી મળે, સુત વિત દારા દેહ;
લેણું દેણું પુરૂં થતે, રસ્તે પડશે તેહ.'

તો પછી એમાં ફાંફા મારી રાગદ્વેષ અને ઝેર વેર વધારવાં એ શું યોગ્ય છે? અરે હરિજનો ચેતો ચેતો— 'ફાંફાં નો મારો નો મારો, સાચો મારગ તમે ગુરૂજીનો ઝાલો'—ફાંફા નો મારો નો મારો. આ રીતે સંસારમાં ગમે તેટલા ફાંફાં મારશો તો કંઇજ વળવાનું નથી, કારણ કર્મદષ્ટ્યા સંસારીનું સંસારમાં પ્રારબ્ધ નિર્માણ થઇ ચૂકયું છે. પૃથ્વીનો તો છેડો છેજ પણ ભજનનો છેડો નથી. તમે જેટલો પુરૂષાર્થ

ભજનમાં કરશો તેટલો ઓછો છે કારણ ભજનમાં પુરૂષાર્થની જરૂર છે. સંસારમાં ત્રણ ભાગ પ્રારબ્ધ અને એક ભાગ પુરૂષાર્થ છે, જ્યારે ભજનમાં ત્રણ ભાગ પુરૂષાર્થ અને એક ભાગ પ્રારબ્ધ છે. આકાશનો છેડો નથી તેમાં તો જેટલું ઉડવું હોય તેટલું ઉડાય માટે ઇતિ કર્તવ્ય તો ભજન કરવું એજ છે. પણ કર્મ તેવી મતિ અને મતિ તેવી ગતિ–સૃષ્ટિક્રમ એવોજ છે. ભગવાનને વિષે બુદ્ધિ થવી એ કંઇ સ્હેલ નથી અને બુદ્ધિ થાય તો સત્પુરૂષની સંગતિ થવી અઘરી છે, છતાં સત્પુરૂષની સંગત થાય તો પણ સદ્‌ગુરૂની પ્રાપ્તિ થવી દુર્લભ છે. જ્યારે પૂર્વ પુણ્યનો ઉદય થાય ત્યારેજ સત્પુરૂષની સંગત અને સદ્‌ગુરૂની પ્રાપ્તિ થાય છે. જગતમાં ચાર પ્રકારના લોક છે.

વિષયી—હરિજન—જીજ્ઞાસુ મુક્ત—
(૧) (૨) (૩) (૪)

'**વિષયી**' **એટલે** સંસાર વ્યવહારમાં આસક્તિ રાખી, છોકરાં છૈયાંને સાચવી—સારી રીતે 'હું મારૂં' કરે અને ઠાકોરજીની સેવા પૂજા કરે વિગેરે લક્ષણવાળા વિષયી કહેવાય છે—

'**હરિજન**' એટલે શાસ્ત્ર, કથા, પુરાણ સાંભળવા–સાધુસંતની સેવા કરવી, દુન્યાદારી પર ઓછું લક્ષ, ધરમ–દાન–પુણ્ય કરવું વિગેરે લક્ષણવાળા હરિજન કહેવાય છે.

'**જીજ્ઞાસુ**' એટલે સાધન ભજનમાં નિયમિત પ્રીતિ–નિત્યપાઠ કરે, કંઇક શબ્દનો વિચાર કરે અને ગમે તેવા સંસારના કઠિણ પ્રસંગે પણ ઇશ્વરસ્મૃતિ જાળવી રાખે અને ભજનનોજ પક્ષ રાખે-એ લક્ષણવાળાને જીજ્ઞાસુ કહે છે.

'મુક્ત' એટલે શબ્દાર્થનો વિચાર કરી સ્વરૂપનું ભાન થતાં માયાસંગને સાપની કાંચળી પેઠે ત્યાગી રાત્રિ-દિવસ હરિ ચિન્તવનમાં મશગુલ રહેવા છતાં કોઇ પણ વસ્તુનો રાગદ્વેષ કરતો નથી, સદા આત્મારામ છે એવા લક્ષણવાળાને મુક્ત કહે છે.

વિષયીની સેવા પૂજામાં સકાર હોતા નથી. સવાર પડે કે ઉઠવું-પાણીનો લોટો ભરવો અને દેવને એક વાડકામાં નાંખી પાણી રેડવું. ઘીનો દીવો કે આરતીનું ઠેકાણું નહિ-અને બોરકેરીના અથાણાની પેઠે દેવને નવડાવી બાજઠ કે પાટલા પર બેસાડવા-વળી આટલું કરતાં કરતાં પણ મોઢેથી ઇશ્વર નામ સ્મરણને બદલે આખા ગામની કુથલીઓ ચાલુજ, કે ઘરનો કકળાટ કે છોકરાં છૈયાંની રાવોની તો વાતજ શું પૂછવી? જોને બા આ બચલો મારે છે? ત્યારે પૂજા કરવા બેઠેલી એની મા કહેશે-

ઉભો રહેજે બચલા, કેમ મારા વછલાને મારે છે?

આ વખતે દેવ પણ હાથમાં રહી જાય છે અને દેવને લઇનેજ બચલાને મારવાને હાથ ઉંચો થઇ જાય છે, ડોળા ચમકે છે અને મોઢામાંથી ફુંફાડા નીકળે છે.

'કેમ ગુલાબદાસ, આજે કંઇ બહુ કામમાં પડી ગયા છો!' ત્યારે ગુલાબદાસ દેવને ચોળતા ચોળતા કહેશે—

'આ હમણાંજ છાપું વાંચીને ન્હાયો અને એમ થયું કે પૂજા કરી લઉં. એટલામાં વળી છોકરી દોડતી આવીને બાપાનો ખભો પાછળથી તાણતી કહે છે કે, 'બાપા, મારે માટે પેલું નહિ લાઇવાને!' એટલે બાપા બૂમ પાડીને

કહે છે, 'અરે! જા અહીંથી મને પૂજા કરવા દેવી છે કે નહિ? સાંભળે છ કે! આ બચીને બોલાવતો! સાલા જરી ગીતા વાંચવા બેઠો કે થયું?'

આ રીતે વિષયીની પૂજા અર્ચા છે—જ્યારે કોઈ સમજુ તેને કહેવા જાય છે ત્યારે તેને કહેશે 'શું કરીએ!' ભગવાને જંજાળ આપી નહિ હતે તો કંઇ આ સંતાપ હતો? ઓફિસ જવાનું મોડું થઇ જાય એટલે જે થયું તે ખરૂં! ભગવાન બધું જાણે છે. ઓફિસ નહિ જઈએ તો શેઠીઆ બૂમ મારે—ઘરમાં આ કકળાટ કરે—છોકરાં તો જરી આઘાં ખસે નહિ-આ રીતે વિષયીનો ઘાટ છે; જ્યારે જે હરિજન હોય છે તે સોડે કપડાં પહેરે છે, કોઇને અડકતા નથી, સફેદ ધોતી, ગંજીફ્રાક, ખભે ટુવાલ, અગરબત્તી, ધૂપ, પ્રસાદ, દીવો, આરતી અને મોઢેથી ગીતાના કે સુભાષિતના શ્લોકો બોલાયાજ જાય છે. હાથમાં માળા અને ઘડીમાં આંખ મીચેલી તો ઘડીમાં ચારે કોર ફરતી. કોઈ બોલાવે તો દાંત કચકચાવે છે. એની પૂજામાં ઠાઠ જોઇ લોકો અંજાઇ જાય છે. કોઈ વેપારી કે શેઠીયો મળવા આવે છે કે માળા ઝડપથી ફેરવી કામ આટોપી ભગવાનનાં ચરણસ્પર્શ કરી બહાર આવે છે અને વાતે વળગે છે. એ હરિજનની સ્ત્રી છોકરાં છૈયાંને પૂજા કરનારની પાસે જવા દેતી નથી. આ રીતે હરિજનનો ઘાટ છે. જે જીજ્ઞાસુ છે તેને મૂર્તિપૂજા પર અખંડ શ્રદ્ધા હોવા ઉપરાંત શાસ્ત્ર પર પ્રીતિ વિશેષ હોય છે. વળી યમ નિયમ અને સાધનમાં માને છે. મન્ત્ર, જપ કે કોઇ પણ યોગાંગનું અનુષ્ઠાન કરે છે અને હંમેશ ગુરૂએ બતાવેલા

માર્ગમાં તે આગળ વધે છે. તેને દુન્યાના વ્યવહારમાં ઘણી ઓછી પ્રીતિ હોય છે. ઇશ્વર કરતાં જગત તેને મન ઓછું છે અને સદા સત્સંગ સાધનના પ્રસંગે તે ઉલટભેર આગળ પડીને ભાગ લે છે—અભિમાન કે આપમતિલાપણું ન હોવાથી ભગવાન્-ગુરૂ-સન્ત-મહાત્મા કે સાધુ સજ્જનની પ્રીતિને પાત્ર થાય છે, તેનું જીવન સરળ હોય છે. દરેકમાં શ્રીહરિ છે એમ માનવામાં પ્રયત્નવાન થાય છે. આ ઘાટ જીજ્ઞાસુનો છે.

જે મુક્ત છે તેને માટે હરિચિન્તવનનો નિયમ નથી. તેની અવસ્થા કલ્પી શકાતી નથી. તે પ્રસંગે લોકમર્યાદા જાળવે છે અને નથી જાળવતો એમ પણ હોય છે. તેનાં વચન વિમળ-શાન્ત-અને ગુહ્ય હોય છે. જેમાં જેવો તેમાં તેવો એ ઘરમાં મનમાં કે વનમાં ઇચ્છામયની ઇચ્છા પ્રમાણે વર્તે છે. પ્રારબ્ધે કરેલા ક્ષોભથી તે જ્ઞાની. અજ્ઞાની, મૂઢ, જડ કે મહોન્મત્ત દેખાય છે. કવચિત હસતો-રમતો કે રડતો જણાય છે એવા પુરૂષનું રહેઠાણ કુદરતી હોય છે. તેને શું ગમે છે-તે નક્કી કરી શકાતું નથી. દુન્યાનાં સ્વર્ગ, નર્ક તેને મન વિશેષ નથી. આ રીતે સ્વરૂપાનંદમાં મસ્તાન-નિષ્ઠાવાન-પ્રાપ્તજીવનમાં પ્રફુલ્લ રહેનાર મુક્ત પ્રભુનો આત્મા છે.

"॥ आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥"

× × ×

"॥ ज्ञानी त्वात्मैव मे मतम् ॥"

આ રીતે શ્રીગુરૂદેવની વાક્ધારા કલાકો સુધી અસ્ખલિત રહેતી. વાણી ચાર પ્રકારની છે. પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી.

ગુરૂદેવની વાણી હંમેશ પરા વાણી હતી—તેઓજ
હેતા કે 'શ્રીશુકદેવજીએ દર્શન આપ્યા ત્યારે તેમણે મને
રદાન આપેલું કે પીઠ પર બેસીશ ત્યારે તારી વાણી
અખંડ જ્ઞાનવાળી થશે—વળી તારી વાણી તારા શિષ્યોનેજ
ાટે છે.વાદવિવાદ કે વિતંડાવાદને માટે નહિ.' એ પરાવાણીની
ાબતમાં તેઓ કહેતા 'હીરૂભાઇ, પાતાળી 'કુવો'—અને
ટાંકું'–શાસ્ત્ર ભણીને તેનાં રહસ્યો જાણીને શાસ્ત્ર સન્તો જે
ાખ્યાનો અને ઉપદેશો કરે છે, તે ટાંકાંના જેવા છે કારણ
વરસાદનું જળ જેટલું પડ્યું હોય તેમાંથી અમુકજ અંશ
ાંકામાં ભરી રાખેલો હોય છે. તેમાં જેમ જેમ વપરાસ
ધે તેમ તેમ દર વર્ષે વિશેષ વિશેષ ભરતી કરવીજ પડે
, તેમ જેમ જેમ લોકોનો સમૂહ વધે તેમ તેમ તેઓનું
ન રીઝવવાને તેમને દરરોજ નવાં નવાં દૃષ્ટાંત–સિદ્ધાંતો
ળવાવા શાસ્ત્રાવલોકન કરવું પડે છે—એ પાણી અને
ાણી કોઇ દિવસ ખૂટી જવાનો સંભવ છે.
ણ પાતાળી કુવો—જે પાતાળ ભેદીને નીકળેલો છે
માં તો પૃથ્વી માંહ્યલા ઝરણાંઓનો અખંડ પ્રવાહ છે,
કદિ ખૂટતાંજ નથી. હજારો લોકો પાન કરે તોપણ
માંનું જળ કદિ પણ ખૂટતું નથી. એને અનુભવ વાણી કહે
. અનુભવ વાણીનેજ પરા વાણી કહે છે. જેને સ્વરૂપનો
ાક્ષાત્કાર છે, અનુભવ છે, ત્યાં તો વાણી પાણી ભરે છે.
ત્યારે જોઇએ ત્યારે તે દાસીના રૂપમાં આવીને કામ કરે
. તેની ઝમક તેની પ્રતિભા ઓર હોય છે. જીજ્ઞાસુને
ૃપ્ત કરનારી, હરિજનને રમાડનારી, વિષયીઓને ગમ્મત
ામાડનારી અને મુક્તના જીવનરૂપ એ વાણી ક્યાંથી આવે

છે તે બોલનારને સુધ્ધાંત સમજ પડતી નથી. જેવી રીતે જમીન માંહેલા ઝરણની ગમ કુવાને અને કુવામાંથી પાણી મેળવનારને નથી, તેમ એવી વાણી સ્વયં ભગવાનની કૃપા થાય તોજ મળે છે અને જેનાં ભાગ્ય હોય તેનુંજ એ વાણીથી કામ થાય છે. શ્રીમતીજીમાં કહ્યું છે કે....

मूकं करोति वाचालं पंगुं लङ्घयते गिरिम्।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥

એ શ્રી ભગવાનની દયાનીજ વાત છે. બાકી એ કૃપા થવી સ્હેલી નથી.

'જેને કાજે દમે છે અતિ દેહને, તે તો આવ્યું છે મ્હારે હાથ—
મારો વ્હાલો વિસાર્યો ન વિસરે—'

'એવો અજર અમર રસ જે પીયે, તેનાં નેણ વેણ પલટાય
હરિરસ પીજીએ—'

'ભમરી ઈયળકેરી જાત ભૂલાવે, આપ બરોબર કરીને ઉડાડે,
અંતર આંખડી સન્ત ઉઘાડે તો ભવ દરીયા તણો ભય મટે રે....'

આ રીતે જીવશિવના ભેદ શ્રીગુરૂદેવ મહા પ્રેમભાવથી સમજાવતાં ઘણી વાર રોઇ પડતા—વળી ઉન્માદમાં આવીને સ્વરૂપની વાતો કરતા.

'વોહી ગાયમેં વોહી ભેંસમેં, વોહી હિરણ્યમય તોતા,
વોહી પ્રભુકુ ભૂલકે બચ્ચા, સદા ખાયગા ગોથા'

એ રીતે મીસરી આદિના દષ્ટાંતથી તેઓ કહેતા—

'મિસરી કે ઘોડે પાલખી તલ્વાર આદિ હોત હૈ'
'સબ લે કે ડાલો પાનીમેં દેખો તમાસા કયા હુવા?'

આ રીતે 'નામ રૂપ ને ગુણુ થકી વ્યાપી રહ્યા સૌ વિશ્વમાં'—એમ સમજાવતા,

'એક બ્રહ્મ સબ જગ વિષે વ્યાપી રહ્યો ભરપૂર,'
'જ્ઞાની મુનિ ધ્યાનમેં નિત્ય રહે ચકચૂર,'
'નિત્ય રહે ચકચૂર દૂજો નહિ ભાસે મનથી,'
'કહે શુકદેવ દયાળ પામો તે સત્સંગથી.'

સત્સંગતિ એટલે '**सतां संगतिः**'-સન્ત પુરૂષની સંગત એ સંગતિથી જીવન ઉજળું થાય છે. વસિષ્ઠ અને વિશ્વામિત્રને એક વખત વાદ ઉત્પન્ન થયો. વસિષ્ઠ કહે સત્સંગ મોટો-વિશ્વામિત્ર કહે તપ મોટું-આ બન્નેનો ન્યાય કોણુ કરે! ન્યાય કરવા માટે તેઓ પાતાળમાં શેષ ભગવાનની પાસે ગયા-શેષ ભગવાને કહ્યું 'તમારી વાત તો સાચી પણુ મારા માથા પર આખી પૃથ્વીનો ભાર છે તે જરા ઉંચી કરો તો હું તમને નિર્ણય કરી આપું,' બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર ઉગ્રતપોધન્વા તેમણે તો આવેશમાં આવી જઇને કહ્યું, 'મારી એક હજાર વર્ષની તપશ્ચર્યાથી પૃથ્વી અદ્ધર થાઓ' પણુ કાંઇજ વળ્યું નહિ. વળી રક્ત નેત્ર કરી તપસ્વી બોલ્યા.

'પાંચ હજાર વર્ષની તપશ્ચર્યાથી પૃથ્વી ઉંચકાઓ-' છતાં પૃથ્વી તો જરા પણુ હાલી નહિ. તેઓએ હાથમાં પાણીની અંજલીઓ ભરી અને આવેશમાં દશ-વીસ-ત્રીસ-પચાસ અને છેવટે સાઠે હજાર વર્ષનું તપ આપ્યું પણુ પૃથ્વી રંચ માત્ર ખસી નહિ-છેવટે ગમેતેમ પણુ બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર-તેમનું અભિમાન હણાયું અને હવે વસિષ્ઠ શું કરે છે તે જોતા બાજુ પર ખસી ગયા—

ધીરે ધીરે શાન્તમૂર્તિ વસિષ્ઠ ઝારી પાસે આવ્યા અને મનોહર વાણીથી બોલ્યા—

'મ્હારા એક ઘડીના સત્સંગથી પૃથ્વી માતા અદ્ધર થાઓ'—તરતજ પૃથ્વી ઉંચકાઇ અને શેષ ભગવાનની આ કરામતથી વિશ્વામિત્ર અને વસિષ્ઠના વાદનો અંત આવ્યો—તેથીજ કહ્યું છે કે:—

એક ઘડી આધી ઘડી, આધીકી પુનિ આધ—
તુલસી સંગત સાધુકી, કટે કોટિ અપરાધ—

માટે '**सत्संगतिः कथय किं न करोति पुंसाम्**'॥

'સત્સંગતિ શું નથી કરતી?' એના માટે એક દૃષ્ટાંત તેઓ આપતા:—

'એક બહેરો હતો. તે હંમેશ પ્રમાણિક રીતે પોતે ધંધો કરતો. એક વખત એક હરિકથા કહેનાર સાધુ મહાત્મા ગામમાં આવી વસ્યા. સાધુ મહાત્માની કથાનાં તો ઘેર ઘેર વખાણ થવા લાગ્યાં. એ વાત બહેરાના જાણવામાં આવી. તે પણ કથામાં જવા લાગ્યો. સાધુ મહાત્માની કીર્તિ તો ચારે દિશામાં વધી ગઈ એટલે ગામના લોકો તેનો ઉપદેશ લેવા આવવા લાગ્યા–ફૂલહાર, કંકુ, નાળિયેર, સાકર લઈને લોકનાં ટોળેટોળાં આવવા લાગ્યાં–બહેરો વિચાર કરે છે, આ લોકો શું કરતાં હશે! તેણે પોતાની પાસે બેસનારને પૂછ્યું 'આ બધા હું કરે સે' પેલા ભાવિકે કાન આગળ મ્હોં લઇ મોટેથી કહ્યું.

'એ તો ગુરૂઉપદેશ લે છે'

બહેરો વિચાર કરે છે, ગુરૂ ઉપદેશ વળી કેવો? એમ કરતાં એક દિવસ તે સાધુ મહાત્મા કને ગયો અને ખોળો પાથરી પગે લાગીને હાથ જોડીને વાંકો વળીને તેમને કહેવા લાગ્યો."

"મા'રાજ મને ગુરૂ ઉપદેશ આપોને!"

સાધુ મહાત્માએ કહ્યું 'અહીં નહિ, એકાંતમાં આવજો.'

'હારૂ મા'રાજ' એમ કહી બહેરો તો કથા સાંભળવા લાગ્યો-જોકે આખી કથા તો તેનાથી સંભળાતી નહિ પણ જે શબ્દ કાને પડયો તે ખરો. તેને લોકો કહેતા કે બહેરા કાકા કથામાં શું સાંભળી આવ્યા?

ત્યારે તે એટલોજ જવાબ આપતો કે 'ભલા આદમી જે હાંભળું ત ખરૂં. જે સે તે ભગવાનનું નામજ સેને?'

ઘેર જઈ બહેરો વિચાર કરે છે 'સાધુ મા'રાજે મને એકાંતમાં ઉપદેશ લેવા બોલાવેલો સે તો તે કાં મળહે?'

કંઈક નિશ્ચય કરી તે વહેલો ઉઠયો. દાતણ પાણી કરી હાથમાં દંડો લઈ પૂજા પાતરી લઈને સાધુ મા'રાજના મુકામ પર ગયો. ત્યાં તેને ખબર પડી કે સાધુ મા'રાજ દિશાએ જવા ગયા છે તેના મનમાં તે બહુ હરખાયો અને જંગલમાં દિશા જવાનું તે રસ્તા તરફ ઉલટ ભેર ગયો-છેટેથી તેણે સાધુ મહારાજને દીઠા અને આજુબાજુ જોયું તો ત્યાં કોઇ ન મળે. સંપૂર્ણ એકાન્તજ હતું એટલે તે સાધુ મહારાજની સામે આવી જરા દૂર ઉભો રહ્યો અને બૂમ પાડીને બોલ્યો 'મા'રાજ મા'રાજ, મને ગુરૂ ઉપદેશ આલો.' સાધુ મહાત્મા તો એવા છેડાઈ પડ્યા કે શું કરવું કે શું બોલવું તેનું તેને ભાનજ રહ્યું નહિ. તેણે તો દિશાએ જવાનો પાણીનો લોટો છૂટોને છૂટો ફેંકયો અને મોટેથી બોલ્યા,

'કમબખત! વખત બે વખત?'

બહેરાના સારા નસીબે તેની પાસેજ લોટો પડયો અને પેલી ગાળ પણ સંભળાઈ. બહેરો તો ખૂશ ખૂશ થઇ ગયો. તે સમજ્યો કે સાધુ મહારાજે ‘લોટો આઇલો, મોટી કીરપા કરી. એની હું પૂજા કરીહુ’ અને ‘કમ બખત વખત બે વખત’ ઉપદેશ આઈલો, ચાલો હવે આપણે કથામાંથી હું વધારે મળવાનું સે! જે સે તે રામનું નામજ સે ને? એમ કરતાં કરતાં તે તો ઘેર આવ્યો. ‘લોટાને માંજીને એક સારા બાજઠ પર પધરાવ્યો. પેલો પૂજાપો હતો તે તેના પર ચઢાવ્યો–અને માળા લઇ પેલો ઉપદેશ જપવા બેઠો.

સાધુ મહાત્મા તો જતા રહ્યા....

એમ કરતાં કરતાં નિયમપૂર્વક જપ કરતાં બહેરાનું ચિત્ત તો પેલા લોટામાં અને ઉપદેશમાં લાગી ગયું. મૂળમાં તો ભોળું માણસ અને શ્રદ્ધા પછી પૂછવુંજ શું?

એમ કરતાં ગામમાં લોકોને જાણ થઈ કે બહેરખાં તો ભજન કરે છે. એક વખત ગામમાં તાવ, કોલેરા વિગેરે રોગ ફાટી નીકળ્યો. એના જેવાજ ભોળા લોકો જંતર મંતરમાં માનનારા બહેરખાં કને આવવા લાગ્યા. તેણે પણ પેલા લોટાનું ધ્યાન ધરી મન્ત્ર જપીને દોરા ધાગા કરવા માંડયા–ટપોટપ દરદી સારા થવા લાગ્યા. બહેરા કને તો લોકોનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. કોઇ કંઇ ભેટ કરે, કોઇ કંઇ આપે પણ તે તો લેજ નહિ. લઉં તો મારા મા’રાજ નારાજ થાય–ઇમણે મને કંઇ એવું કેયું નથી.

આજુબાજુના જીલ્લામાં આ વાત વાયુ વેગે પહોંચી ગઇ. બાર વર્ષે સાધુ મહાત્મા ફરતા ફરતા આવી ચઢયા

અને બ્હેરાની વાત સાંભળી તેને થયું આવા મોટા મહાત્મા કોણ હશે ! એટલામાં બ્હેરાને પણ આ વાતની ખબર પડી. તે તો જાણી ગયો કે મારા મા'રાજજ આવ્યા છે. એટલે તેણે તો રાજાનો હાથી મંગાવ્યો. પોતે હાથમાં દંડો લઇને પગપાળો ભજનમંડળી, નિશાન. ધજા પતાકા લઈને ડંકા વગડાવતો આવી લાગ્યો. સાધુ મહાત્મા તો વિચારજ કરે છે, એટલામાં તે તો ત્યાં પહોંચી ગયો. અને સાધુ મહાત્માના ચરણમાં આળોટી પડયો—અને ગદ્‌ગદ્ કંઠે સાધુ મહાત્માને પોતાને મુકામે આવવા આગ્રહપૂર્વક વિનંતિ કરી—સાધુ મહાત્માના સેવકો તો આશ્ચર્ય પામી દંગજ થઇ ગયા અને અંદરને અંદર કહેવા લાગ્યા.

'આ તો પેલુ બ્હેરીયું !—અલ્યા પેલો બેરખાં ! એ આટલો મોટો થઇ ગયો?' સાધુ મહાત્મા ગમે તેમ પણ જ્ઞાની હતા. તેમને જ્ઞાન થયું 'હું તો આ બધામાં અટવાઇને પૂરો થઇ ગયો' —પણ ખરો શિષ્ય તો આ મ્હારો બ્હેરોજ ! તેણે તેને ઉઠાડયો અને ગળે લગાવ્યો અને તેને મુકામે ખુશીથી ગયા. —પૂજામાં પોતાનો ઝાડે જવાનો લોટો સોના કરતાં તેજસ્વી દેખાય છે. બ્હેરાનો વૈભવ પણ તેટલોજ છે. પોતે ગમે તેમ પણ નિયમસર સેવાપૂજા અને મન્ત્ર જપ કરે છે—આ જોઇ સાધુ મહાત્માનું અભિમાન ગળી ગયું. અને બહેરાપર પ્રસન્ન થઇ કહેવા લાગ્યા. 'વત્સ, સત્સંગ તો ત્હેંજ કર્યો !' બ્હેરાને પોતાનું જીવતર સફળ થયું લાગ્યું.' આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ત્રીજો સમ્પૂર્ણ થયો.

—:o:—

(૪)

આ રીતે શ્રીગુરૂદેવ રમુજી દૃષ્ટાંતથી સાધકોનું મન હરી લેતા. એમના હૃદયમાં શિષ્યોને માટે ભારી પ્રેમ હતો. એ પ્રેમથીજ તેઓ દરેકનું મન જીતી લેતા.

'દેખા તમાસા ઐસા મેરે ભાઇરે વનમાં વાઘ ચરાવી લાવે ગાયરે—'

એ રીતે તેઓનાં ભજનથી સૌ વિચારમાં પડી જતાં...
'ગુરૂજી ઉડીને લાગ્યા ચેલાને પાયરે—'

આવી વિપરીત વાતો સાંભળતા અંતરમાં આનંદ માતો નહિ. આ સંસારરૂપી વન છે. તેમાં જીવરૂપી સિંહ સુરતારૂપી ગાયને ચરાવે છે. એટલે જીવ ઇશ્વર-સ્મરણ કરે છે. શ્રી સદ્‌ગુરૂ એવા શિષ્યને વશ થાય છે. એમ કહી વારંવાર તેઓ પોતાના શિષ્યને ભેટી પડતા. "અપના અપના દેવકુ નમન કરત સબ કોઇ" પોત પોતીકા દેવને સૌ કોઈ નમન કરે છે. એનો અર્થ એમ નહિ કે, પોતાના બાપને નમન કરવું અને બીજાના બાપને ગાળ દેવી. સૌએ પોતાનું ઇષ્ટ સ્વરૂપ નક્કી કરવાનું છે. જે કુલ પરંપરાએ ચાલી આવેલી સેવા હોય તેને તમારે ચાલુજ રાખવાની છે. એ ઇષ્ટ દેવને સમજવા સમજાવવાને આ શ્રીશુકદેવ પાઠશાળા છે, એમાં કોઇ મતપંથ—ભેદ કે વાડો નથી. અહીં કોઇ ગાળીઆ લઇને ફરતું નથી—કે તરત ફાંસો નાખીને ખેંચી લેશે. પેલા સરકારનાં માણસો છૂટાં ફરતાં ઢોરને ગાળીયું નાંખી ડબ્બામાં પૂરી દે છે અને અમુક દંડ લઈ પાછા છોડી મૂકે છે તેમ નથી. એક ભીલ હતો તે ભજન કરતો

હતો. લોકો હંમેશ તેની પાસે આવીને ભજન કરે-કોઈ કોઈને કંઠી પણ બાંધતો. એવામાં ગામમાં એક બૈરી હતી, તેણે તેની કને આવીને કહ્યું 'મારાજ ગુરૂ ઉપદેશ આપો.' મહારાજે કહ્યું 'દખણા લઇને આવજે'-એ બાઇએ પોતાના ધણીની કમાણીમાંથી મહા મહેનતે (૦ાા) રૂ. અડધો રૂપીયો બચાવેલો તે લઇને તેણે એ ભીલડીને કંઠી બાંધી. એક દહાડો પેલી બાઇના વરે તેને ખૂબ મારી અને કહ્યું, 'રાંડ, લાવ મારો અડધો કાં લાઇખો!' ત્યારે તેણે કહ્યું 'મેં તો ગરૂમહારાજને દખણામાં આલી દીધો.' ત્યારે તેણે તેની પાસેથી પાછો લઈ આવવા કહ્યું અને કહ્યું 'એનું જે લીધું હોય તે પાસુ આપી આય, અને મારો અડધો પાસો લેઇ આય, એવા ગારીઆ લાખનારા તો બહુએ રખડે સે. જો નહિ લાઇ તો મારીજ કાઢા.' પેલી બાઈ પેલા મહારાજ કને ગઈ ને બોલી.

'મારૂં નામ વેલી તારૂં નામ વરધો
લે તારૂં કુરકુર ને લાય મારો અડધો'

'મારાજ તમારૂં કુરકુર પાસું લો, મારો અડધો પાસો આલો, મારો ધણી મારે સે.'

પેલા ભીલમહારાજે હસતાં હસતાં કહ્યું
"મારૂં નામ વરધો ને તારૂં નામ વેલી"
"અડધો પાછો લેવો તો તો શું કામ થઇતી ચેલી"

આ પ્રમાણે આપણે ચાલવાનું નથી. શ્રીશુકદેવજી કંઇ પૈસા ટકા કે લોભ લાલચથી આ મંદિરમાં વિરાજતા નથી. તેઓ તો હંમેશ જીજ્ઞાસુ જનનાં કલ્યાણ અર્થેજ પ્રગટ થયા છે. કલિયુગના જીવનું કાળરૂપી વાઘના મોઢા-

માંથી રક્ષણુ કરવા તેઓ અત્રે બિરાજે છે બીજા મતપંથ કે વાડાની માફક અહીં કંઈ 'અડધેમેં આનમાન પાવલેમેં પુરી, દો આનેમેં જૈસે તૈસે પૈસેમેં પંજીરી'!—એમ નથી **આ તો જ્ઞાન મંદિર છે.** આ તો સાર્વજનિક મંદિર! દરેક જાતના ભક્ત લોકને ભજન કરવાને શ્રીશુકદેવજીએ આ મંદિર સ્થાપ્યું છે ગામની બહાર અને ગામની અંદર એવા સ્થળે એ આવ્યું છે, કહેવત છે કે,

અચ્છા નવાણુ ખોદાવો લોક પાણીડાં ભરે;;
કુવા મજબુત બંધાવો ઝાઝાં નીર તો ઝરે;;

એવી રીતે આ મહામંદિરની સંસ્થા તરસ્યાંને તરસ ઠારવાને—ભુખ્યાંને પેટ ભરવાને—જીજ્ઞાસુને તૃપ્તિ મેળવવાને લાયક થાય એટલા માટે બંધાઈ છે. અહીં તો કોઇ ગુરૂએ નથી અને કોઇ ચેલો પણ નથી. અહીં તો શ્રી શુકદેવજીજ છે. કલિયુગમાં કીર્તન ભક્તિનો પ્રચાર કરવા પોતે પધાર્યા છે, બાકી હું ગુરૂજ નથી. ગુરૂ કોણ છે તમે તે જાણો છો?

**स एव पुर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ॥**

તેજ ગુરૂ છે અને તેને માટેજ જે કંઈ થાય છે તે થાય છે. હું તો પરીક્ષામાં નાપાસ થયલો બીજા વર્ષનો મોનીટર છું. જ્યારે શ્રીશુકદેવજીએ મને એની પાસે રહેવાને નાલાયક ઠેરવ્યો ત્યારેજ મને આ કલાસ ચલાવવાને બેસાડયો છે. તમે બધાંજ એનાં બાળક છો. તમે તેના કુમળાં ઉછરતાં બાળકો છો. હું તો તમારી મા—માની પેઠે ઉછેરવાને, તમને એનું જ્ઞાન સમજાવવાને મને આજ્ઞા થઇ છે.

આટલું બોલતાં બોલતાં તેઓ ચોધાર આંસુએ રડતા. વળી તેઓ વારંવાર અમારા જેવા પાસે જનાર શિષ્યોને પૂછતા 'અરે તમે તો તરી ગયા—મને કોઇ ભગવાન બતાવોની !' ત્યારે અમે કહેતા 'પોતેજ છો ને !' ત્યારે તેઓ કહેતા 'એમ નહિ ચાલે મને કંઇ મ્હારૂં મોઢું દેખાતું નથી.' વળી ભક્તજનની શ્રદ્ધા ભક્તિનાં તેઓ અતિ ઘણાં વખાણ કરતાં ગદ્‌ગદ્ થઇ જતા. અમારા જેવા વાણીયાઓને કહેતા ભાઈ, 'તમે તો ઉંચો હાથ રાખીને તરી ગયા. અને માંગી માંગીને હમારા હાથ બળી ગયા. જ્યારે ભગવાનની દયા થઇ ત્યારે હવે તમારા માથા પર હાથ મૂકવાનો અધિકાર મળ્યો. રાજાની રાણી છાણા વીણતી આણી. તે ધારે તે કરી શકે છે. મુખ્ય વાત તો એજ છે કે તેની કૃપા જોઇએ. તે કંઇ જ્ઞાની અજ્ઞાની જોતો નથી. પૈસાદાર કે ગરીબ જોતો નથી. તેની કૃપાના ઝપાટામાં જે આવે તે તરી જાય છે. વરસાદ તો પડેજ જાય છે, પણ તેનું બિન્દુ છીપમાં પડે તો મોતી થાય છે, કેળમાં પડે તો કપુર થાય છે અને કાદવમાં પડે તો કાદવ; એ રીતે કાળની ઇચ્છા પ્રમાણે થતું જાય છે. તેનો ઉપદેશ પણ એકધારોજ વહે છે. તે પણ ઉપર કહેલા જળબિન્દુ પ્રમાણે પરિણામને પામે છે.'

પુરાણી કથા કરતા હતા. કથામાં એક શેઠીયો તેની વહુ અને તેનો દીકરો આવતા હતા. કથા હતી રામાયણ મહાભારતની—ચાતુર્માસ પુરો થયો. પુરાણી પોતાને ઘેર જવાને તૈયાર થયા. જતાં પહેલાં તેમને વિચાર આવ્યો 'લાવ શેઠાણીને પૂછી જોઉં કે મારી કથામાંથી તેમણે શું સાર લીધો ?' છેલ્લો દિવસ આવ્યો. પુરાણીજી જવાને

નીકળ્યા તે પહેલાં શેઠાણીએ પુરાણીને પૂછ્યું 'કેમ મહારાજ, તમને કંઈ કષ્ટ તો પડયું નથી ને? પુરાણી બિચારો ઉપકાર વશ થઈ ગયેલો બોલ્યોઃ— 'નારે બા, એવું તે શું બોલતા હશો! તમારા જેવા દાતા હોય ત્યાં દુઃખ શું પડવાનું છે!' શેઠાણી ફૂલાયા અને ફરી પૂછ્યું 'કેમ મહારાજ! દખણા બખણા ઠીક છે ને? ઓછી હોય તો માંગી લેજો.' પુરાણી નરમ થઇ ફરી બોલ્યાઃ—'બા તમ પરતાપે આનંદ છે માત્ર મારે એક વાત પૂછવાની છે.'

'એમ? ખુશીથી પૂછો, એમાં ખંચાવ છો શેના?' શેઠાણીએ ટહૂકો કર્યો. 'ના. ના. ખંચાતો નથી પણ જરા તમ જેવા મોટાની આગળ વાત કાઢતાં વિચાર થઇ પડયો—લ્યો પૂછું?' પુરાણીએ વાત કાઢી. 'પૂછો પૂછો—શેઠાણી અધીરા થઇ ગયા.' જુઓ બા, ચાર મહીના તમે કથા સાંભળી તમે શું સાર લીધો?' 'કેમ મહારાજ? તમે નોતું કહ્યું 'દ્રૌપદીને પાંચ પતિ હતા તોપણ સતી કે'વાણા? મહારાજ કોઇને કહેશો નહિ. અમારા ઘરમાં આ શેઠ છે તે જરા ઘરડા થયા છે, અને ચીઢીઆ થઇ ગયા છે તે મેં એક બીજા પુરૂષ સાથે ખાનગી સગપણ બાંધવાનો વિચાર કર્યો છે. લ્યો સારૂં થયું, કેમ મહારાજ, દ્રૌપદી જેવી સતીને પાંચ પતિ કર્યા તોપણ પાપ નહિ લાગ્યું તો હું તો હજુ આ બીજોજ કરવાનો વિચાર કરૂં છું. કેમ ખરૂંને?'

બ્રાહ્મણ પુરાણી તો બિચારા ભોઠાજ પડી ગયા—'અરેરે આ લોકોને કથા સંભળાવી, એના કરતાં નહિજ સંભળાવી હતે તો સારૂં થતે. આ તો શેઠાણી કથા સાંભળીને વિફરી.'

તે મનમાં ઘણું પસ્તાયો અને કપાળે હાથ દેતો ત્યાંથી શેઠના દિવાનખાનામાં આવીને બેઠો...પુરાણીને જોઇ શેઠે પણ માન આપ્યું, અને તેમની કથાનાં વખાણ કર્યાં, તેણે તેને પણ સવાલ પૂછી જોવાનો વિચાર કર્યો. તેણે શેઠને કહ્યું:–' શેઠજી તમારા જેવા શ્રદ્ધાળુ શ્રોતા ઘણા થોડા હોય છે. હું તો ગામ જવા તૈયાર થયો છું પણ એક વિનંતિ છે.' ' ખુશીથી, મહારાજ પૂછો, એમાં મને પ્રસન્નતા છે,' શેઠે જવાબ વાળ્યો. ' શેઠજી, તમે ચાર મહિના મારી કથા સાંભળી તેમાંથી શું સાર લીધો ? ' પુરાણીએ ધીરેથી પૂછયું.

' ઓહો ! મહારાજ ! તમે તો બહુ સારી વાત શીખવી. આ કળીયુગમાં બૈરાં રાંડો બહુ વિફર્યાં વિફર્યાં ફરે છે. દ્રૌપદીને પાંચ પતિ હતા પણ તે તો વરસને પાંચમે ભાગે અગ્નિમાં પડીને બીજા ધણીને પરણતા, તો તમારી શેઠાણી તો દરરોજ કહે છે કે હું તો સીતા અને દ્રૌપદીને વટી જાવું એવી સતી છું. દ્રૌપદીને પાંચ હતા પણ મારે તો તમે એકજ છો; તો મારો એક વખત તે સુતી હોય ત્યારે ઘર સળગાવી મૂકવાનો વિચાર છે. મુવા, હજાર બગડશે પણ એ સતી છે તે જીવતી બહાર નીકળશે અને ગામના લોકો તો જાણશે કે શેઠાણી ખરાં સતી છે.'

પુરાણી મહારાજ તો બિચારા આભાજ બની ગયા. તેમને તો જુલાબ થઈ જવા જેવું થઇ ગયું. તેણે શેઠની રજા લીધી અને શેઠનો છોકરો જે ફક્કડ થઇને ફરતો હતો તેના મુકામ પર ગયા—તેણે મહારાજને બેસાડી પાનબાન ખવાડયું. એલચી લવંગ આપ્યા. ગુરૂ મહારાજની કથાનાં વખાણ કર્યાં મહારાજથી ન રહેવાયું તે પૂછયું–' ભાઇ-

સાહેબ હું એક વાત પૂછું ?' 'વાહ મહારાજ ! એવું શું બોલો છો ! તમારી કથા સાંભળવાથી અમને બહુજ લાભ થયો છે. પૂછો પૂછો જે પૂછવું હોય તે ખુશીથી પૂછો–' પુરાણીએ ઉપલોજ સવાલ પૂછયો—તેનો જવાબ આપતો શેઠનો લાડિલો ટંગડી ઉંચી કરતો કુદ્યો અને બોલવા લાગ્યો– ' વાહ મહારાજ ! વાત તો મારા મન પ્રમાણેજ પૂછી. જુઓ મહારાજ ! બંદા એમજ સમજતા હતા કે પિતરાઇઓ સાથે લડવું નહિ, પણ પાંડવોએ તો ખરી લડાઇ કરી અને પૈસો મેળવ્યો તો આપણે તો હવે કોર્ટે દાવો કરવાના. અમારા ઘરમાં એક બરણી વધારે આવી છે તે મારો પિત્રાઇ દરરોજ દબાવે છે, તો જાન જાય ત્યાં લગી લડવું પડે તો પણ એ નહિ આપું. ખરો તો દુર્યોધનજ. કેટલો ટેક ! ! મરી ગયો પણ એકનો બે નહિ થયો. જોઉં છું મારા દાદાનો ભાગ પિત્રાઇઓ કેમ પચાવી પાડે છે તે ?'

'આ તો રામનું રામાયણ-સત્સંગની ઠેકાણે બદસંગ થયો. અપાત્રે અણસમજુને ઉપદેશ આપ્યો. સીધું કરવા જતાં ઉંધું થયું. આ બધું પાપ કોને ! હરીજનરૂપી સાપને કથારૂપી દૂધથી ઝેર વધ્યું–કથા શાન્તિની ઠેકાણે અશાન્તિરૂપ થઇ ગઈ. હવે ફરી આ લોકોને શું સમજાવું ?' એમ કરતાં મહારાજ ત્યાંથી ઘેર જવા લાગ્યા. રસ્તામાં મહારાજને જતાં જતાં વિચાર આવ્યો, શેઠના છોકરાની વહુને મળ્યા વિના જવું સારૂં નહિ. છોકરાની વહુને મળવા તે તેને પાછલે મકાને ગયા–વહુ ભાગવત વાંચતી હતી. તેણે ઉઠીને મહારાજને આસન આપ્યું અને સીધું દક્ષણા વગેરે આપી. વહુનાં લક્ષણ સારાં છે જાણી

મહારાજે તેને ઉપલો સવાલ પૂછયો. વહુએ કહ્યું:-' ઘરમાં મારે એમની સેવા કરવાની એટલે મને તમારી કથા સાંભળવામાં પુરેપુરી આવી નથી. પરન્તુ સ્ત્રીને એકજ પતિ પરમેશ્વરરૂપ છે. દ્રૌપદીને પાંચ હતા પણ તે અગ્નિથી ઉત્પન્ન થયેલી એટલે તેને માનવીનો કાયદો લાગુ ન પડે. સીતાની પતિભક્તિ કેવી હતી? સુખદુઃખ, ગરીબાઇ, તવંગરપણું, ગમે તે અવસ્થામાં સ્ત્રીએ પતિનેજ સાથી તરીકે રાખવો અને રહેવું. સીતાના તેજથી રાવણ જેવો દશમાથાનો રાજીયો થથરી જતો તો પછી બીજા માણસના શું ભાર? બસ, મહારાજ, પતિ એજ સ્ત્રીનો શણગાર છે એટલું હું સમજુ છું. વહુનાં વચન સાંભળી મહારાજને પરમ સંતોષ થયો અને તેને માટે તે પ્રભુનો પાડ માનવા લાગ્યા- વહુને આશીષ આપી મહારાજ જતા રહ્યા. આ રીતે એકની એકજ કથા એકને ઉત્તમ માર્ગમાં લઇ જવાને અને બીજાને નર્કે લઇ જવાને કારણભૂત થઇ-જેવી રીતે પાણી કાદવમાં કાદવરૂપ, કેળમાં કપુરરૂપ, અને છીપમાં મોતીરૂપ થાય છે તેમ.

હરિજનો! માટે કદિ પણ કોઇપણ વસ્તુનું રહસ્ય જાણ્યા વિના આચારમાં મુકશો નહિ. કોઇપણ કાર્ય કરતાં પહેલાં તે ઉપયોગી છે કે દુરૂપયોગી છે તેનો ખરો વિચાર કરશો. જે શીરો તંદુરસ્ત માણસને પુષ્ટિકારક છે તેજ શીરો માંદા માણસને વિષરૂપ છે-માટે હું જે કહું તેમાં સમજ ન પડે તો વારંવાર પૂછજો અને પછીથીજ એ પ્રમાણે વર્તશો. તમે અને હું નામરૂપ અને ગુણમાં ફેલાયેલી દુન્યાના રહેવાસી છીએ. આપણે બહારના દેખાવ અને

વાતચીતથી ભોળવાઈ જઈએ એવા છીએ, તેમાં આ કળિકાળ છે, સત્ય અસત્ય અને અસત્ય સત્યના રૂપે દેખાય છે. જો કે વસ્તુતઃ સત્ય તે સત્યજ અને અસત્ય તે અસત્યજ છે, પણ "ખોટું હોય ને સાચું દેખાય, સાચું હોયને નહિ દરશાય; તેને જાણજે મારી તું માયા, જેમ રાહુ અને જેવી છાયા." છાયા એ કંઈ વસ્તુ નથી. મૂળમાં તે છેજ નહિ–પણ બે વસ્તુ ભેગી થવાથી તૃતીયમ્ ઉભી થયેલી મિથ્યા વસ્તુ છે. તેવીજ રીતે તમે મારા જેવા અનેક સન્ત, મહાત્મા, બાવા, વેરાગી સાધુઓને જોઇને મોહિત થશો નહિ. તેઓ તમને ઉપરથી સારૂં સારૂં કહીને તમારૂં સર્વસ્વ હરી લેશે–તમને તેના ચાકરડા બનાવશે. તમારી અધોગતિ થશે. થોડું બોલીને, સિદ્ધિના તેજમાં આંજી આંખના પલકારા મારી તમારૂં ચિત્ત હરી લેશે અને સૂર્યના તેજમાં જેમ આંખનું તેજ નષ્ટ થાય છે તેવી રીતે તમારી સ્વતંત્ર બુદ્ધિ પણ કામ કરતી અટકી જશે. હરિજનો, પીળાં કપડાં જોઇને ફસાવું નહિ, ધોળાં લુગડાં જોઇને મોહવું નહિ, નાગા ડુંડાળા બાવા જોઇને ડગી જવું નહિ–એ બધી માયા છે. **જ્યાં તમારી સ્વતંત્ર બુદ્ધિનો વિકાસ થાય–જ્યાં તમારી મેળે ખાત્રી કરી શકો, જ્યાં તમને કંઈજ માની લેવાનું થાય નહિ ત્યાંજ જશો.** ચમત્કાર કે સિદ્ધિની વાત સાંભળશોજ નહિ. **ચમત્કાર શ્રીહરિનો છે તેવો કોનો છે?** તે વિચારશો. મ્હારામાં પણ ચમત્કાર કરવાની શક્તિ છે એમ માનશો નહિ. હું તો તમને ગાજી વગાડીને કહું છું કે, જ્ઞાનદાતા તો ઈશ્વર છે. ગુરૂનો પણ ગુરૂ તેજ છે. જ્યાં તમને ઈશ્વરી રસ્તાની માહિતી મળે ત્યાં

ખુશીથી જશો, પણ જો જો, તમારા ઇષ્ટદેવને વિસારશો નહિ. ઇષ્ટદેવના નિશ્ચય વિના જશો તો, તમારા હાલહવાલ થઈ જશે. જયાં તમને તમારા ઇષ્ટદેવનું જ્ઞાન થાય ત્યાં જજો, પણ સંસારની સિદ્ધિની વાતોમાં ગુંચવાશો નહિ. જે શુદ્ધ સોનું છે—જે સોનામાં રૂપાનો કે તાંબાનો રાઈ જેટલો પણ ભેગ નથી તેજ સો ટચનું ગણાય છે, અને તેનો જ પુરો ભાવ તમને મળે છે. તમારે જન્મ મરણથી છૂટવું હોય, મનુષ્ય જન્મનો પુરો ભાવ મેળવવો હોય, તો જરૂર શુદ્ધ સચ્ચિદાનંદ પરમાત્માનેજ ભજજો. તેથી તમને જન્મ મરણનો ભય જતો રહેશે, એટલુંજ નહિ પણ અનન્તકોટિબ્રહ્માંડાધિનાયક શ્રીપરબ્રહ્મ પરમાત્મા રૂપ થઈ જશો. હરિજનો ! લીલી બાજરી જોઇ લલચાશો નહિ. એ તો વર્ષાદથી ભીની છે ત્યાં લગીજ. પાણીનો પાશ છે ત્યાં લગીજ. એ લીલી બાજરી એટલે સાધક અવસ્થામાં ફરતા સન્ત મહાત્માઓ. એવા મહાત્માઓ યમનિયમમાં રહેતા હોવાથી રુંડાળા અને રૂપાળા જણાય છે પણ સિદ્ધિનો પરિચય થતાં તેઓ પડે છે અને સાથેનાને ઘસડતા જાય છે. વળી ગુરૂમાં કદી દોષ જોશો નહિ. ગુરૂના રૂપ ગુણનાં વખાણ કરશો નહિ. ગુરૂના સ્વભાવને ઓળખતા નહિ. ગુરૂ કહે તેજ ઓળખજો. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે,

‘ગુરૂ વિદેહી રૂપ હૈ, વાકા જન્મ મરણ નહિ કાળ;
જીન્ને ગુરૂ દેખા વણસતા, વાકા કયા હવાલ.’

ગુરૂ કોઇ દેહધારી નથી. ગુરૂ તો પ્રાણીમાત્રમાં રહેલો સચ્ચિદાનંદ છે. એટલે આ પ્રમાણેજ સચ્ચિદાનંદ રૂપજ થવાની જરૂર હોય તો તેનેજ પીછાનવા.

ભગવાન કદી ભક્તથી છાનો રહી શકતો નથી. સૂર્યનારાયણ વાદળથી છુપાય છે પણ ભક્તથી ભગવાન છુપેલો છુપાતો નથી. હરિજનો! અષ્ટાવક્ર વિગેરે મહાગુરૂઓના શરીરનો ખ્યાલ કરશો તો તેઓ આઠ અંગે વાંકા હતા-તેમનામાં રૂપ ન હતું પણ અપરોક્ષ જ્ઞાન તેમને હસ્તામલકવત હતું. જુવાર જ્યારે તાપ ખાઈ પીળી થાય છે ત્યારેજ તે રૂચીકર અને ખાવા લાયક થાય છે, તેમ ગુરૂ પણ અનુભવ તાપથી ઘડાય છે ત્યારે તે ઉપદેષ્ટા થવાને લાયક થાય છે. એવી વ્યક્તિમાં કર્તૃત્વ હોતું નથી પણ પ્રેરણા હોય છે. એ પ્રેરણા અથવા પરવાનો—આદેશ તેમને સચ્ચિદાનંદ તરફથી થાય છે–એના શબ્દથી સિંહો સ્તબ્ધ થાય છે; પત્થર દેવ થાય છે; અંધારૂં અજવાળું થાય છે. એના શબ્દમાં અણુએ અણુએ પ્રેમાનંદની ધાર વરસે છે. એવા પુરૂષની કૃપા એજ પ્રભુની કૃપા એમ તાદૃશ ભક્ત સમજી શકે છે. એવા પુરૂષ અહીં વારંવાર આવતા નથી આવે છે તો દરેક તેને સમજી શકતા નથી, માટે '**ઇષ્ટદેવતા સ્મરણં વિધેયં સાવધાન**' ઇષ્ટ દેવતાનું સ્મરણ રાખી સાવધાન રહેવું એનાથીજ આત્યંતિક શ્રેય થાય છે."

'નામ જેણે જાણ્યું રે તે તો સર્વે વેદ ભણ્યો,
ભેદ જેણે જાણ્યો રે તે તો ખરો તરત બન્યો.'

"તણ જાનું પુરે ગુરૂ મીલી આયા–તણ જાનું પુરે ગુરૂ મીલી આયા,
પુરા ગુરૂકી એહી નિશાની–દુજાહી ભરમ મીટાયા – તણ
આપ વ્યાપમેં વ્યાપ આપમેં–ઘટ મઠ પટ દરશાયા – તણ"

આ રીતે શ્રીસદ્‌ગુરૂની વાતો છે. જ્યાં સુધી બ્રહ્માનંદાદિ સોળ લક્ષણવાળા ગુરૂ મળે નહિ ત્યાં લગી

સાધક સિદ્ધ થતો નથી. સન્ત ગુરૂ શાસ્ત્રના સત્સંગ દ્વારા તે નિર્મળ થઇ જીજ્ઞાસુ થાય છે. સિદ્ધ થતાં :-

'કરવું નહિ કરવું રહ્યું, નહિ કાંઈ જીવન મુક્તિમાં;'
'સત્વ નહિ ભાસે કદિ, જ્યમ દગ્ધ થયેલા વસ્ત્રમાં.'

આ રીતે દશા થઇ જાય છે. વળી એવી ઉન્નત સ્થિતિને પ્રાપ્ત થયેલા સિદ્ધો કંઇ પણ કર્મ કરે છે તે

**लोकसंग्रहमेवापि कर्म कर्तुमिहार्हसि ॥**

લોક સંગ્રહ માટે કરે છે. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે :-શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂને શરણે જવું પરંતુ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂની પારખ સાધારણ મનુષ્ય કરી શકતો નથી. શ્રોત્રિય કોને કહેવો ? બ્રહ્મનિષ્ઠ કોને કહેવો ? એ માટે સાધારણ જનસમાજ એમજ સમજે છે, કે શાસ્ત્ર જાણનાર અને બ્રહ્મમાં નિષ્ઠા રાખનાર અરે સાધકો ! 'ભણ્યા ગણ્યામાં એ નહિ આવે, અનામ વસ્તુ છેટી છે.' **ભણતર ભૂલે ત્યારેજ બ્રહ્મમાં નિષ્ઠા થાય છે, એટલે શ્રોત્રિય એટલે શાસ્ત્રની યુક્તિ પ્રયુક્તિનો જાણકાર અને બ્રહ્મનિષ્ઠ એટલે બ્રહ્મમાં લીન થયેલો. પરન્તુ શ્રી શુકદેવજીના મત પ્રમાણે તે પણ સદ્‌ગુરૂ નથી** કારણ જે અજ્ઞાન છે તેને જાણવાપણું રહે છે. જે નિષ્ઠા કરનાર છે તે બ્રહ્મથી જુદો છે. શ્રીશુકદેવજી તો એમજ કહે છે કે, ॥ **स एव पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात्** ॥

તેજ ગુરૂ છે જે આદિ અનાદિ કાળમાં અખંડ જ્ઞાન રૂપ છે. ॥ **सत्यं ज्ञानमनन्तं ब्रह्म** ॥ સત્ય જ્ઞાન અને અનંત છે તેજ બ્રહ્મ છે અને તેજ ગુરૂ છે. જે કાળથી પરિછિન્ન નથી એ ગુરૂજ સર્વેનો ઇષ્ટ છે-દુનિયામાં જે ઓછુંવત્તું

દેખાય છે તે તેની માયા છે. બાકી 'કાન કુંકાવે ને કંઠી બંધાવે, તેથી અર્થ નહિ સરે; પાંચમા સદ્‌ગુરૂ મળે તો, સ્હેજે ભવજલ તરે-કહોને ભાઇ નુગરો તે કેમ તરે'

આ રીતે શ્રી દિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો પ્રસંગ ચોથો સમ્પૂર્ણ.

——:o:——

( ૫ )

પરબ્રહ્મ પરમાત્માના અનન્ત નામરૂપ ગુણાદિનો વિચાર કરતાં પાર આવે એવો નથી.

**असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे ।**
**सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ॥**
**लिखति यदि गृहित्वा शारदा सर्वकालम् ।**
**तदपि तव गुणानामीश पारं न याति ॥**

આ રીતે પ્રભુ પરમાત્માનાં અનન્ત કોટિ યશોગાન, હે હરિજનો! કરીએ તો પણ ઓછાં છે. કોટિ કોટિ બ્રહ્માંડાધિનાયક જગદીશ્વર કીડીમાં કીડી જેવડો અને કુંજરમાં કુંજર જેવડો સર્વ સ્થળે વ્યાપી રહ્યો છે. એની લીલા અદ્‌ભુતમાં અદ્‌ભૂત છે.

'આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ;
ઘાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ.
ભોંયમાં પેંસી ભોંયરે, કરીએ કાંઈ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત.
ખાલી જગ્યા ખોળીએ, કણી મુકવા કામ;
તોયે જગ કર્તા વિના, ઠાલો ન મળે ઠામ.'

આ રીતે શ્રીગુરૂદેવ વારંવાર ઉપદેશ આપતાઃ–

॥ जले विष्णुः स्थले विष्णुः विष्णुः पर्वतमस्तके ॥
॥ पुरुष एवेदं यद्भूतं यच्च भाव्यम् ॥

વળી શ્રુતિ સ્મૃતિનાં પ્રમાણોથી તેઓ શ્રીસર્વેશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરતા—એક વસ્તુ હાથમાં લઈને કહેતા— 'હરિજનો! કહો, આમાં પ્રભુ દેખાય છે ?' હરિજનો જે કોઇ સત્સંગી હોય તે જવાબ આપતા.

'હાજી, વસ્તુ **છે**' '**अस्ति**' રૂપે છે તેજ પરમાત્મા—' ગુરૂદેવ હસી પડતા અને કહેતા 'ખરી વાત–વસ્તુ માત્રમાં '**છે**' '**છે**' રૂપે જે વ્યાપી રહ્યો છે **તેજ પરમાત્મા છે**. હીરાલાલ **છે**, લોટો **છે**, મૃદુબેન **છે**, પેન્સીલ **છે**, બારી **છે**, એ **છે છે** જે છે તેજ પ્રભુ પરમાત્મા **છે**, એને વેદમાં '**अस्ति**' એટલે '**सत**' કહે છે.

'**अस्** ' ધાતુમાંથી 'સત્' થયું છે.

'**अस**'='થવું'—'હોવું''સત્'=હોવાપણું—'છે'

આ રીતે **ગુજરાતીમાં** 'છે' ને **સંસ્કૃતમાં 'સત્'** કહે છે. 'ચોપડી છે,' 'વાડકી છે,' 'દીવી છે,' 'લોટો છે,' જે **નથી** તે, 'છે' કેમ કરીને થાય! માટે **છે છે છે** એ તો ત્રણે કાળમાં છે.

॥ नासतो विद्यते भावोनाभावो विद्यते सतः ॥

'**सत्**'='છે' એ ત્રિકાલાબાધિત છે.
'**सत्**'='છે' એનું કંઈ રૂપ કે રંગ નથી.
'**सत्**'='છે' તેમાં કદી ફેરફાર થતો નથી.
'**सत्**'='છે' તે હંમેશ હોવાપણાના જ્ઞાનરૂપ છે.
'**सत्**'='છે' તેનો કદી અંતજ નથી.

વસ્તુ અને તેનું 'अस्तित्व' =વસ્તુ '**છે**'. હવે 'अस्तित्व' વિનાની વસ્તુ હોયજ નહિ.

**'જ્યાં જ્યાં વસ્તુ છે ત્યાં ત્યાં અસ્તિત્વ છે'**

આ રીતે **सत्यं ज्ञानमनन्तं ब्रह्म** ।

બ્રહ્મનેજ **सत्य ज्ञान** અને **अनन्त** કહ્યો છે.

વળી શ્રુતિમાં '**यज्ज्ञानं तद्‌ब्रह्म**' જ્ઞાનનેજ **બ્રહ્મ** કહ્યું છે તો જ્ઞાન તેજ બ્રહ્મ છે અને બ્રહ્મજ ત્રણે કાળમાં, **છે છે છે** રૂપે વિરાજે છે. એટલે જ્યાં સુધી '**છે**' છે ત્યાં સુધી વસ્તુ હોવાની જ. '**છે**' વિના કોઇ પણ વસ્તુ સંભવી શકેજ નહિ, હોઇ શકેજ નહિ. **ઝાડ છે, પાણી છે, આકાશ છે, ધરતી છે, દરીઆ છે** માટે 'છે' વ્યાકરણમાં **सत्** ને ભાવવાચક નામ કહ્યું છે—**भू** (**भ त्र**) ઉપરથી **भाव** શબ્દ થયો છે અને ભાવજ રૂપાન્તરમાં સત્ કહેવાય છે માટે '**सत्**' જે 'છે' તેણેજ વસ્તુ માત્રમાં પ્રવેશ કર્યો છે. એખલી ટોપી, ઘર, માથું, હાથ, પગ, દડો, ચોપડી એમ બોલીએ તો શું સમજી શકીયે ? આપણે બોલનારને સહુજજ પ્રશ્ન કરીએ કે અલ્યા ઓ ! ટોપી બોલીને રહી કેમ ગયો ? આગળ બોલ ને ! એટલે પેલો ટોપી બોલનાર કહેશે—'**ટોપી છે**' એટલે આપણા જીવને ટાઢક વળશે કે ચલો ભાઇ—ટોપી છે. એટલેજ 'ક્રિયાપદ' વિના વાકય અધુરૂં રહે છે તેનું કારણ આમ છે. ક્રિયાપદ વિના વાકય સમજાયજ નહિ. જોઇએ તો લખાય કે અધ્યાહાર રહે પણ મનમાં જ્યાં સુધી ક્રિયાપદ સમજી લેવાય નહિ ત્યાં સુધી (જીવને) બુદ્ધિને ચેન પડેજ

નહિ. એટલેજ દરેક ક્રિયાના પદ રૂપે ' ક્રિયાપદ ' છે, ' છે ' એ ક્રિયાપદ છે એટલે 'છે' જો બ્રહ્મજ હોય તો તે બ્રહ્મ એટલેજ પરમેશ્વર અને તેજ ક્રિયાપદ રૂપે છે. આ રીતે સર્વ વસ્તુનો કર્તા પ્રભુ છે. પરમેશ્વર છે, બ્રહ્મ છે આ રીતે પ્રભુજ કર્તા થાય છે. છતાં ક્રિયાપદ હંમેશ વાકયને ' પૂર્ણ ' કરવાને છે. જીવને પૂરે પૂરો ભાવાર્થ સમજાવવાને માટે છે. કંઇ કરવાને માટે નથી. એટલે એ ક્રિયાપદ કંઇ સ્વતંત્ર કર્તૃત્વ ધરાવતું નથી એટલે તે અકર્તા પણ છે. ક્રિયાપદ ના ધાતુ ( મૂળ ) ઉપરથીજ રૂપાંતરમાં કર્તા બનાવી શકાય છે, માટે મૂળ ક્રિયાપદ અને પછી કર્તા. આ રીતે પ્રભુ ' કર્તા ' છતાં ' અકર્તા ' ' અકર્તા ' છતાં 'કર્તા' એમ બુદ્ધિ પ્રમાણે સમજી લેવું. પ્રભુને કર્તા કહેશો તો તેમાં કંઇદોષ નથી, કારણ જેનામાં દ્રવ્ય શક્તિ, ક્રિયાશક્તિ અને જ્ઞાન શક્તિ રહી છે, જેને સર્વ શક્તિ સમ્પન્ન કહ્યો છે, તેજ સર્વ સ્થાવર જંગમનો કર્તા હોય તેમાં નવાઈ શી ? હવે બીજી વાત પ્રકૃતિ કર્તા છે....દરેક ધાતુના રૂપાન્તરને પ્રકૃતિ કહે છે. પ્રકૃતિ એટલે રૂપાન્તર અને પ્રત્યય વિના આ આપી શકાય નહિ. મૂળ પ્રકૃતિમાં જેમ સત્વ, રજ અને તમ સ્વભાવિક રહ્યા છે, તેમ મૂળ ધાતુના રૂપમાં પ્રત્યયો સ્વાભાવિકજ હોય છે અને મૂળ ધાતુ રૂપાંતરને પામે છે ત્યારેજ તે કોઈને કોઇ શબ્દના રૂપમાં પરિણામ પામે છે. મૂળ ધાતુ અને તેની પ્રકૃતિ ઉપરથીજ શબ્દ થાય છે. એટલે મૂળ ધાતુ અને પ્રકૃતિ જુદાં નથી. તેવી રીતે **મૂળ ધાતુ એટલે પરમેશ્વર=પુરૂષ.**

**પ્રકૃતિ એટલે સ્વભાવ=પ્રકૃતિ**

આ રીતે પ્રકૃતિ પુરૂષ જુદાં નથી છતાં ધાતુનું રૂપાંતર પ્રકૃતિ વિના નથી. તેમ પરમેશ્વરનું રૂપાંતર પ્રકૃતિ વિના નથી. જેવી રીતે માટીમાં તો દરેક આકારો રહ્યા છે.....

ઘડો, કોડીયું, ગાગર, કુંડુ, નળીયું વિગેરે....પણ પ્રકૃતિ એટલે બીબાંના આશ્રય વિના તે સંભવતા નથી. એ બીબું એટલે જીવમાં રહેલી સ્વાભાવિક આકાર બનાવવાની વિદ્યા અને ઘડો, કોડીયું, એ બધું આકાર બનાવવાની વિદ્યાને આધીન છે, તેમ જગત પરમાત્મામાં રહેલી જ્ઞાન, દ્રવ્ય, ક્રિયાદિ શક્તિના સમાન અંશવાળી સ્વાભાવિકી પ્રકૃતિ અથવા શક્તિને આભારી છે. હું કર્તા નથી પણ પ્રભુજ સ્વતન્ત્ર કર્તા છે. એમ માનનારા લોક સારી રીતે સમજી શકે છે કે 'હુ' એ તો પરમ પુરૂષનો સ્વભાવ છે. કોઇ પણ અવસ્થામાં કોઇપણ વખતે કોઇપણ સંજોગમાં જીવને બૂમ પાડો કે 'ગંગાદાસ ગંગાદાસ' એટલે ગંગાદાસમાં સ્વાભાવિક રહેલું 'હુ'='સ્વભાવ' જવાબ આપશે 'ઓજી'....

એ રીતે હું કર્તા નથી એટલે પ્રકૃતિ કર્તા નથી; પણ તું કર્તા છે એટલે હું ને બાદ કરતાં જે અવશિષ્ઠ રહે તેને આપણે અનુભવી શકતા હોવાથી તું કર્તા છે એમ બોલીએ છીએ. વળી વેદાંતી જ્ઞાનીઓ, હું પહેલો પુરૂષ, તું બીજો પુરૂષ એ બન્નેને બાદ કરીને તે ત્રીજો પુરૂષજ કર્તા છે એમ માને છે. એટલે હું એટલે પોતે, તું એટલે સામી વ્યક્તિ, એ બેમાંથી કોઈજ કર્તા નહિ પણ તે એટલે કોઇ અદ્રશ્ય પણ અનુભવમાં આવે છે એ શક્તિ, જેની સાથે હું અને તું ને સંબંધ છે, તે કર્તા છે એમ માને છે. જ્ઞાનીઓ એમ સમજે છે કે હું છે

ત્યં લગી તું છે અને હું તુંનું ભાન છે ત્યાં લગી **તે** બોલવું પડવાનુંજ. આ રીતે 'હું' **સ્વભાવ**–'તું' **સ્વભાવિક**–'તે' **સ્વયં**. 'હું' **પ્રકૃતિ**–'તું' **પુરૂષ**–'તે' **પરબ્રહ્મ.**

આખા જગતમાં '**હું તો**' હું એકલોજ છું પણ 'તું' તો આખું જગત છે અને **હું** અને **તું** જતાં જે રહે તેજ **તે**, એટલે કેટલાક સન્તો **પહેલાં** કહે છે કે 'હું'નો ત્યાગ કરો અને '**તુંજ**' કહો:–

"તું તું કરતા તું ભયો, રહ્યો ન મુજમાં હું
બલિહારી તુજ નામકી, જીત દેખું તીત તું."

પછી તુંજ રહેશે—તું જતું રહેતાં **તે** કંઈ જુદો રહેવાનો નથી. તેથીજ સદ્‌ગુરૂ **તત્ત્વમસિ**નો ઉપદેશ આપે છે.— તે....તું....છે.—'તે' ને 'તું' જુદા નથી—વળી યોગીઓ 'સોઙ્હં'નો' ધ્વનિ અનુભવે છે. એનો અર્થ એજ છે કે **તે હું છું** આ વાતમાં **તે** અને **હું** જુદા નથી. તેમાં સમષ્ટિ રૂપ ઈશ્વર જે તું તું રૂપે વિરાજે છે તેમાં ભળવાનું નથી. અહીં તો વ્યકતિત્વ 'હુંપણું' તેને તે અનુભવ રૂપમાં ભળવાનું છે આ રીતે કોઈને પણ બ્રહ્મરૂપ થવાનું છે. અરે? વાતતો વાતની ઠેકાણે રહી, શું કહેતા હતા? એ 'છે' 'છે' રૂપે જે છે તેજ **બ્રહ્મ** અથવા **સત્=પુરૂષ** અને **વસ્તુ** એ **પ્રકૃતિ** તેજ **માયા** અથવા **અસત્=પ્રકૃતિ** 'ટોપી છે' એ વાક્યમાં '**ટોપી**' એ **પ્રકૃતિ** અને **છે** એ '**પુરૂષ.**' હવે 'ટોપી પ્રકૃતિ છે એ પ્રકૃતિ ત્રણ ગુણવાળી છે. સત્વ, રજ અને તમ. ટોપીમાં પ્રકૃતિ છે અને એ ટોપીમાં પ્રકૃતિના કયા કયા ગુણો સમાયા છે? આમ બોલી તેઓ પ્રશ્ન પૂછતા હતા—સૌ સાંભળવાને ઉત્સુક થતા.

તેઓ પોતેજ કહેતા=ત્રણ ગુણ
શી રીતે ? સાંભળોઃ-
'સત્વ ગુણ' એટલે 'વાયુ' તેના દેવ 'વિષ્ણુ'
'રજો ગુણ' એટલે 'જલ' ,, ,, 'બ્રહ્મા'
'તમો ગુણ' એટલે 'અગ્નિ' ,, ,, 'શંકર'

હવે ટોપીમાં મૂળમાં પણ ત્રણ ગુણ અને ત્રણ દેવનું દર્શન કરવાનું છે.-ટોપી એટલે 'આખી પ્રકૃતિ—'

ટોપીનો આકાર બંધાયો છે-સુતર રેશમ વિગેરે મૂળ વસ્તુમાંથી અને તે જલથી ઉત્પન્ન થઇ છે.

એટલે ટોપીનો '**આકાર**' 'બ્રહ્મા' છે.

હવે જે ટોપીના ઉપર ચમક મારે છે તે તેનું રૂપ છે તે અગ્નિનો અંશ છે માટે રૂપ એ 'મહાદેવ' શંકરનો અંશ છે, એટલે ટોપીનું 'રૂપ' 'મહાદેવ' છે

હવે જે ટોપીના રૂના કે રેશમના પરમાણુને જોડી રાખે છે તે વાયુનો અંશ છે માટે ટોપીના પહેરવાપણા ટકાઉપણાના ગુણને જે રક્ષે છે તે 'વિષ્ણુ'નો અંશ છે. એટલે ટોપીનું પહેરવાપણું મજબુતી ટકાઉપણાનો ગુણ વિષ્ણુ છે.

આ રીતે શિવ બ્રહ્મા ને વિષ્ણુ તો અન્વય વ્યતિરેક વડે ટોપી આદિ પદાર્થોમાં હાજર છે. એ થયા પ્રકૃતિના ગુણ પણ પ્રકૃતિ કયાં સંતાઇ ગઇ ? જો કે પ્રકૃતિ ગુણો વડે જ ઓળખાઈ પણ પ્રકૃતિ તો જાણવી જોઇએ ? ત્યારે કોઇ કહેશો ? કે પ્રકૃતિ કયાં ગઇ ?

ગુરૂદેવ જયારે આમ પૂછે છે ત્યારે સૌ શિષ્યો સ્તબ્ધ થઇને આ વાત સાંભળે છે. વળી આ વખતે મોતીબેન જેવા

જ્ઞાની બેન કે નાથુભાઇ રમણુલાલ જેવા જ્ઞાની શિષ્યો કહેશે કેઃ–'ટોપીનું નામજ પ્રકૃતિ છે.' ગુરૂદેવ આ સાંભળી ઉંચા ઉંચા થઇ કૂદે છે અને કહે છે 'વાહ ! હરિજનો ! તમે પ્રકૃતિને શોધી કાઢી ખરી, જુઓ જુઓ પ્રકૃતિ કેવી ચાલાક છે ? પોતાના ગુણ વડે વસ્તુ નિર્માણ કરી અને ઉપરથી નામરૂપે પ્રકાશી ઉઠી, પણ તમે જાણો છો ? એખલી પ્રકૃતિ કંઇ કરી શકતી નથી.

હું એમ કહું કે 'ટોપી ટોપી ટોપી' તેથી તમને સંતોષ થશે ?

હરગીજ નહિજ. તો પછી ધીરેથી એમ કહું હીરૂભાઈ, ટોપી....છે– તો તો મને અને તમને સૌને સંતોષ થશે કે ગુરૂમહારાજે કહ્યું છે કે '**ટોપી છે**' '**બેંકમાં પૈસા છે.**' બેંકમાં પૈસા નથી એમ કહું તો તો આકળાજ થઇ જવાય, માટે પરમેશ્વર છે એમ કહેવાથીજ જીવન ટકે છે અને નથી કહેવાથી હૃદય તૂટી જાય છે. માટેજ પરમેશ્વર વડે જીવન, પરમેશ્વર વિના મરણ.

**અસ્તિ નાસ્તિ**ની લીલા કેવી છે તે તમે સમજી ગયા હશો. આ રીતે દરેકે દરેક પ્રાણીપદાર્થમાં પ્રભુજ મણકામાં સૂત્ર પરોવાયલું છે તેમ પરોવાઇ રહેલો છે. 'જે પ્રાણીપદાર્થમાં પરોવાઇ રહેલું છે, તેને સૂત્રાત્મા કહે છે.'

'જે પ્રાણીપદાર્થને નિયમન–કાબુમાં રાખે છે તેને નિયંતા કહે છે.'

'જે પ્રાણીપદાર્થનો માલિક છે તેને, ઈશ કહે છે.'

અને જે પ્રાણીપદાર્થના ધર્મ કર્મનો ન્યાય કરે છે તે યમ છે'

'જે પ્રાણિપદાર્થને પ્રકાશ આપે છે તેને સૂર્ય કહે છે.'

—આવી રીતે દરેકે દરેક સૂત્રાત્મા, નિયંતા, ઈશ, યમ, સૂર્ય, સૌને માથે વિરાજે છે તે ઈશ્વર છે. હરિજનો! વધુ શું કહું? દયાળુ પરબ્રહ્મ પરમાત્માના ગુણ જેટલા ગાઈએ એટલા ઓછા છે. વળી તેઓ મોટેથી ગાતા—

આરે અવસરની હું તો ગાઉં બલિહારી,
ગોવિંદના ગુણલા હેતે ગાઓ ગવાય છે,
મનના મનોરથ આજે પુરણ થયા છે.

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પાંચમો પ્રસંગ સમ્પૂર્ણ થયો.

——:o:——

(૬)

એક વખત દયાળુ ગુરૂદેવ સેવાની ઓરડીમાં બેઠા બેઠા રૂદન કરતા હતા. અચાનક હું ત્યાં જઇ ચઢયો. ગુરૂદેવની આ અલૌકિક સ્થિતિ જોઈ હું પણ રડવા લાગ્યો. તેઓ શ્રીકૃષ્ણચન્દ્ર પરમાત્માનાં ગ્રામ્યવાણીમાં ભજન ગાતા હતા. થોડીવાર સુધીતો મારી સાથે તેઓ કંઈ બોલ્યા નહિ.

પછી બીજા હરિજનો તારાબેન વિગેરે આવ્યા. તે વખતે તેમના દીલમાં અનેક પ્રેમોર્મિ ઉઠતી અને શમતી. મારી સામે જોઇ તેઓ ગદ્‌ગદ્ થઈ ગયા. તેઓ કહેવા લાગ્યા, 'અરેરે ! મ્હેં તો પરમેશ્વરને પીખી લાઇખો પીખી લાઇખો.' એમના બોલવામાં અમને કંઇ સમજ પડી નહિ. તારાબેન વિગેરે પણ ગદ્‌ગદ્ થઇ ગયા. તે કહેવા લાગ્યા તમે તો કંઈ પીખી લાઇખો નથી, અમે તો એવા રહ્યા છીએ મહારાજ. પેલા કહે છેની! કે ભક્તના દુઃખે દુઃખી અને ભક્તના સુખે સુખી. હું પણ આંસુ લુછી ડોકું ધુણાવવા લાગ્યો.—પછી ગુરૂમહારાજ સેવાની ઓરડી બહાર આવ્યા અને તારાબેનને તેઓ હંમેશ બેન કહીનેજ બોલાવતા; 'બેન, આપણે શ્રી શુકદેવજીને ઓળખ્યાજ નહિ ! શ્રી શુકદેવ....શ્રી શુકદેવ.... કેવું મીઠું નામ છે ! કેવું મધુરૂં નામ છે !

હવે કંઈ કોઈ મને લાખો કરોડો રૂપીઆ આપે અને કહે કે તું શુકદેવજીનું નામ મુકી દે તો તે કંઈ મુકી દેવાવાનું છે?' આટલું બોલી તેઓ પાછા ગદ્‌ગદ્ થઇ ગયા. થોડીવારે પીઠ ઉપર બેઠા અને ભજનો ગાવા લાગ્યા. તેમના મુખની મનોહર વાણી સાંભળી સૌ કોઇ આબાલવૃદ્ધોને આનંદ થતો. એમના બોલવામાં જે રસ હતો તે રસશાસ્ત્ર ભણેલા પંડિતો અને ભલભલા સન્તોમાં મેં જોયો નથી. 'ગુરૂ માહરા વ્યભિચારી વ્યભિચારી' એક ભક્તનું ભજન તેઓ ગાતા અને સમજાવતા, 'હીરાલાલ ! ભકતોને કંઈ લાજ શરમ છે? જુઓને કેવાં ભજન લખે છે? છે કોઇના બાપની દરકાર?—એઇ હાથમાં કડતાલ લઇને નાચવું કૂદવું—મોઢામાંથી જે બોલ-

ફેલ આવે તે બોલવું' એમ કહીને પોતે ભકતોના ચાળા કરી બતાવતા. 'તારૂં લગન આવ્યું હવે પણજે રે નહિ તે બેઠો બિલાડાં જણજે રે.' જોયું ? કેવું કેવું ગાય છે ! હીરાલાલ. ભગતડાં તો એવાંજ. એ તો એમ કે તારૂં મન પરમેશ્વરમાં જોડજે નહિ તો વાસનારૂપી બીલાડાંઓ જણજે 'મ્યાંઉ મ્યાંઉ' એમ કહીને અમારી આંખે આંખ મેળવી હસવા લાગ્યા ! જાણે કેવી મધુરી વાત ? વળી આનંદમાં આવી જઈ તેઓ તારાબેન વિગેરે તરફ ગયા અને કહેવા લાગ્યા 'બેન તમે તો બધું સમજી ગયા' એમ કહીને હસવા લાગ્યા—'જોને ? છે શરમ ! કુળમરજાદા છોડી મેં તો. આવા આવા આનંદ ટહુકાઓ પોતે કરતા અને ભક્તજનને મોહ પમાડતા. એક વખત ગુરૂદેવે જન્માષ્ટમીનો ઉત્સવ કરેલો. રાત્રિના બે વાગ્યા. ગુરૂમહારાજે દૂધની દશમી કરાવેલી તે ખાવા લાગ્યા. મને કહે, 'ભૂઈખા રહેવું નહિ. તારી પેઠે મને પણ રાતના બે વાગે ભૂખ લાગે છે. શું કરીએ કલિયુગમાં અન્ન સમાન પ્રાણ નથી. બધાનાંજ શરીર એવાં દોદરાં થઈ ગયાં છે. દેશ, કાળ, વિદ્યા, શરીર, દ્રવ્ય વિગેરેની અનુકૂળતા હોય તોજ ભજન થાય; બાકી પેટમાં લાહળા અને હાથમાં માળા. શી રીતે ભજન થાય ? તમે તો બધા પુણ્યશાળી છો. તમારા જેવી ભક્તિ કોની છે એક એકથી ચઢીયાતા છો. સાંભળીને ઘંટ થઈ ગયા છો. ઘંટ કોઇથી ગાંઇજા જાય એમ નથી.' આ વખતે શ્રીનાથુભાઈ, નગીનભાઈ, મગનલાલ, વિગેરે હતા. થોડીવાર રહીને કહે, 'નાથુભાઇ એ બધું રહેવા દો. સવારે કરજો બધું.' નાથુભાઈ, વળી એવા ગુરૂભક્ત તે કહે, 'ના મહારાજ

અત્યારે થઇ ગયું તે ખરૂં ? અઇલા મગન, ચાલને આ બધું કરવાનું છે !' 'બધા બહાર ઉભા ઉભા વાતો કરો છો તે !'

નાથુભાઇને બતાવીને કહે, 'આ લોકોની સેવા જોઈ ! મોટ. મહારાજ (અમારા ગુરૂમહારાજના ગુરૂ) બહુજ પ્રસન્ન થતા–દરેકને પોતાના દીકરાના દીકરા ઉપર બહુ પ્રેમ હોય છે. મને તો તેમણે વારંવાર કહેલું કે આવા હરિજનો મારા હોય તો હું તો એમને ફૂલે પૂજું. હરિજનો તો શ્રીશુકદેવજીનાજ. વળી તમારી બા ઉપર તો મોટાગુરૂનો બહુજ હાથ. એની રસોઇ એની સેવા તો એમને બહુજ પસંદ; વળી એમનો ઠૅાપ તો એવો કે અમુક બાજુએજ પાણીનો લોટો પવાલું મુકાય, અમુક રીતેજ પાટલો મંડાય, બધી વાત પદ્ધતિ-સરજ. વળી તે તો આખો દહાડો ખુરશી પર સૂઇજ રહે. બહુ થાય તો એટલું બોલેઃ–'માયા આવીને પાણી ભરી ગઇ. માયાને પાણી ભરીને જાતાં હું રોજ દેખું છું.' એ તો રામાનંદી. એમના સિદ્ધાંતો અનુભવ પ્રમાણે. આપણા શાસ્ત્ર અને અનુભવ બન્ને પ્રમાણે. તેઓ માયા પછી બ્રહ્મ કહે, આપણે બ્રહ્મ પછી માયા. તેઓ ગુજરાતી થોડુંક ભણેલા અને વાગડ દેશ તરફના, તે ભાભી કંઇ બોલી તે રીસ ચઢી તે ચાલી નીકળેલા. ગીરનારમાં બહુ રખડેલા. એમને દત્તાત્રેયની અને નર્મદાની ઉપાસના. તે એટલે સુધી કે હાંડાના હાંડા નર્મદામાં દૂધ રેડે તેની ધાર સીધીને સીધી પાણીમાં ઉતરી જતી. એ તો સિદ્ધિવાળા. કોઈ દિવસ પૈસાની ટાંચણુજ નહિ પડે. મેં ઉપદેશ લીધા પછી ત્યાં ચોવીસ કલાકની સમાધિ થઇ ગઈ, તે એક નાની ઓરડી કરી મુકેલી તેમાં સવારથી અમને ઘાલે પછી બારણું

બંધ કરે અને કહે કે પાકા થઇને નીકળજો. 'એમનું શરીર' તો એ પર્વત જેવડુંજ. કોઇક વાર બોલે. એમની ભાષામાં ' આઇવો ' એવા શબ્દ વધારે આવે. આપણે બરોબર સમજ પણ ન પડે. જ્યારે હું નર્મદાજીની જાત્રાએ ગયેલો, ત્યારે મેં એમની મશ્કરી કરેલી, તે વખતે રાત્રે એવા મોટા મંકોડા નીકળેલા કે આંગળી જેવડા લાંબા અને જાડા. હું તો એવો બીધેલો કે ન પૂછો વાત. તેમના મકાન પર હું ગયો ત્યારે તેમણે કહ્યું બ્રહ્માને કેટલાં મોઢાં? તે વખતે મેં પાંચ કહ્યાં. ત્યારે તેમણે તરતજ કહ્યું ' જો ' શુકદેવજી ' બોલ્યા ' આવી રીતે તેઓની શી વાત કહું? તેઓતો સાક્ષાત્ શ્રી. કૃષ્ણચન્દ્રજ હતા શ્રીકૃષ્ણ-શ્રીશુકદેવજી અને મહારાજ એની તોલ તો કદિપણ કોઇ-કોઇ કરી શકેજ નહિ. દુન્યામાં કૃષ્ણ તો એજ.' રાત વધી અને કામ પૂરૂં થયું એટલે અમે સૌ પોતપોતાના મુકામે ગયા.

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ છઠ્ઠો સમ્પૂર્ણ થયો.

——:o:——

(૭)

'ભાવતું ખાય અને ફાવતું બોલે એનું નામ દુન્યા. ગાયલું ગાય તે શાનો કવિ? જોઇલી વાત તે શાની નવી? વાંચતો વાંચતો ચાલ્યો જાય ને વૈશંપાય તે કોની માય?' આવી રીતે દુન્યાનો પ્રવાહ માર્ગ છે. દરરોજ

સવારમાં ઉઠવું અને વિચાર કરવો—હું કોણ છું ? હું કયાંથી આવ્યો છું ? મારૂં કર્તવ્ય શું છે ? હું કયાં જઈશ ? આ વિચારને શુભેચ્છા નામની ભૂમિકા કહે છે.

આવી રીતે જે વિચાર કરે છે તે શુભેચ્છા નામની પહેલી ભૂમિકા ઉપર જાય છે. એમ વિચાર કરતાં કરતાં જ્યારે સમજાય કેઃ—હું તો શુદ્ધ સચ્ચિદાનંદ કોટિ કોટિ બ્રહ્માંડાધિનાયક શ્રીપરબ્રહ્મ પરમાત્માનો અંશ છું અને એ પરબ્રહ્મ પરમાત્મા ચૈતન્યરૂપ છે. લાકડામાં જેમ અગ્નિ વ્યાપેલો છે, સાકરમાં જેમ મીઠાશ અને મરચાંમાં જેમ તીખાટ વ્યાપી રહી છે તેમ એ ચેતન જ્યાં જોઈએ ત્યાં સચરાચર જગતમાં વ્યાપેલું છે. આ દેહમાં પગથી તે છેક શિખા સુધી એજ ચેતન વ્યાપેલું છે અને તે હું છું એવો સૂક્ષ્મ અનુભવ થાય તેને સુવિચારણા નામની ભૂમિકા કહે છે અને એ સૂક્ષ્મ અનુભવ પ્રત્યક્ષ થાય અને જીવભાવ જે હું હીરાલાલ, હું નગીનલાલ, હું પાર્વતીબેન વિગેરે ભૂલઈ જઇ 'હું ચેતન' 'પરબ્રહ્મ પરમાત્માનો અંશ' તે નામરૂપ ગુણ વડે કરી વિકારને પામી જૂદો પડેલો છું, તે હવે શ્રીસદ્‌ગુરૂની કૃપાથી પાછો વાસ્તવિકપણાને પ્રાપ્ત થયો છું એવો નિશ્ચય થાય ત્યારે તેને તનુમાનસા નામની ત્રીજી ભૂમિકા કહે છે. એ નિશ્ચય થયા પછી દેહ ગેહ કર્તવ્યનું વિસ્મરણ થઈ કેવલ સત્વરૂપ ચિદાનંદ પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપમાં જ તલ્લીન થવાય તેને સત્વાપત્તિ નામની ચોથી ભૂમિકા કહે છે. એ તલ્લીનપણાને પ્રાપ્ત થયા પછી ખાવાપીવાનાં, ભૂખતરસ, સારૂં નરસું-ઉંચું નીચું-ઘટતું અણઘટતું દરેકે દરેક દ્વન્દ્વોની આસક્તિનો પૂરેપૂરો વિકાર નષ્ટ થાય તેને અસંસક્તિ

નામની પાંચમી ભૂમિકા કહે છે. એ વિકારો નષ્ટ થયા પછી તદ્દન નિશ્ચેષ્ટ તન્મય, શાન્ત સ્વરૂપમાં સ્થિર રહી દેહ ઉપરથી ગાડી ફરી જાય તો પણ સમજણ ન પડે, તેને પદાર્થાભાવિની છઠ્ઠી ભૂમિકા કહે છે. છેવટે તુર્યા એટલે સાતમી-સમાધિને તુર્યા કહે છે, એ સ્થિતિમાં શ્રીશુકદેવાદિ યોગીઓ વિચરે છે. એ ભૂમિકાને પ્રાપ્ત જીવને ધન્ય છે! તેના માતપિતાને ધન્ય છે! તેના કુળને ધન્ય છે!

આ રીતે શ્રી દિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ સાતમો સમ્પૂર્ણ થયો.

——o——

(૮)

'સદ્‌ગુરૂ નામ નિશાની દીની, પ્રીતમ પ્રેમ ચિન્હસે ચીની; અપનો જાણી દયા મુજ કીની, મીટ ગયા ફેરા, મૈં આદિ અનાદિ તેરા.' નામથીજ દુનિયાનો વ્યવહાર છે એટલુંજ નહિ પણ નામ વિના કદી પણ કંઇ કામ થઇ શકતુંજ નથી. નામ વડેજ બધાં કામ થાય છે. 'શબ્દસે ઉઠવો શબ્દસે બેઠવો, શબ્દસે ચાલવો શબ્દસે હાલવો....' શબ્દ શબ્દ અને શબ્દજ મુખ્ય વસ્તુ છે અને તેને-જ માયા કહે છે. એ શબ્દમાં જેનો નિશ્ચય થાય છે તેને સાચી વસ્તુ સ્હેજે જણાય છે. શબ્દ વિના ઇષ્ટદેવનો પણ

નિશ્ચય થઈ શકતો નથી. શબ્દનું સ્વરૂપજ ન્યારૂં છે. '**પદ**' અને '**અર્થ**' બન્ને મળીને '**પદાર્થ**' થાય છે. '**પદ**' એટલે '**શબ્દ**' અને '**અર્થ**' એટલે '**અનુભવ**'– 'જે જે પદાર્થ છે તેમાં મુખ્ય વાત તો નામ અને નામી 'શબ્દ' અને 'અર્થ' બેજ છે–જે દેખાય છે તે તો પદાર્થનું સ્થૂલળરૂપ છે. પદાર્થનું સૂક્ષ્મરૂપ તો મનમાં રહે છે અને મૂળ સ્વરૂપ તો આત્મા અને વાણીમાં રહે છે. એને અધિભૂત, અધ્યાત્મ, અને અધિદૈવ કહે છે. 'અધિભૂત'='નાશવંત' છે. 'અધ્યાત્મ'='સૂક્ષ્મ' છે 'અધિદૈવ'='મૂળમાં' છે. જેવી રીતે 'લોટો' લોટો એ સ્થૂલરૂપ છે, મનમાં જે લોટાનો ખ્યાલ છે તે સૂક્ષ્મ છે અને અનુભવના ઘરમાં જે લોટાનું સ્વરૂપ છે તે મૂળ છે. જેવી રીતે ઘડો–ઘડો એ સ્થૂલરૂપ છે, ઘડો બનાવવાનો ખ્યાલ જે કુંભારના મનમાં છે તે સૂક્ષ્મ છે અને માટીમાં જે ઘડાનો આકાર માટીના સ્વભાવમાં ઘડારૂપ થવાથી શક્તિ તે મૂળ છે. આ રીતે અધ્યાત્મ, અધિભૂત, અને અધિદૈવ. નર્મદા જે દેખાય છે તે સ્થૂળ, નર્મદા વિરાટની નાડીમાં તે સૂક્ષ્મ, નર્મદા શક્તિરૂપે નિરાકાર છે તે અધિદૈવ. જો નિરાકારમાં નર્મદા ન હોય, કારણમાંજ–મૂળમાં નર્મદા ન હોય તો વિરાટ્ પુરૂષની નાડીમાં તે સૂક્ષ્મમાં શી રીતે આવે ? અને સૂક્ષ્મમાં ન હોય તો તે સ્થૂળરૂપમાં પૃથ્વી પર કેવી રીતે આવે ? એવી રીતેજ દરેક વસ્તુનાં સ્વરૂપો ત્રણ છે સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ. મહાકારણ તો પરબ્રહ્મનેજ કહે છે, જેમાં પ્રકૃતિ અંતને પામે છે.

જેવી રીતે મનુષ્ય જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા એમ ચાર અવસ્થા ભોગવે છે તેવીજ રીતે વસ્તુ પદાર્થ એ ચાર દશા ને આધીન છે. મૂળ પરબ્રહ્મ, તેમાં તો દરેક વસ્તુ છેજ, તેમાંથી પ્રકૃતિમાં, તેમાંથી માયામાં, તેમાંથી અવિદ્યામાં પ્રવેશે છે.

'અવિદ્યા' જડ છે, અંધકાર છે—

'વિદ્યા'—ચેતન છે અજવાળું છે—

'પ્રકૃતિ'-જડ ચેતનને સમાલનારી વિલક્ષણ સદસદાત્મિકા છે.

'પરબ્રહ્મ—એ સદસદાત્મિકા સ્વભાવવાળીનો અધિષ્ઠાતા છે, છતાં શાંત છે.

આ રીતે વિદ્યામાયા, અવિદ્યામાયા, મહામાયા, અને માયેશ્વર એમ જુદાં જુદાં શબ્દ સ્વરૂપવડે તેને ઓળખવાની સંજ્ઞાઓ છે. દેવોનાં પણ આવી રીતે સ્થૂળ, સૂક્ષ્મ, કારણ સ્વરૂપો છે. મૂર્તિ જડ; મૂર્તિની દેવતા સૂક્ષ્મ; મૂર્તિનો મન્ત્ર કારણ; અને મન્ત્રમૂર્તિનું મૂળ પરબ્રહ્મ. પરબ્રહ્મની ઇચ્છા વડેજ દરેક વસ્તુ નીપજે છે, ભાસે છે, અને લય થાય છે. વેદાન્તમાં **अस्ति भाति** અને **प्रिय**રૂપે તેને વર્ણવે છે.

પ્રિય એટલે આનંદરૂપ, ભાતિ એટલે ચેતનરૂપ, અસ્તિ એટલે સત્ રૂપ; એટલે સચ્ચિદાનંદ રૂપેજ પ્રભુ છે. અસત્ જડ અને દુઃખ રૂપ પ્રકૃતિ છે. અસત્=નથી તે; જડ=અચેતન; દુઃખ=ક્ષોભ; એટલે અસદાત્મિકા માયા છે. માયાનો અર્થજ મા=નથી યા=જે. જે નથી તે માયા. આ રીતે દરેક

વસ્તુ મૂળમાં નિરાકાર અને દરેક વસ્તુ અન્તમાં સાકાર છે. જેવી રીતે પક્ષીને બે પાંખ છે તેવી રીતે પરબ્રહ્મને બે પાંખ છે. તેને સાકાર અને નિરાકાર રૂપથી જાણુ. નિશ્ચય નિયમ ને પક્ષ વિનાનો મત મૂળને પામતો નથી. તેમ હરિજને મૂળ ઇષ્ટનો નિશ્ચય કરવો જોઇએ. જેવી રીતે પોતે ચેતન હોવા છતાં અમુક દાભાઇ કાભાઇ વિગેરે નામનો નિશ્ચય કરે છે ત્યારેજ તેનું કામ થાય છે, તેમ ઇષ્ટ સર્વવ્યાપક સર્વેશ્વર સચ્ચિદાનંદ રૂપ હોવા છતાં તેને ઇષ્ટ રૂપે બોલાવવાને નામકરણ કરવું જોઇએ, તે તમે સદ્‌ગુરૂને શરણે જઇને પ્રાપ્ત કરો, કારણ ભાવગ્રાહી પ્રભુ અનન્ત નામનો અધિકારી છે. 'જે જે નજરે પડે છે તે તે બનેલું આપનું રે.' નામ વિના તે નહિ ઓળખાય. 'હડીઓ કાઢેરે પ્રભુ તમને નહિ મળે રે.' આ રીતે ઇષ્ટનો નામકરણ વડે સંસ્કાર કરી તેનો નિયમ વડે જપ કરવો અને એ ઇષ્ટનોજ આગ્રહ રાખવો, જેથી આપણું કામ સરળ થાય.

એક વખત તુલસીદાસજી ફરતા ફરતા કાશીમાં આવી ચઢયા. તેમને રામચંદ્રજી ઉપર અથાગ પ્રીતી હતી. તેમનાં દર્શન શી રીતે થાય એજ એમને તો રાત દિવસનો વિચાર થઇ પડેલો. દરરોજ સવારે જંગલમાં જંગલ જાય અને હાથ પાણી લેતાં જે બાકી રહે તે પાણીને એક ઝાડમાં દરરોજ રેડે. એ ઝાડમાં એક વૈતાલ રહેતો હતો, તેને આ પાણીથી ઘણીજ તૃપ્તિ વળી. તેણે એક દિવસ દર્શન આપ્યા અને કહ્યું, હે બ્રાહ્મણ ! માંગ માંગ જે જોઇએ તે આપું. તુલસીદાસજીને તો રામ દર્શનનીજ

ઈચ્છા એટલે તેમણે તો તરત એજ માંગ્યું કે મને રામ દર્શન આપો. વૈતાલ બોલ્યો, 'એ કામ મારાથી તો થઈ શકે એમ નથી પણ હું તો તને એક રસ્તો બતાવું. અહિંથી થોડે દૂર રામમંદિર છે. તેમાં દરરોજ એક કોઢીઓ ડોસો આવે છે. તે હનુમાનજી છે તેને જઇને તું પકડ.... જોજે તે તને બહુએ ના કહેશે પણ છોડીશ નહિ. તે તારૂં ધાર્યું પાર પાડશે.' તુલસીદાસજી તો રાજી રાજી થઇ ગયા. કથા સાંભળી, કથા પુરી થઇ, સૌથી પહેલો ડોસો સૌથી છેલ્લો ઉઠયો અને ધીરે ધીરે ચાલવા લાગ્યો. તુલસીદાસજી તેની પાસે ગયા અને તેનો પગ પકડીને આજીજી પૂર્વક કહેવા લાગ્યા 'તમે હનુમાનજી છો, મને રામચંદ્રજીના દર્શન કરાવો.' પેલા ડોસાએ કહ્યું, 'અરે ભાઇ, હું કંઇ હનુમાન નથી, મને છોડ છોડ,' પણ તુલસીદાસજી એમ કંઇ છોડે એમ ન હતા. તેણે તો જોરથી એમનાં ચરણ પકડી રાખ્યા અને કરગરવા માંડયું. ડોસાએ જાણ્યું આ ખરો ભક્ત છે, તેને દર્શન દીધા વિના છૂટકો નથી. એટલે છેવટે તેમણે હનુમાનરૂપ બતાવી રામજીનાં દર્શન કરાવવાનું વચન આપવું પડયું. આ રીતે નિશ્ચયપૂર્વક તમે તમે તમારા ઈષ્ટનું બ્હાનું ધરશો તો તેને તમારૂં કામ કર્યા વિના છૂટકો નથી. ભલભલા ભક્તોનાં કામ થયાં છે; એ નિશ્ચયને લીધેજ. નિશ્ચયમાં નારાયણ વિશ્વાસમાં વિશ્વંભર, પતિજમાં પરમેશ્વર એવો નિશ્ચય થયેલો હોય તેને કદી પણ દુઃખ પડતું નથી. વળી શ્રીનાથજીએ તુલસીદાસજીને ધનુષ્યબાણ હાથમાં લઇને દર્શન આપ્યા હતા. તમે જાણો છો? ટેકીલા ભક્તોથી ભૂત પણ ભાગી

જાય છે. તમારા ટેકથી પ્રભુ છાનો રહેવાનો નથી. પછી નારાયણદેવ, ગોવર્ધનનાથજી, શ્રીબાળકૃષ્ણલાલજી, શ્રીઅંતરનાથ ગમે તેનો નિશ્ચય કરી લેજો. લગ્ન વખતે હસ્તમેળાપ વખતે ગોર બૂમ મારે છે કે 'ઇષ્ટદેવતા સ્મરણં વિધેયં સાવધાન,' પણ જ્યાં ઇષ્ટદેવનોજ નિશ્ચય નથી ત્યાં શું સાવધાન થવાનું છે! શ્રીશુકદેવજીના મંદિરમાં આવ્યા છો તો ઈષ્ટદેવ નક્કી કરો, નહિ તો પછી "બાપ કોને કહેશેરે વેશ્યાએ તો પુત્ર જણ્યો!" ઇષ્ટદેવની ભક્તિ વિનાનું જ્ઞાન શું કામનું? સ્વામી વિના સોળ શણુગાર ધરે નારી, એ વેશ્યાપણું છે તેમ ઇષ્ટદેવની ભક્તિ નિશ્ચય વિનાનું જ્ઞાન નકામું છે. 'પઢ પઢ કે રંડીયાં ભયી બીન ભેટે ભરથાર.' દુનિયામાં આવ્યા છો તો 'આયા હૈ તો કર લે સોદા ફીર પીછે પસ્તાવેગા' આવ્યા છો તો રામનામના સોદા કરી લો નહિ તો પછી પસ્તાવું પડશે. માટે હરિજનો! નુગરા ન રહો, મનસુખી ન રહો. નુગરો અને સાકૂટ કદી તરવાને સમર્થ નથી. પેલી કસોટી જેવા રહેશો તો કાબરચિતરા બની જશો. સોનું ઘસવાની કસોટી ઉપર દરેક જાતનું ઉંચું નીચું સોનું ઘસાવાથી તે કાબરચિતરી થઈ જાય છે તેમ ઇષ્ટદેવના નિશ્ચય વિનાના લોકો આજે શુકદેવજી તો કાલે અંતરનાથ તો પરમ દિવસે નારણજીમાં ભટકશે તો તેથી વળવાનું નથી. ઘરને તાળું મારી ફરશો તો પાલવશે. પરણેલી સ્ત્રી ગમે ત્યાં જાય તે તેને પાલવે. ગમે તેવો તસલાનો પણ ધણી જોઈએ તેમ ઇષ્ટદેવના નિશ્ચયવાળો માણસ જ્યાં જશે ત્યાં પાલવશે, માટે કર્મ ઉપાસના ને જ્ઞાન—તે સેવા સમરણ ને ધ્યાન—કર્મ સુધારો ઉપાસના કરો

અને જ્ઞાન પામી મોક્ષને પામો. આપણે ગમે તેવા પણ વૈષ્ણવ છીએ. વૈષ્ણવો કંઠી બંધાવે છે. એ કંઠી બંધાવવાથી આપણે સચવાયા છીએ નહિ તો જમાનો એવો આવે છે કે વર્ણાશ્રમને માનવા નહિ, પેલા એની બીસેન્ટવાળા હાથમાં મંજીરીઆ લઇ ગામેગામ ભજન ગાવા નીકળે છે. ગાંધીજીને તો બામણ વાણીઆ ઢેડા એક કરવા છે છતાં એનો નિશ્ચય જુઓ; તે કોઈથી ડગે છે? હાથમાં ખોટું તો ખોટું પણ ગધેડાનું પૂંછડું આવ્યું હોય પણ મૂકે છે? તો આજે આવા મોટા મહારાજો પણ વિચાર કરે છે. માટે હરિજનો આ ઘોર કલિયુગ આવ્યો છે તેને કરજુગ એટલે કરી ને જો એમ કરી બતાવવો એ તમારૂં કામ છે.

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો આઠમો પ્રસંગ સંપૂર્ણ થયો.

—:o:—

(૯)

**જ્યાં** જોઇએ ત્યાં બધો ગોટાળો. મોનજી ભાઇનો છે. એ મોનજી ભાઇને મોહનમાં નાખી દો એટલે તે સુખ આપશે. છોકરાને માસ્તરને સોંપી દો એટલે તે ઠેકાણે આવશે. કોઈનું કંઇ પણ સારૂં નબળું થાય કે મોનજી ભાઇ કૂદા કૂદ કરવા મંડી પડે છે. 'કેમરે? એણે કર્યું તેમાં તારૂં શું ગયું?' એમ કહી મહારાજશ્રી ખૂબ રમુજ આણતા.

"મનનો ગુરૂ મનને કરશે તો સાચી વસ્તુ સ્હેજે જડશે !'
આ દુન્યામાં કોણ કોનો ગુરૂ છે? મનજ શિષ્ય છે અને આત્માજ ગુરૂ છે. બીજાને ગુરૂ ઉપદેશ આપતા પહેલાં આપણે આપણાજ મનને તપાસવું.

'પોતે પોતાના દોષને હણે, ને પારકા દોષ હૃદયે નવ ગણે;
ન્યના તેની નિર્મળ દશા, જેના હૃદયમાં હરિ વસ્યા.'

ફલાણા આવા છે ફલાણી આવી છે, ત્યારે તુંજ કેવી છે તેનો વિચાર કરને?–એ તો દુનિયા કરવત જેવી છે; આવતું એ વહેરે ને જતુ એ વહેરે. કુવાને મોઢે ઢાંકણું છે? કે દુન્યાને મોઢે છે? માટે હરિજનોએ કોઇના દોષ જોવા નહિ, ગુણજ જોવા. જુઓ, તમે ધારો તો તરી જાઓ. તમે દુકાનમાં બેઠા બેઠા વિચાર કરો કે ગુરૂમહારાજ શું કરતા હશે? તો તમને મંદીર, ભાગવતજી, હરિજન વગેરેનું સ્મરણ થશે અને હું તમારૂં સ્મરણ કરૂં તો તમારાં છોકરાં છૈયાં દુકાન ને તાકા, સોળ પંચા પંચાહી, એવું કરતા જણાશો. માટે તમને બીજો વિચાર કરવાની જરૂરજ નથી. વિચાર તો મંદીરનોજ કરવોઃ—

'આ જાણે મંદીર છે, એ મોક્ષધામ છે–હિરારત્નથી જડેલું, તેમાં ઠાકોરજી છે તે જાણે શ્રીકૃષ્ણ ભગવાન છે. આ બધા હરિજનો છે તે કોઇ ઉદ્ધવ અક્રૂર સુદામા વિગેરે છે. આવા વિચાર કરો તો કેવી મઝા પડે! પણ તમે તો એમજ કરતા હશો. આ નાથુભાઈનું કામ ભગવાને કરેલું તે ખબર છે? એક વખત દુકાનમાંથી હુંડી ભરવાની હતી. નાણાં તૈયાર ન હતાં. તે તો ભગવાનનું ધ્યાન કરવા લાગ્યા એટલામાં એક જણ આવીને કહેવા લાગ્યો, 'આટલા

રૂપીયા તમારી દુકાનમા રાખો.' જુઓ ભગવાને ભીડ ભાંગી કે નહિ? એ તો એની સુરતાજ એવી તે કામ થઇ ગયું. માટે સુરતા રાખો સુરતા રાખો—સુરતા સુધારશો તો જન્મ મરણ સુધરશે. નહિતો પેલા હૈયાફૂટા ને આંધળા જેવું થાય. પેલી આંધળી દળે ને કુતરૂં ખાય. પેલો ગુરૂ આંધળો જાણે નહિ કે શિષ્યનું મન શેમાં છે અને ઉપદેશ આપે તે પેલા હૈયાફૂટા શિષ્યના દીલમાંથી નીકળી જાય. પેલા ખેતરમાંથી બળદીયા કોશ તાણી તાણીને મરી જાય અને બાકોરાંમાંથી પાણી વાડની બહાર જતું રહે—નહિ તો આ બધું કહીએ તે ચાર આંચળનો ગોળો થઇ જાય:—

પેલી નવી વહુ પરણીને સાસરે આવી—મળશકામાં શીયાળે સાસુ વહેલી ઉઠેલી તેણે વહુને કહ્યું, 'વહુ! પેલી ભેંસ દોહી લાવજે;' હાથમાં દીવો લઇને દોહવા ગઇ પણ પવનની ઝપટમાં ઓલવાઇ ગયો—એક ઘડી થઇ બે ઘડી થઇ, સાસુએ વહુને બૂમ મારી 'વહુ વહુ! દોહતાં કેટલી વાર? લાવોને ચાઇ ઠંડો પડે છે!' વહુ બિચારી અણજાણ તેણે કહ્યું—'સાસુજી આમ આવોને અહીં તો ચાર આંચળનો ગોળો દેખું!' પેલી સાસુ વહેલી વહેલી ઉઠીને દીવો ચેતાવીને જોવા ગઇ તો વહુ તો ભેંસને ઠેકાણે ખેતરના પાડાને દો'તીતી. 'મોઇ રાંડ પાડાને ભેંસમાં સમજતી નથી?' આ રીતે શિષ્યરૂપી વહુને ભક્તિરૂપી ભેંસ દોહવાનું કહે, તો તેમાં તે ન સમજતાં ચાર આંચળનો ગોળો એટલે ઓહો! એમાં શું! કરી નાખે અને ખરી વાત નહિ સમજે એવો ઘાટ નહિ થવો જોઇએ.

પેલી વહુ હતી તેના વરે કહ્યું 'સાંભળો છો? આજે વેઢમી ખાવાનું મન થયું છે.' "તમને તો દહાડે દહાડે ખાવાના બહુ ચળરકા વધતા દેખું! તે મને વેઢમી આવડતી નથી" વહુ ઠમકી. ત્યારે વરે કહ્યું, 'એમાં શું! આપણી જોડે પરસન કાકી છે તેને પૂછી આવજે.'

'બહુ હારૂ, તે અમે તો છેકજ ભોઠ હોઇશું કેમ?'

'ના, પણ પૂછવું સારૂં!' વરે આગ્રહ કર્યો.

'બહુ હારૂ.' વર દુકાને ગયો ને વહુ ઝમક ઝમક કરતી પરસનકાકીને ઘેર આવી. પરસનકાકી! ઓ પરસનકાકી! હાંભળુ? તમારા દીકરાને વેઢમી ખાવાનું મન થયું છે, તે મેં કહ્યું કે મને આવડે છે તોપણ તે તો કહે કે ના, પરસનકાકીને પૂછી જોજે, તે વેઢમી કેમ કરવાની તે જરા બતાવહો?'

'હા વહુ, જોને દાળ તળડાવવાની.'

વહુ બોલી, 'ઓહો! તેમાં શું એ તો મને આવડે.'

'પછી દાળ તળડે એટલે ખાંડ નાખવાની.'

વહુ બોલી, 'એ તો મને આવડે.'

'પછી બરોબર ચાસણી થાય એટલે ઉતારી તાઢી પાડી રોટલીની પેઠે વણી તેમાં પુરણ ભરવાનું.'

વહુ બોલી, 'એ તો મને આવડે.'

પરસનકાકીએ વિચાર કર્યો, 'આ તો ચિબાવલી લાગે છે.' પછી તેણે કહ્યું, 'વેઢમી તૈયાર થાય એટલે તેને પાણીમાં લાખી દેવાની.'

'હા હા—એ તો મને આવડે.'

પેલીએ તો રસોઇ તૈયાર કરી–દાળભાત, શાક, વેઢમી. પેલો જમવા આવ્યો. હરખભેર જમવા બેઠો પણ આ શું! વેઢમી તો સાવ કાદવ જેવી થઇ ગયેલી. તે તો બરાડી ઉઠયો, 'આ શું?'

'જાવ કે'વ તમારી પરસનકાકીને!' વહુ સામે બરાડી.

'શું પરસનકાકીએ એવું કહ્યું'તું?' વર આશ્ચર્ય પામી બોલ્યો.

'હાસ્તો–હોવે–એમ કંઇ હું મૂર્ખી છું?'-વહુ બોલી.

જમી રહ્યા પછી પરસનકાકીને ત્યાં તે ગયો અને પૂછયું પરસનકાકીએ કહ્યું 'જો બા! તારી વહુને મેં જેટલું કહ્યું તેટલું 'એ તો મને આવડે' 'એ તો મને આવડે' એમ કરે, એટલે મેં પણ હસવામાં તેને પાણીમાં નાખવાનું કહ્યું.' પાછો તે ઘેર આવ્યો અને કહ્યું 'મૂર્ખી, આવડત નો'તી ત્યારે 'એ તો મને આવડે, એ તો મને આવડે' એમ શું કરવા કહ્યું?' આ રીતે મૂળમાં ભક્તિનાં ઠેકાણાં નહિ અને જે કહે તે 'સામલેકા મોરચા હાંજીહાં કરે!' તેને ભેંસના આંચળ અને પાડામાં ભેદ દેખાય ખરો? માટે જીજ્ઞાસુએ, ગુરૂએ અધિકાર પ્રમાણે જે કહ્યું હોય તેનોજ, વિચાર કરવો અને નકામા ઘમંડ કે તોરમાં ખેંચાઈ સાફૂટ બનવું નહિ. આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો પ્રસંગ નવમો સમ્પૂર્ણ થયો.

—o—

(૧૦)

શ્રી ગુરૂદેવના મનહર પ્રસંગોનાં સંસ્મરણ જ્ઞાનામૃતથી પરિપૂર્ણ હરહંમેશ દીનદરિદ્રી અને જ્ઞાનપિપાસુઓને તૃપ્ત કરનારાં હતાં. એમની દયામય દૃષ્ટિ મૃતને સજીવન કરે એવી હતી. તેમને કોઇ અધિક નહિ તેમ કોઇ ઓછો ન હતો. તેઓ હરિજનોને વારંવાર કહેતાઃ—

'ભક્તિ ભક્ત ભગવંત ગુરૂ, ચતુર્નામ વપુ એક;
ઉન્કે પદ વંદન કરૂં, વિઘ્ન હરત અશેષ.'

આ રીતે ભક્ત, ભગવાન, ગુરૂ એ ત્રણને એકરૂપ કરનારી ભક્તિ. એ ચારે નામો જુદાં છે પણ શરીર તો એકજ છે.

પરબ્રહ્મ પરમાત્માનાં યશોગાન જેટલાં ગાઇએ તેટલાં ઓછાં છે. આખા વિશ્વમાં વિશ્વંભરરૂપે વિરાજતા પ્રભુની બલિહારી છે. પરમાત્માના સ્વરૂપને જાણવાને કોણ સમર્થ છે! સમર્થ તો એક તેના ભક્તજ છે. ભક્ત ને ભગવાન નામ માત્ર ફેર છે, બાકી ભક્ત તો ભગવાનના સ્વરૂપનો નમુનો છે. જેવી રીતે ચોખાની ગુણ લેવી હોય તો બજારમાં નમુનો જોઇને લઇએ છીએ, 'કેમ ભાઇ શું ભાવ?' તો દલાલ કહેશે સાડાચાર રૂપીઆ—એ સાડાચાર રૂપીઆ ગુણના કે મણના; નહિ કે પેલી ચપટી ચોખાની પડીકીના—બોલનાર સ્હેજે સમજી જાય છે કે મણના કે ગુણના. એ રીતે ગુરૂનું પણ સમજવું. ગુરૂ પણ તેજ છે કે જે સર્વવ્યાપક પરમાત્મા છે. પણ જેવી રીતે અગ્નિ ઉપાધિ વિના રહી શકતો નથી, અગ્નિ જોઇએ તો તે

લાકડામાં કે કોયલામાં આવે છે, તેમ ઉપાધિ વિના પ્રભુને તમે કેમ કરી જાણી શકો ? જેમ જમીનની નીચે પાણી વ્યાપક છે પણ કુવા વિના તેને શી રીતે મેળવી શકો ? એ મેળવવાને કુવાની જરૂર જણાવાનીજ, પછી તે કુવાનું પાણી અને જમીનમાં વ્યાપેલું પાણી જુદાં નથી. એવી રીતે ભક્ત, ગુરૂ અને ભગવાન કોઇપણ રીતે પ્રભુથી જુદા નથી–પરમાત્માથી જુદા નથી. ભક્ત અને ગુરૂ એ તો ભગવાનના–શુદ્ધ સચ્ચિદાનંદ પ્રભુના–શુદ્ધ અણિશુદ્ધ નમુના છે. એ નમુનો અને માલ જુદા નથી તેથીજ સન્તો કહે છે કેઃ–

'હરિ વસે છે હરિના જનમાં, તમે શું કરશો જઇ વનમાં રે,
હરિ વસે છે હરિના જનમાં.'

એ રીતે ગુરૂ અને પરમાત્મા વિષે ભેદ કરનાર ખેદને પામે છે. તેમને કદીપણ જ્ઞાન થતું નથી જેવી રીતે ગંગાપૂજન કરવું હોય તો ગંગાજીનું જળ લોટામાં આણે છે, પછી શુદ્ધ પૂજાથી ગંગાપૂજન થાય છે, એ રીતે શુદ્ધ પરમાત્મા સચ્ચિદાનંદની પૂજા કરવી હોય, તો ગુરૂના દેહરૂપી લોટામાં પરમાત્મારૂપી ગંગાજળનું પૂજન કરશો તો તેમાં વાંધો નહિ આવે આ રહસ્યને લીધેજ આપણો શુદ્ધ સનાતન ભાગવત ધર્મ ગણાય છે. બાકી કોઇ મૂર્તિને, નહિ તો ફોટાને, કોઇ ને કોઇ ઉપાધિ કલ્પ્યા વિના ઈશ્વરમાં ચિત્ત પરોવી શકાતું નથી.

એક વખત વિદ્વાન્ પંડિતોની સભા થઇ હતી, તે વખતે મૂર્તિપૂજા વિષે વાતચિત થઇ, ચર્ચા થઈ. કોઇએ કંઇ કહ્યું, કોઇએ કંઇ કહ્યું. છેવટે ગુરૂદેવે નિર્ણય આપ્યો, 'જુઓ ભાઇ, એમ કંઇજ નથી.'

પ્રભુ જે સર્વવ્યાપક છે તે શું જડ વસ્તુમાં નથી? ઝાડ પાન નદી દરીયો જે જે જડ વસ્તુ છે તે સર્વમાં સભર ભર્યો છે! તો પછી એ ચેતન જે મૂર્તિમાં છે, તે ચેતન અને ભજનારનું ચેતન એક થવાને મૂર્તિપૂજાની જરૂર છે. ટેલીફોન મુંબઇમાં છે અને ટેલીફોન અંકલેશ્વરમાં છે, તો વાત કરવાને તારનાં દોરડાંની જરૂર પડવાનીજ; તો પછી તારનું દોરડું એટલે પૂજા, ભક્તિ, યોગ, ધ્યાન જે કહો તે, પણ ચેતનને ચેતનમાં મળવા માટે કોઇ પણ વસ્તુની જરૂર છે, અને આપણા સનાતન ધર્મમાં તેને મૂર્તિપૂજા કહી છે. વળી તમે જ્ઞાનની નજરથી વિચાર કરો તો જણાશે કે મન જડ છે, ચેતન વિના કામ કરે નહિ અને આપણામાં ચેતન છે તેના વડે તે કામ કરે છે, એને અટકાવવાને માટે કોઇ પણ સાધન જોઇએ. એ મનને સ્થિર કરવા માટે કોઇપણ સાધનની જરૂર છે તો મન મનહર લાગતી મૂર્તિમાં સ્થિર થાય એટલે મૂર્તિનું ચેતન અને સાધકનું ચેતન એકરૂપ થઇ જાય છે અને અન્ત્યે સમાધિ થાય છે.

પેલાં બૈરાંઓ માથે ઓઢે છે ત્યારે ધૂપેલની માથાવટી પડે છે, એ મેલ છે અને તેને કાઢવાને જ્યારે તેઓ રામકુંડ કે જળકુંડે કે ગામ તળાવે ધોવા જાય છે ત્યારે માટી ઘાલે છે અને ખૂબ ઘસે છે, એટલે પેલી માથાવટી જતી રહે છે અને માટી પણ ધોવાઈ જાય છે; તેમ મનના મેલ કાઢવાને મૂર્તિનાં ધ્યાન પૂજાની જરૂર છે એટલે છેવટે મન અને જડભાવ શાન્ત થઈ એક સચ્ચિદાનંદ પ્રભુ રૂપજ થઇ જવાય છે. હરિજનો! તમને જે ઇષ્ટ પ્રસન્ન આવે તેનું ધ્યાન

કરો. 'બોલે બોલાવે ને સબ ઘટ બોલે, સહુમાં રહ્યો સ
પછી તમે જોઇએ તો નારણજી, ગોરધનનાથજી, નર્મ
કે અંતરનાથ ગમે તે તમને પ્રસન્ન આવે તેનું ધ્યાન
મ્હારો વહાલો તો સૌમા સરખો તમે પ્રેમેથી તેને પરખો.
માયા લીલા અપરંપાર છે, તે કંઇ સાડાત્રણ હા
શરીરમાં કે પત્થર માટી કે લાકડાના ટુકડામાંજ ભરાઇ
છે એમ નથી. એ તો શુદ્ધ સચ્ચિદાનંદ પ્રભુ અણુઅ
સભર ભર્યો છે. જુઓ, પ્રહ્લ્લાદને માટે થાંભલામાંથી
થયા. જો તેમ નહિ હતે તો પ્રહ્લ્લાદે કોઇ મૂર્તિનું
તો ધર્યું ન હતું પણ તેનો નિશ્ચય હતો કે મારો
તો સબઘટમાં વિરાજે છે, તે જ્યારે જેને જેવી
પડે છે ત્યારે આવીને હાજર થઇ જાય છે—જ્યારે જ
જેવાં જેવાં સ્વરૂપની જરૂર પડી છે ત્યારે ત્યારે તેણે એમ
વિચાર કર્યો કે હું ભૂંડ થાઉં! માછલો થાઉં! કા
થાઉં! એવી રીતે જગદુદ્ધારને માટે અને ભક્તની
ભાંગવાને તેણે અગણિત અવતારો લીધા છે તેનો
આવે એમ નથી.

હરિ મ્હારે હૈયે રહેજો, પ્રભુ મારી પાસે રહેજે
રખે ન્યારા થતા રામ, તે દિનનો વિશ્વાસ દે

આ રીતે ભક્તનો પોકાર સાંભળી તેણે શું નથી ક
અરે! એક સાધારણ અરજી કચેરીમાં કરીએ તો સ
ધ્યાન આપે છે, તો પછી દરદ ભર્યા દીલના પૂકાર શું તે મ
વ્હાલો નથી સાંભળતો? અરે! સાંભળે છેજ. એના
દયાળુ બીજો કોણ છે? 'એની તોલે ન આવે ત્રણ લોકમાં
એની વિશ્વ વિચિત્ર છે વાત, મા'રો વ્હાલો વિસારે

વિસરે'-એ રીતે પ્રભુનાં દયાદાન દરેકને મળ્યાં છે. અરે! પરચો પરચો શું કરો છો? પરચો તો એનો આ છે-ધરતી દરીયો ને આકાશ, ત્હારી કીર્તિ ચારે પાસ; જ્યાં દેખું ત્યાં નહિ રે ઠામ........માટે જેને જનકલ્યાણ માટે ધરતી બનાવી, દરીયો બનાવ્યો, આકાશ બનાવ્યું, જલ વાયુ ને અગ્નિ જેવાં તત્ત્વો પેદા કર્યાં! કહો! એના જેવો પ્રભુ સમર્થ અને દયાળુ બીજો કોઈ છે? અરે! જે માટીમાંથી સોનું બનાવે છે અને હીરામાણેક બનાવે છે! પાણીનાં ટીપાંનાં મોતી બનાવે છે એ કુદરતને તમે શું જાણો?

'એ તો ખુદરત.' ખુદ એટલે પોતે-રત એટલે મચી રહેલી, પોતેજ પોતાની મસ્તીમાં મસ્તાન એનું નામ કુદરત આ સૂર્યનારાયણ નહિ હોય તો અજવાળું કયાંથી મળે? પાણી નહિ હોય તો જીવીએ કેમ કરીને? અન્ન નહિ હોય તો ખાઇએ શું? અરે એ તો જુક્તિથી માટી ખવડાવે છે. માટીમાંથી અનાજનો દાણો હજારગણો વધીને બહાર આવે છે. આમ સીધી રીતે માટી ખવડાવી હોત તો તમે ખાવાના હતા? માટે એજ કુદરત! કુદરતને માનો કે પ્રભુને માનો એ બધું એકજ છે. કોઇને કોઇ રીતે તમારે માનવાનું છે, તો સીધા સીધા દૂધ પીયોની વાંકા વળીને છાશ પીવી તેના કરતાં સીધા સીધા દૂધ પીયોની

અરે! 'ધમક ધમક પૃથ્વી ઉપર પગ ધરતા, ખમા ખમા કહેવાતા પડતાં આખડતાં; દીઠારે એવા નરને ઠાઠડી ઓમાં ઠરતા; અનુરેભવીઓ આતમ તત્ત્વ વિચારો.'

આમ નહિ માનશો તો આમ માનવુંજ પડશે અરે! તમારા હાથમાં શું છે? એક પેટમાં દુઃખી આવે

કે ડોકી રહી જાય, કે અંગ ખોટું પડી જાય તો તેને અટકાવવાની શક્તિ તો છે નહિ ! અરે દસ્ત સીધો ઉતારવાની તાકાત બળી નથી તો અભિમાન શેને માટે કરો છો? અરે અભિમાનથી બહુ બૂરા હાલ થાય છે. અભિમાનથી રાવણુ હિરણ્યકશિપુની શી દશા થઈ! માટે હરિજનો દીનતા દીનતા દીનતા રાખો. ભગવાનને ઘેર બધું છે માત્ર દીનતા નથી.

**विश्वासो गुरुवाक्येषु स्वस्मिन् दीनत्व भावना।**

શ્રીગુરૂદેવના વાકયમાં દૃઢ વિશ્વાસ અને દીનતા, ગરીબાઇ, નરમ સ્વભાવ રાખશો તો તમને કંઈ ખોટ પડવાની નથી. એને માટે એક દૃષ્ટાંત કહું:–

એક કોઇ કોળી સાધુનો વેશ લઈ ભગવાં કપડાં પહેરી એક શહેરમાં ગયો. ત્યાં તેણે સાધુનો વેશ એવો ભજવ્યો કે એક શ્રીમંત પૈસાદારની વહુ તેની ખરેખરી ચેલી થઈ. થોડો વખત રહીને સાધુ મહારાજે વિચાર કર્યો 'આ બૈરી આપણને માને છે તો તેને હવે ગમે તેમ રામ રોટલી કરીને જે હોય તે લઈ લેવું.' એમ કહી એક દહાડો સાધુએ વાત ઉપાડી 'હે બાઈ, હવે તો હું મારે ગામ જઈશ.' બાઇ બિચારી ભાવિક તેણે તો કરગરીને પોતાના ગુરૂમહારાજને કહ્યું, 'મહારાજ, ત્યારે મને તમારી સાથે તેડી નહિ જાવ ?!' સાધુને તો ભાવતું'તું ને વૈદ્યે કહ્યું, એટલે તેણે તો બહુ ખુશીથી સાથે આવવા હા કહી અને કહ્યું, 'બાઇ, હવે તો હું અહીં પાછો આવનાર નથી. તમે તમારૂં જે કંઈ હોય તે સંભાળીને બંદોબસ્ત કરીને આવજો.' બાઇ તો ભોળી તેણે કહ્યું, 'સારૂં

મહારાજ.' બાઈએ તો જે કંઇ ગઠડી હતી તે બાંધી લીધી અને ગુરૂમહારાજની સાથે ચાલી નીકળી. રસ્તામાં પેલો કોળી સાધુ વિચાર કરે છે કે હવે આને મારી ન નંખાય ત્યાં લગી તેનો માલ આપણને પચે નહિ એટલે જંગલમાં એક કુવો આવ્યો. તેણે પેલી બાઇને કહ્યું, 'બાઈ, મારે માટે પાણી કાઢી લાવશો?!' 'હા, મહારાજ ઘણી ખુશીથી.' એમ કહી બાઈ કુવા પર દોરીલોટો લઇ પાણી ખેંચવા ચઢી એટલામાં કોળી ગુરૂએ તેને ધક્કો માર્યો. બાઇ તો અડગ શ્રદ્ધાવાળી તે તો કુવામાં પડી પણ 'વાહ મારા સચ્ચિદાનંદ પ્રભુ જય ગુરૂદેવ! જય ગુરૂદેવ!' એમ બૂમો પાડવા લાગી. વૈકુણ્ઠમાં ભગવાનને ફાળ પડી કે આ તો મારા નામને બટ્ટો લાગે છે, વિશ્વાસે વેંગણુ રેંસાઇ જાય છે. તેણે તો ચતુર્ભુજ સ્વરૂપે તે બાઇને દર્શન આપ્યા પણ પેલી બાઇ તો કુવામાં પડી પડી પણ 'જય મારા ગુરૂદેવ જય મારા ગુરૂદેવ' 'જય પ્રભુ' એમ કહ્યા કરે છે, એટલે ભગવાને તેને કહ્યું, 'બાઇ તારો ગુરૂ તો કોળી છે. એણે તો તને પાણીમાં ડૂબાડી છે.' પેલી બાઇની આંખમાંથી ગુરૂ ભકિતનાં નીર વહે છે. તેણે તે સાંભળ્યુંજ નહિ. પછી ભગવાને બીજીવાર કહ્યું ત્યારે તેણે કહ્યું 'હું તમને ઓળખતી નથી. મ્હારા ગુરૂદેવની લીલાજ એવી છે. તેણે આમ ન કર્યું હોત તો તમારાં દરશન થાત ખરાં કે? માટે પ્રભુ! મને બહાર કાઢવી હોય તો મારા ગુરૂ-દેવને પણ દરશન આપો.' ભગવાન તો ભકત ને ભકિતને આધીન. તેમને દર્શન આપવાજ પડયા એટલે તેણે તે

બાઈને બહાર કાઢી. ભગવાનનાં દર્શન થતાં કોળી સાધુના મનના મેલ નાશ પામ્યા, તેનો કંઠ રૂંધાઇ ગયો, આંખમાંથી ચોધાર આંસુ વહે જાય છે. તે ભગવાનના ચરણમાં આળોટી પડયો. પેલી બાઇને પણ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં પણ તે તો બિચારી 'મ્હારા ગુરૂદેવ ! મ્હારા ગુરૂદેવ !' એમ કહેતીજ ત્યાં ઉભી રહી. આ રીતે ગુરૂમાં વિશ્વાસ અને પોતાના વિષે દીન ભાવનાથી બાઇ અને તેને લીધે દુષ્ટ કોળી સાધુ પણ તરી ગયો. તો પછી તમે તો બધા શુદ્ધ અંતઃકરણવાળા છો તે કેમ નહિ તરો ?

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ દશમો સમ્પૂર્ણ થયો.

—=:o:=—

## ( ૧૧ )

શ્રીગુરૂદેવની અનંત વાણીનો વિસ્તાર મ્હારા જેવા અલ્પ જીવથી થઇ શકવો સ્હેલો નથી. આજે એ પ્રસંગોને વીતી ગયાને ૬ વર્ષ થઇ ગયાં છે. શ્રીગુરૂદેવને ભૂમંડળમાંથી સ્વધામમાં ગયાને અનેક વર્ષો વીતશે છતાં જેના દીલમાં એનો રંગ લાગ્યો છે તે કદીપણ ભૂલી શકવાનો નથી. આ વચનામૃત અને પ્રસંગો જે અણિશુદ્ધ ભાષામાં લખવાં જોઇએ તે નહિ લખી શકાય તો તેમાં બેઅદબી અથવા ભૂલ મારા જેવા અજ્ઞાન પ્રાણીની છે. શ્રીગુરૂજીનું વક્તવ્ય એટલું સુમધુર હતું કે જેમ સાકરનો સ્વાદ

બાધા પછી રહી જાય છે, તેમ તેના પ્રેમનો અને મધુર વાણીનો સ્વાદ દીલમાં રહી ગયો છે. એમના ભાવો, ચેષ્ટાઓ એટલા આહ્‌લ્લાદકારી હતા કે આબાલવૃદ્ધ જીવોને તેની સંસ્મૃતિ કોઇ ને કોઇ રૂપમાં યાદ આવીને તલ્લીન કરે છે.

એક વખત શ્રીગુરૂદેવ સવારના પહોરમાં શ્રીસેવાની ઓરડીની બહાર શ્રીમંદિરમાં ભીંતને અઢેલી ખાટલા પર લીલી સાલનું સોડીયું તાણી બેઠા હતા; મુખેથી ભગવન્નામ સ્મરણ થતું હતું. જે જે કોઇ હરિજનો આવતા તેઓને અતિ ઘણા પ્રેમથી બોલાવતા અને પ્રેમભર્યો આવકાર આપતા, એટલામાં હું ગયો. મારી સાથે નગીનલાલ શેઠ હતા. અમે પ્રણામ કરીને શ્રીગુરૂદેવની વાતો સાંભળવા બેઠા. શ્રીગુરૂદેવ ટટાર બેઠા છે, અર્ધ મીચેલી આંખ છે અને કપાળ પર જ્યોતિનો પ્રકાશ છે. થોડીવાર રહીને તેઓ બાળક અવસ્થા અનુભવતા હસતા હસતા કહેવા લાગ્યા.

'નગીનલાલ, કેમ, દુકાને જાઓ છો!?'

'નગીનલાલ બોલ્યા–'હા પ્રભુ!'

'જુઓ એમ નહિ ચાલે. તમારે સવારમાં વહેલા અહીં આવવું અને કંઇક સાંભળવું જોઇએ. શંકરાચાર્યનું દ્વિરત્ન પંચરત્નનું પુસ્તક મુંબઇથી નારાયણ મૂળજીને ત્યાંથી મંગાવો અને આપણે તેના વિવેક ચૂડામણિ આદિ રત્નોનો અભ્યાસ કરીએ. 'જુઓ શેઠજી! એમ નહિ ચાલે,' શ્રીશુકદેવજીને મંદીરે આવ્યા છો તો કંઇક સમજવું જોઇએ!

નગીનલાલે નમ્ર ભાવે કહ્યું, 'હા પ્રભુ મંગાવીશું. આપણે આજેજ મુંબઇ કાગળ લખી દઇશું.'

'પણ જો જો કિંમત એની બહુ નથી હોં' મહારાજશ્રી ખૂશ થતા બોલ્યા. એટલામાં તારાબેન, મોતીબેન, પાર્વતીબેન વેદાંતી વિગેરે આવ્યા અને એક બાજુ પર બેસી માળા લઇને બેઠા અને સૌ મનમાં પણ મોઢેથી જપ કરવા લાગ્યા. 'આ જોયાં બેન? સવારના પહોરમાં કેવા ગુરૂ મંદીરે આવે છે અને ભજન કરે છે! એ તો મનુષ્ય જન્મનું સાર્થક કરે છે.' દરમ્યાન મોહનલાલ, મૂળચંદભાઇ, રણછોડભાઇ વિગેરે ભક્તો દર્શન કરવા આવ્યા. શ્રીબાલકૃષ્ણજીનાં દર્શન કરી મહારાજને પગે લાગી તેઓ પોતપોતાને કામે જવા લાગ્યા, એટલે મહારાજશ્રીએ બૂમ મારીને કહ્યું, 'આપણે અહીં શ્રીશંકરાચાર્યનાં દ્વિરત્ન પંચરત્નનો કલાસ કાઢવાનો છે. જે આવવાના હોય તે નામ નોંધાવજો.' આ ધંધાધારીમાં મશગૂલ હરિજનો જવાબ વાળ્યા વિના જતા રહ્યા. એ લોકોના ગયા પછી મહારાજશ્રીએ કહ્યું:-'એ લોકોને હગમરટપર આવડે તેને વળી ગ્રન્થનો અધિકાર કેવો? ઠીક, પેલા મુંબઇની ભગવદ્ગીતા પાઠશાળાવાળા નરહરિ શાસ્ત્રી છે, ત્યાં કાગળ લખીને કાવ્યવિનોદની ચોપડીઓ મંગાવો તો તમને હું કંઇક સંસ્કૃત શીખવું.'

'હાજી, તે પણ આજે લખી દઇશું' નગીનલાલ બોલ્યા. આ પ્રમાણે શ્રીશુકદેવજીના મંદીરમાં શ્રીશુકદેવ પાઠશાળા જેવું કરવાને તેઓ બહુજ ઉત્સુક હતા, પણ ગ્રામ્ય પ્રજા એમના આવા મનોરથો પૂરવાને અસમર્થ હતી. મૂળ તો ભાવ ભક્તિ અને તેમાં ભાષા પણ જાડી એટલે આવા ગ્રન્થની ભાષા અને વ્યાકરણ વિગેરેની કડા-

ફૂટમાં પણ કોણ પડે? છતાં ગુરૂદેવને જે અધિકારી દેખાતું તેના મોઢા આગળ વાંચવું અને સંભળાવવું એ ઘણું ગમતું. ગમે તેવા વિદ્વાન્ હોય પણ એમની ભાષાના સરળ અર્થ અને જુક્તિ જોઇને સૌ કોઇને આનંદ થતો. આ રીતે ભારેમાં ભારે અને ઉંચામાં ઉંચું તત્ત્વજ્ઞાન તેમની વાણીમાં સહેલામાં સહેલું થઇ જતું-શ્રુતિના અર્થો અને પુરાણનાં વ્યાખ્યાનો અણિશુદ્ધ અર્થથી તેઓ ગામડીયા ભાષામાં કરતા એજ તેમની ઉત્તમતા હતી. 'જલે વિષ્ણુઃ સ્થલે વિષ્ણુઃ' એ શ્લોકને સમજાવતાં તેઓ 'આસપાસ આકાશમાં અંતરમાં આભાસ' વિગેરે બોલતા અને **'स एव सर्वेश्वरः सर्वान्तर्यामी'** વગેરે શ્લોકને પણ તેઓ ઉપલી કવિતાના રૂપમાંજ બોલતા. પ્રભુના સ્વરૂપ વિનાની વાત તેમની પાસે ન હતી. 'આ દેખાય છે તે **વિષય** છે, તેને ગ્રહણ કરનાર **ઇન્દ્રિયો** છે. ઇન્દ્રિયો ઉપર **મન** છે, મનની ઉપર **બુદ્ધિ** છે અને બુદ્ધિ ઉપર **આત્મા** છે.'

'વિષયો—**અ**કાર; ઇન્દ્રિયો—**ઉ**કાર; મન—**મ**કાર; બુદ્ધિ—**અર્દ્ધમાત્રા;** આત્મા—**બિન્દુ;** આ આખું જગત્ ૐકાર રૂપજ છે. આ રીતે ૐકારજ સર્વશ્રેષ્ઠ છે.'

'જળથી આકાર પામેલી વસ્તુ **બ્રહ્મારૂપ** છે.
વાયુથી રક્ષાયલી વસ્તુ **વિષ્ણુરૂપ** છે.
અગ્નિથી રૂપને પ્રાપ્ત વસ્તુ **મહાદેવરૂપ** છે.
નામાદિને પ્રાપ્ત વસ્તુ **માયારૂપ** છે.
અસ્તિત્વને પ્રાપ્ત વસ્તુ **બ્રહ્મરૂપ** છે.'

'વિષયો આકારવાળા છે માટે તે **अकार** સ્વરૂપ બ્રહ્મારૂપ છે. ઇન્દ્રિયોથી તેનો ઉપયોગ થઇ વ્યવસ્થિત થાય છે માટે

તે उकार રૂપ વિષ્ણુ રૂપ છે. મનથી તેનો ઉપયોગ અથવા નાશ થાય માટે તે मकार રૂપ મહેશ્વર છે, બુદ્ધિથી તેનું સ્વરૂપ ઓળખાય છે માટે તે ◡ અર્ધમાત્રા રૂપ મહા માયા છે. આત્માથી તેનું હોવાપણું अस्तित्व છે માટે • બિન્દુરૂપ પરબ્રહ્મ છે **'આ રીતે દેહ ૐકાર જુદા નથી.'** પોતાના દેહમાં ૐકારનું કેમ ધ્યાન કરવું તેને માટે તેઓ કહેતાઃ-આ જે મસ્તક છે-તાળવું ત્યાં • બિન્દુ છે-કંઠ છે ત્યાં ◡ અર્ધમાત્રા છે.—હૃદય, નાભિ, અને લિંગ સુધી अ उ म् રૂપ ૩ છે. છેવટનું ચક્ર તે ◡◠ અલ્લાયો છે. આ દેહમાં ૐનું ધ્યાન ધરવું. આ રીતે ખટ્‌ચક્ર અને તેનું તાત્પર્ય, તેમાં બિરાજતા દેવમાં બિલકુલ ભેદ ન આવે તેમ સમજાવતા. જે જેવું શીખવા આવે તેને તે મળતું. ખટ્‌ચક્રની ધારણામાં પણ એવુંજ છે.

**ચક્રો**- મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધિ, આજ્ઞા
**દ્વાર**- ગુદાદ્વાર, લિંગદ્વાર, નાભિદ્વાર, હૃદયદ્વાર, કંઠદ્વાર, મસ્તકદ્વાર
**દેવ**- ગણપતિ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, માયા, બ્રહ્મ
ૐસંજ્ઞારૂપ- ◡◠ अ उ म् ◡ •

ૐ

શરીરો-સેળભેળ, સ્થૂલ, સૂક્ષ્મ. કારણ, મહાકારણ, કારણાતીત

અવસ્થા-સેળભેળ, જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યા, તુર્યાતીત

કોશ-સેળભેળ, અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય

સમષ્ટિદેવ-સેળભેળ, વિરાટ્, હિરણ્યગર્ભ, ઈશ્વર, પરબ્રહ્મ સ્વરૂપ. સત્તા સામાન્ય

વ્યષ્ટિદેવ-સેળભેળ, વિશ્વ, તૈજસ્, પ્રાજ્ઞ, જ્ઞાનસ્વરૂપ, ઐક્યસ્વરૂપ

ભોગ-સેળભેળ, સ્થૂલભોગ, માનસિક, આનંદમય, આનંદ, અનુભવ

ઉપર જે ભેળસેળ શબ્દ છે તેમાં ભૂલાવામાં પડવું નહિ કારણ જગત વ્યાપાર કોઈ સ્થૂલ સૂક્ષ્મ ગમે તેવા વ્યષ્ટિ સમષ્ટિ રૂપ ચાલ્યાજ કરે છે—

આ રીતે શ્રીગુરૂદેવે બતાવેલા ધ્યાનના પ્રકાર જાણી ઘણાય સાધકો સત્પંથે વળ્યા છે. સાધનાના રસ્તામાં જતાં ઉપલા બનાવો ધ્યાનમાં લેવાજ પડે છે અને તે બને છેજ. આગળથી લખી દીધા છે તે સમજવાને માટે; માટે એ તો સમજીને અનુભવવા જોઇએ. કેવલ પાંડિત્યથી તેનો ઉપયોગ થઇ શકતો નથી.

'હરિજનો! જુઓ આ જગતમાં બે વસ્તુ છે-ખાવું અથવા પીરસવું. કયાં તો પાધરા પાધરા ખાઓ કયાં તો પાધરા પાધરા પીરસો. નકામી ચર્ચા નહિ કરો, નકામા નદીનાં મૂળીયાં નહિ શોધો. આ માણસ ડૂબે છે તે શું ડૂબતા ડૂબતા એમ પૂછવાનો છે કે 'એઇલા એ આ નદી ક્યાંથી કયા પર્વતમાંથી નીકળે છે?' તે તો ગભરાયલો નદીને પાર જવાજ મહેનત કરશે; તેમ તમે સંસાર સમુદ્રમાં ડૂબી રહ્યાં છો તો હવે નકામા વિતંડાવાદ મૂકી અને તર્ક મૂકી નીકળવાની મહેનત કરો. આ નથી ખવાતું નથી પીરસાતું. માત્ર અબોટીયું પહેરીને મહાલવું છે. આ મહારાજે આમ કહ્યું, પેલા મહારાજે બીજુંજ કહ્યું, એવી નમાલી ચર્ચાથી કંઇ વળશે નહિ. વળશે માત્ર મન મુકીને સાધન ભજન કરવાથી. વળી તેઓ ચરૂને ચંપાણનો દાખલો આપતા:—

પેલા બજારમાં ચરૂ વેચવા આવે છે તેમાં બૂમ પાડે છે કે 'ચરૂ લ્યો રે ચરૂ, પાણી ઉનું કરવાનો ચરૂ લ્યો

રે ચરૂ’!! જે ચરૂ લે તેને ચંપાણુ લેવાનુંજ છે એમ નહિ સમજનાર કહે કે ‘ભાઇ, ચરૂની કિંમત શું?’ તો તે કહે ‘ચાર રૂપીયા.’ પછી પેલો કહે કે ‘ભાઇ, આ ચંપાણુની કિંમત ઓછી કરીને કહે,’ ત્યારે તે કહેશે કે ‘નાભાઈ, એ તો ચરૂ સાથેજ ચંપાણુ લેવું પડે.’ તેમ તમારૂં મૂળ સ્વરૂપ છે તેની સાથે દેહ તો રહેવાનોજ. તમે દેહને જુદો પાડીને આત્મા માંગશો તો તે કેમ કરીને મળવાનો છે? એ તો દેહ અને આત્મા મળીનેજ જીવ થયો છે. ચોખો અને દાળ મળીનેજ ખીચડી થઇ છે. ચોખો એ પુરૂષ અને દાળ એ પ્રકૃતિ મળીનેજ જીવ થાય છે, પણ એ બન્નેનો વિવેક કરવાનો છે. ચોખાને ઓળખવા જોઇએ અને દાળને પણ ઓળખવી જોઇએ. બન્નેને જુદા જુદા કરીને જાણુવાના છે, દાળને દાળમાં ને ચોખાને ચોખામાં વિવેકથી સત્ય અસત્યના વિચારથી નાખી દેવાના છે, તોજ જીવપણું જતું રહેશે.

એક હતો ચકલો અને એક હતી ચકલી. ચકલો લાવ્યો ચોખાનો દાણો ને ચકલી લાવી દાળનો દાણો. બન્નેએ મળી ખીચડી કરી.

‘ચકલો પુરૂષ, ચકલી પ્રકૃતિ’ બન્નેએ મળી ‘જીવ’ પેદા કર્યો.

બાકી મૂળમાં તો ‘રાધિકા કૃષ્ણુ ને કૃષ્ણુ રાધા વિષે, રાધિકા કૃષ્ણુને એક જાણો.’

પુરૂષનીજ પ્રકૃતિ. એજ મૂળ છે, મૂળનુંજ થડ છે, થડને મૂળીયાં જુદાં નથી; એમ એકજ પરબ્રહ્મ પરમાત્મા

છે પણ વ્યવહારમાં જાણવાને માટે વિવેક કરવો જોઇએ. એ વિવેકજ ખરૂં ખોટું સમજાવે છે અને •ખરામાં લઈ જાય છે.

લાકડામાં અગ્નિ છે પણ અગ્નિ કંઇ લાકડાથી જુદો છે? દરીયામાં તરંગ છે પણ તરંગ કંઇ દરીયાથી જુદા છે? અગ્નિમાં તણખા છે પણ તણખા કંઈ અગ્નિથી જુદા છે? પાણીમાં તાડાશ છે તે તાડાશ કંઇ પાણીથી જુદી છે? મરચામાં તીખાશ છે પણ તીખાશ મરચાંથી કંઈ જુદી છે? પુષ્પમાં વાસ છે પણ પુષ્પથી તે કંઇ જુદી છે? એ રીતે, 'પુષ્પમાં વાસ વસે છે જેવો, અનુરે લવીઓ આતમતત્વ વિચારો.' અરે હરિજનો! ચેતો ચેતો!

'રહેવેગા ગફલત તો ખાવેગા માર, હરદમ તું યાદ કર બંદા હોજા હોશિયાર'! ગફલતોમાં રહેવાથી 'નો નીર નો તીર' એવો ઘાટ થશે. એ તો પછી પેલી કપુર કાકી જેવો ઘાટ છે.

પેલા કપુરકાકી હતા. તે બિચારા દરરોજ નદીએ ધોવા જાય. એક દિવસ એવો બનાવ બન્યો કે નદીમાં એક મહોરથી ભરેલી તાંબડી તરતી તરતી આવતી હતી. એટલામાં એક જુવાળ આવ્યો કેની તે કિનારે પેલી તાંબડી આવી. કપુરકાકીનો હરખ તો માય નહિ તેણે આસપાસ જોઇ પોતાની પાસે એક ધોવામાં પીછોડી હતી તે તાંબડી પર છાનામાના ઢાંકી દીધી! વહેલા વહેલા ઘેર જવાને લુગડાં ધોવા માંડયાં; એટલામાં એક જુવાળ એવો આવ્યો કે પેલી તાંબડી ને પીછોડી બન્ને તણાઇ ગયા. કપુરકાકી તો પાછું ફરીને જુએ છે તો તાંબડી અને પીછોડી ન મળે! એટલે તો તેની નજરે તાંબડી ને પીછોડી પાણીમાં સાથે

તણાતાં દેખાયાં. ડોસીનું મગજ ચસ્કી ગયું. તે તો બૂમો પાડવા મંડ્યા....'હાય....હાય....જતી ગઈ ને લેતી ગઈ'.... 'હાય–હાય જતી ગઈ ને લેતી ગઈ.....' પેલી બીજી પાડોશણોને તો એમ થયું કે કપુરકાકીને આ એકાએક શું થઇ આઇવું ! તે તો તેને વળીવળીને પૂછવા લાગી; 'કાકીજી શું થયું ?' 'કાકીજી શુ થયું ?' પણ ડોસીની તો ડાગળીજ ચસ્કી ગઇ હતી. તે તો એમ બોલ્યા કરે કે કે 'હાય હાય જતી ગઇ ને લેતી ગઇ' 'હાય હાય જતી રહીને લેતી ગઇ!' આ રીતેનો ઘાટ નહિ થાય તેને માટે ચેતો ચેતો;

ચેતે તો ચેતાવું તુજનેરે પામર પ્રાણી,
હજી હાથમાં છે બાજી કરી લે પ્રભુને રાજી....

એમ કહી તેઓ વારંવાર 'નો નીરં નો તીરં,' કહીને ચેતાવતા.

આ રીતે શ્રીદિવ્યજ્યોતીના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો પ્રસંગ ૧૧ મો સમ્પૂર્ણ.

——:o:——

(૧૨)

જે વખતે કાવ્યવિનોદ અને શ્રીશંકરાચાર્યનાં દ્વિરત્ન ને પંચરત્ન નામનાં પુસ્તકો આવ્યાં તે વખતે વિવેકચૂડામણિનું વાંચન મેં, નગીનલાલ, તારાબેન, મોતી-

બેન વિગેરેએ શરૂ કર્યું. શ્રીગુરૂદેવ હંમેશ તેના પર પ્રવચન કરે ને અમે સાંભળીએ, તેમાં વૈરાગ્યનું વિવેચન તેઓ એવી રીતે કરતા કે આપણને સહજજ દેહ ઉપર કંટાળો આવે—હાડકાં માંસ ચામડાં મેદ મજ્જા સપ્ત ધાતુ વિગેરેનું વર્ણન તેઓ આબેહૂબ કરતા કે જેથી મારો દેહ મારૂં શરીર એનાપર ખરેખરો કંટાળો આવે અને વાસ્તવિક હું કોણ? મારૂં કર્તવ્ય શું? હું કયાં જઇશ? વિગેરે વાતોનું સ્પષ્ટીકરણ એવી રીતે કરતા કે જેથી મનમાં જ્ઞાન પેદા થઇ જતું.

પ્રભુ તો સત્તા સામાન્ય રૂપે વ્યાપી રહ્યો છે. જેવી રીતે પંચમજ્યોર્જ વિલાયતમાં છે છતાં અહીં તેની સત્તા કેટલી છે? એવી રીતે '**सत्तामात्रं केवलविज्ञानमजं सत्।**' સત્તા રૂપે તે દરેક પ્રાણીપદાર્થમાં છે. આ દેહ છે તે કોડીયું છે. આયુષ્યરૂપી તેલ અને બુદ્ધિરૂપી દીવેટ, તેના ઉપર આત્મ સ્વરૂપે તે જ્યોતિર્મય પ્રકાશે છે. ધ્યાન કરો તો એ જ્યોતિનુંજ કરો. અંદર જ્યોતિ ઝળઝળાયમાન બિમ્બાયમાન થઇ રહી છે. એનો પ્રકાશજ અણુઅણુમાં વ્યાપી રહ્યો છે. જેવી રીતે આ ગુબ્બારો સળગે છે અને તેનુંજ તેજ આખા મંદીરમાં પ્રકાશી રહ્યું છે; જેવી રીતે સૂર્યનારાયણ પ્રકાશે છે અને આખા વિશ્વમાં તેનું તેજ વ્યાપી રહ્યું છે, એ તેજ અને ગુબ્બારો સૂર્યનારાયણ જુદા નથી, તેવીજ રીતે પુરૂષ અને પ્રકૃતિ જુદા નથી, તેવીજ રીતે પરમેશ્વર જગતમાં પ્રકાશી રહ્યો છે. છતાં વિવેકને ખાતર શાસ્ત્રકારોએ જીવ જીવના ભેદ, જીવ ઇશ્વરના ભેદ, ઇશ્વર માયાના ભેદ અને માયા બ્રહ્મના ભેદ પાડેલા છે, બાકી "જીવ ઇશ્વિર ને માયા તેનો જુગતે

જાણ્યો ભેદ. નેહ અક્ષરથી અક્ષર નીકળ્યા નીકળ્યા ચારે વેદ." એક માણસ તમારે ત્યાં આવે અને સાંકળ ખખડાવે ત્યારે તમે પૂછશો 'કોણ?'

પેલો માણસ જવાબ આપશે 'કોઇ નહિ.' આપણે ફરી પૂછીશું. 'કોઇ નહિ તે કોણ?'

ત્યારે પેલો કહે, 'એ તો હું' એમ કહે ને આપણને ઓળખાય તો ઠીક, નહિ તો પાછો સવાલ પૂછશો કે :– અલ્યા 'હું હું કહે છે તે નામ બોલને, નહિ તો હું ઉઘાડનાર નથી.' ત્યારે તે હસતો હસતો કહેશે, 'એ તો હું મગનલાલ'....આપણે તદ્દન ઓળખી લઇએ એટલે વ્હેલા વ્હેલા 'ઓહો મગનલાલ! આવો આવો —માફ કરજો, મેં તમને ઓળખ્યા નહિ.' આ રીતે મૂળમાં કંઇ જ ન હતું પછીથી હું થયું અને પછી નામ પડયું. મૂળમાં તો અસ્તિત્વ છે છે ને છેજ, નહિ તો સાંકળ ખખડેજ શાની! પણ સાંકળ ખખડાવનારને આપણે ન ઓળખવાથી મનથી વિચાર કરીએ છીએ ત્યારે એમ સમજાય છે કે જાણે કંઇજ નથી. એ કંઇજ નથી એ વિચારને માયા કહે છે પણ એટલેથી સંતોષ ન થતાં પાછા વિચાર કરીએ ત્યારે જણાય છે કે 'હું' 'હું'- 'એને ઇશ્વર કહે છે.' એમ કરીને ડોલવા મંડીએ છીએ તોપણ બરોબર બોલી શકતા નથી. પછી છેવટે એવું જણાય છે કે 'હાં હાં એ તો મગનલાલ' એમ સમજાય છે તેને જીવ કહે છે. આ રીતે 'જીવ ઇશ્વર ને માયા તેનો જુગતે જાણ્યો ભેદ' 'નેહ અક્ષરથી અક્ષર નીકળ્યા નીકળ્યા ચારે વેદ,'

'આનંદ તો થયો સંશય ગયો, સદ્‌ગુરૂના શબ્દથી મેં આતમા લહ્યો.'

શ્રીસદ્‌ગુરૂદેવની આ વાગ્ધારા હંમેશ અખંડજ ચાલતી. આખી ચરાચર સૃષ્ટિમાં પંચતત્ત્વ વ્યાપી રહ્યાં છે, તે જાણવા ઉપરાંત દરેક વસ્તુમાં જીવ, જગત ઇશ્વર, બ્રહ્મ અને માયા તેને દેખાડવા તેઓ હરકોઈ વસ્તુ પાસે પડેલી હોય તેને હાથમાં લઇને પૂછતા—'હીરાલાલ, આ વસ્તુમાં જીવ, જગત. ઈશ્વર, માયા, અને બ્રહ્મ બતાવશો? બહુ થાય તો અમે એમ કહેતા, 'પ્રભુ આ નામ રૂપ ને ગુણવાળી વસ્તુ જીવ છે તે.' એટલું કહીને અટકી જતા. ત્યારે 'શાબાશ, શાબાશ,' કહીને તેઓજ હસતા હસતા અમારૂં કહ્યું કબૂલ રાખીને કહેતા, 'બરોબર છે.' આ વાડકી છે તેના **પ્રત્યેક પરમાણુ જીવ છે.** એ પરમાણુનો **જથ્થો** છે તે **જગત** છે. એ પરમાણુના જથ્થાવાળી **વસ્તુને જોડી** રાખે છે તે **ઈશ્વર** છે. એના ઉપર વાડકી **નામ** છે તે **માયા** અને એ **છે છે છે** અસ્તિત્વ વાડકીનું હોવાપણું **બ્રહ્મ** છે. આવી રીતે દરેક વાતને પરંપરામાં ગોઠવી સમજાવવાની કારીગીરી શ્રીગુરૂદેવમાંજ હતી. પંડિતો ચોપડા લઈ વાંચવા બેસે—શાસ્ત્ર વિરૂદ્ધ એક પણ દૃષ્ટાંત અનુભવનું આવડે નહિ અને વાણી કંટાળા ભરેલી અને કઠોર લાગે એ અમને પ્રત્યક્ષ અનુભવ છે. જે વાણીમાં અનુભવ વધારે અને એ અનુભવને શાસ્ત્ર અનુસરે તેનેજ પરાવાણી કહે છે.

'વેદ હમારા ભેદ હૈ હમ વેદનકી માંહી,
જો વસ્તુ હમમેં રમ રહી સો વેદનમેં નાહિ.'

**'त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन।'**

આ રીતે ત્રણ ગુણમાં રમી રહેલી વાણી તેનું રહસ્ય સમજાવી શકતી નથી. પેલાં માબાપ હોય છે તે છોકરા છોકરીને પરણાવે છે; પછી મુરત જોઈ છોકરા છોકરીને એકાંતમાં પથારી કરી આપે છે; પછીથી મેળાપ વખતે શું કરવાનું તે માબાપ બતાવતાં નથી એ તો છોકરા છોકરીએજ સમજવાનું છે. તેમ શાસ્ત્ર પુરાણ વેદ તો તમને અંતઃપુરની બધી વ્યવસ્થા કરી આપે છે, પણ સાક્ષાત્કાર અનુભવ કરવો તે તમારૂં કામ છે. અમે ગુરૂ પણ શાખાચન્દ્રન્યાયે ચન્દ્ર બતાવી આપીએ છીએ. **હાથ ઝાલીને પ્રભુને બતાવી આપીએ** પણ તેને ઓળખવો તમારૂં કામ છે. ચિત્રકૂટ પર રામચન્દ્રજી બે વખત આવ્યા પણ તુલસીદાસજીએ ઓળખ્યા નહિ—છેવટે ગુરૂકૃપા હતી તો ઓળખ્યા ત્યારેજ—

'ચિત્રકૂટકે ઘાટપે, ભયી સન્તનકી ભીડ;
તુલસીદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર'
માટે એ કેવો? તો જગ જેવડો!

× ×

મુંગો મિસરી ખાય મુસક મુસક મલકાય,

× ×

આ રીતે 'પ્રભુ ઓળખ્યાની એહી નિશાની દુજાહી ભરમ મીટાયા.' પેલા કહે છે ને કે;

'જેરે રમે ઢીંગલે પોટલે તે, મેરમને શું જાણે રે!!
સાચા ધણીની હોય પ્રીતડી, તે સુખમાં નિશ્ચય મ્હાલે રે'

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો બારમો પ્રસંગ સમ્પૂર્ણ થયો.

(૧૩)

'મેરા હીરા હીરાયા કચરેમેં, કોઇ પાંચ પચીસકે ઝઘરેમેં.'

એ પાંચ એટલે પંચભૂત અને પચ્ચીસ એટલે પચ્ચીસ તત્ત્વવાળી પ્રકૃતિ. એ પ્રકૃતિ કઇ ? પંચકર્મેન્દ્રિય, પંચજ્ઞાનેન્દ્રિય, પંચપ્રાણ, પંચતન્માત્રા, પંચવિષય, ચાર અંતઃકરણ અને એક આત્મા (પ્રથમ સ્ફૂરણ); પંચ કર્મેન્દ્રિય એટલે બહાર કામ કરનારી ઇન્દ્રિઓ–વાણી, હાથ, પગ, ઉપસ્થ ને ગુદા; પંચજ્ઞાનેદ્રિય એટલે કાન, ત્વચા ચામડી, આંખ, જીભ અને નાક; પંચપ્રાણ એટલે–પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન; પંચતન્માત્રા (પંચવિષય) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ; ચાર અંતઃકરણ એટલે–મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર; આત્મા–પ્રથમ સ્ફૂરણ.

—આ રીતે—આટલા પડની નીચે મારો હીરો એટલે સ્વરૂપ ઢંકાયું છે. એને નિરાવરણ કરવાને ગાયત્રી છે તેનો મન્ત્ર ચોવીસ અક્ષરનો છે.

**ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्।**

—એને ગાયત્રી કહે છે. એના શબ્દે શબ્દે ઉપર બતાવેલાં તત્ત્વોને ભેદવાની શક્તિ છે–વેદ ધર્મ પ્રમાણે ઉપરોક્ત મન્ત્ર ઉપનયન સંસ્કારવાળા દ્વિજને જપવાનો અધિકાર છે. દ્વિજ એટલે જન્મ સંસ્કાર–ઉપનયન સંસ્કાર. સંસારમાં જન્મ સંસ્કાર અને ધર્મમાં ઉપનયન સંસ્કાર એ બે જન્મ છે એટલે બે વખત જે જન્મે છે તેને દ્વિજ

કહે છે. હાલમાં ચાલુ જમાનામાં ઉપનયન સંસ્કાર વાણીયા વિગેરે કરતા નથી, ત્યારે તેઓ કોઇ ગુરૂની કંઠી બાંધે છે તેને બીજો જન્મ કહે છે. એ દ્વિજને ગાયત્રીનો અધિકાર છે, પણ આપણે એ અધરામણમાં પડતા નથી. આપણે તો શ્રીશુકદેવજીની આજ્ઞા પ્રમાણે ચાલીએ છીએ. આપણા મન્ત્રમાં કોઈ દેવદેવી કે શાસ્ત્રનો બાધજ નથી આવતો. વળી આપણા શ્રીશુકદેવજીના મન્ત્રમાં શ્રીશુકદેવજીનું નામ સુદ્ધાંત નથી પણ શ્રીશુકદેવજીનું સ્વરૂપ છે. અહીં આવનાર કેટલાક લોકો કહે છે કે 'અમે તો મહારાજનો મન્ત્ર જાણીએ છીએ. અમે ઉપદેશ લીધો નથી તેથી શું ?' આવું બોલનાર શઠ છે, સાફ્ટ છે.

'આડો કાગળ ને પારસ લોઢું નહિ ટળે રે,
પાડો માંહો ને પખાલી ફૂંખે ડામ, હુડીઓ કાઢે રે
હરિ તમને નહિ મળે રે.....'

એમ અંતરમાં ભેદ રાખી ભક્તિ કરનારને સાચી વસ્તુ મળતી નથી. કોણ ગુરૂ છે? હું ગુરૂ છું? કોણ ગુરૂ છે? ગુરૂ તો શ્રીસદ્‌ગુરૂ શુકદેવજી છે, જેણે શ્રીશંકર ભગવાન કનેથી અમર મન્ત્ર સાંભળ્યો છે.

÷ * ÷

અરે સ્વતન્ત્ર સ્વતન્ત્ર કરીને સ્વતન્ત્ર થવાના નથી. 'સ્વતન્ત્ર' બોલનાર કઇ રીતે સ્વતન્ત્ર છે? અરે બંડલ બંધાશે તોજ પારસલ થઇ ધારી જગ્યાએ જવાશે. આવા શબ્દો મનમુખીજ બોલે છે. ગુરૂમુખી બોલેજ નહિ.

'ભેદ જેણે જાણ્યો રે, તે તો ખરો તરત બન્યો.'

ભેદ જાણ્યા વિનાની વાતો કરનારના હાથમાં ધૂમાડાના બાચકા આવે છે. એમ મોઢેથી શ્રદ્ધા ભક્તિ વિનાનો જપેલો મંત્ર ફળતો નથી. અરે! એ મંત્ર કયારે ફળે છે? જેનો મંત્ર જપે છે તેના પર સમ્પૂર્ણ ભક્તિ અને શ્રદ્ધા હોય ત્યારે. આ તો ચરૂ અને ચંપાણમાં ભેદ પડયો— લાકડાને અગ્નિમાં ભેદ પડયો. એ કેમ કરીને નુગરો પાર ઉતરશે ?

"ગુરૂ તો ઐસા ચાહીએ, શિષ્યસે કછુ ન લેત;
શિષ્ય તો ઐસા ચાહીએ, ગુરૂકુ સબ કૂછ દેત."

આ તો 'હું હું' પાણાનો ભાર તો ઉતારવો નથી અને અમે તો બા જાણીએ છીએ. ગુરૂ ઉપદેશ લીધે શું વધારે છે? અરે! એ બધા મનસુખીનાજ ચાળા છે. એ તો બધી મનની ચાલાકી; હા...ચાલાકી છે.... ચિત્તની ચોરી છે.

'લોભી ગુરૂ ને લંપટ ચેલા, દોનો ખેલે દાવ;—
વો કૈસે પાર ઉતરે, બૈઠે પત્થરકે નાવ.'—

એવા ગુરૂ અને શિષ્ય કરતાં એવા ગુરૂએ નહિ અને એવા ચેલાએ નહિ, એમ હોય તોજ સારૂં.

અરે! આ તો હડહડતો કળિજુગ આવ્યો છે....એમાં શ્રદ્ધા સમ્પત્તિ રહેવાની નથી. કોણ કોના પર શ્રદ્ધા રાખે! મહાકાળી, મહાસરસ્વતી, અને મહાલક્ષ્મી નાચવા નીકળી છે. મહાકાળીએ એવો પ્રભાવ બતાવ્યો છે, કે ટપ દઈને માણસ મરી જાય...એટલે એવું બનવા લાગ્યું કે ભાઇ એ તો મરી ગયા પણ ખાઇલ્યોને ખાધા વિના ચાલવાનું છે? પછી સૌ થઇ રહેશે. આ રીતે નાચવા નીકળેલા મહાકાળી સ્નેહને ખાઇ ગયા. મહાસરસ્વતીનો પરચો

એવો છે કે જ્યાં જોઈએ ત્યાં બી. એ. ને ગ્રેજ્યુએટ મુંબઈનાં ઢેફાંની પેઠે ભણેલાં જડી આવે. એને પરતાપે અસલ જે વિદ્યાવાળાં ભણેલાંનાં માન હતાં તે છાપખાનાઓ થવાથી અને ભણેલાં વધવાથી વિદ્યાની કિમ્મત ઓછી થઇ ગઇ, એટલે મહાસરસ્વતી શ્રદ્ધા ચરી ગયા. મહાલક્ષ્મીનો ચમત્કાર એવો છે કે પહેલાં તો એક પૈસો કેમ થતો! કેટલી વિશે એક પૈસો મળતો. એ આખો દહાડો દળી દળીને થાકે એટલે ચાર પૈસા માણુ માણુ દેખતા. આ તો હાલતાં ચાલતાં રૂપીયા ને ગેણી. પછી પૂછવુંજ શું ? એનું પરિણામ એ આવ્યું કે સંપ જેવી વસ્તુજ નહિ ! તું મોટો તો તારા ઘરનો મોટો. આ રીતે સ્નેહ, શ્રદ્ધા, અને સંપ કળજુગમાં નાશ પામ્યા, સાપ વિછુના મન્ત્રો વહેલા ફળવા લાગ્યા. ચમત્કારને પરચામાં દુનીયા ડૂબી ગઇ. હાથ વેંત ઉંચા ચાલતા આવનાર પાખંડીઓ પૂજાવા લાગ્યા. સત્યની કિમ્મત ઘટી ગઇ અને શુદ્ધ મન્ત્રોના સાધનાર ઓછા થઈ ગયા. હવે તો ઢોંગી ધૂતારાજ ફાવવા લાગ્યા છે. એવા વખતમાં તમારા જેવા શ્રદ્ધાળુ હરિજનો ભક્તિ ભજન કરો છો એ શું ઓછું છે? તમેજ સાચું સમજ્યા છો, એજ શ્રીશુકદેવજીની તમારા પર કૃપા સમજો.

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો પ્રસંગ તેરમો સમ્પૂર્ણ થયો.

——:o:——

(૧૪)

જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ પ્રગટ પુરૂષની વાતો યાદ આવતી જાય છે અને આનંદમાં વૃદ્ધિ થતી જાય છે. શ્રીગુરૂદેવ કહેતા હતા 'હરિજનો ! પ્રગટ પુરૂષને જોયા વિના ચાલવાનું નથી.....કદાચ તમે તેના દર્શન કરશો તો પણ તેની માયા તરવી અઘરી છે. તે તો **मम माया दुरत्यया**–માટેજ કહું છું કેઃ—

'પ્રગટ પુરૂષની ભુજવી વાણી, સમસ્યામાં સન્ત બતાવે એંધાણી;
પળમાં ભેટાડે પુરૂષ પુરાણી તો, તનમનધન તેને અરપીએ રે'.

આ રીતેનો જે નિશ્ચય કરશે તેના ત્રિવિધિ તાપ જતા રહેશે. તમને ખબર નથી....ખબર નથી. લોકો કહે છે, કે બહુ ભજન કરીએ તો ગાંડા થઇ જવાય, પણ ભક્તિની ડીચ દીઠી નથી ડીચ. ચૈતન્ય પરમાત્માનું સ્મરણ કરવાથી કદીપણ અચેતન ગાંડા થઈ જવાતું નથી. એકલો પ્રારબ્ધવાળો માણુસ કરી કરીને કેટલું કરશે ? કરવાવાળો તો કરશે, પણ કંઇ દેવની કૃપા સહાયતા હશે તો આડફેંટ જતો અટકી જશે માટે આ માયાની ઘાણીના બેલ મટી કંઇક હરિજનની ગણત્રીમાં આવો. પશુઓમાં અને માણુસમાં શું ફેર છે જાણો છો ?
**॥ आहारनिद्राभयमैथुनं च सामान्यमेतत् पशुभिर्नराणाम् ॥**
તો ખાવું—ઉંઘવું—ભયપામવું—અને છોકરાં પેદા કરવાં એમાં કયા મોટા પુરૂષાર્થની જરૂર છે વારૂ? અરે ! પુરૂષાર્થ તો તેનું નામ, કે કંઇ દાન છે, ધરમ છે, સન્ત પુરૂષની સેવા છે, શાસ્ત્રનું વાચન છે. આતો સવારમાં ઉઠવું કે ડાચો લઇને દાતણુ ચાવવું, ન્હાવું કે બોરકેરીના અથા-

ણુંની પેઠે ઠાકોરજીને ધોઇ નાંખી બેસાડવા, મન વગરની માળા ફેરવવી, ઓ ઢીકારે હે હે હે હે એમ છોકરાંના મોઢા આગળ નાચવું, વેપાર ડોળવો, ખાધું કે પાછું બપોરે જરા આરામ કરવો, સાંજ પડે કે દુકાનેથી ઘેર આવવું, પાછું ખાઇને સુઈ જવું, આનું નામ ખટ્‌કર્મ. અરે! પુરૂષો તો પતંગ જેવા છે. સ્ત્રી રૂપી દોરો જેમ ગોથ ખવડાવે તેમ ખાય; જેમ નચાવે તેમ નાચે, અરે! એ તો પેલા કહે છે કેઃ—'કનકને કામિની આડી ચોકી રામની, રામની રમતમાં તેજ લૂંટે; વૈરાગ્યના પદને વિઘ્ન આડાં ઘણાં કઠિણ મન કામના કોક જીતે.'

'જનની જણજે તો ભક્ત જન, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી મત ગુમાવીશ નૂર.'

ભક્તિ ભક્તિ શું કરો છો? ભક્તિ કંઇ આપણા બાપની નથી. એતો મારા પ્રભુની છે. એની કૃપા થાય તોજ ભક્તિ કરી શકાય, પણ કોને ભક્તિ કરવી છે! કરવું છે 'સોળપંચા પંચાશી' અરે! જૈસા કરેગા વૈસા પાવેગા. ખા ગયા સો ખો ગયા, દે ગયા સો લે ગયા. તો પછી મનુષ્ય દેહ મળ્યો છે તો કંઇક કરીલો–કરીલો. 'કાયા માયારે ત્હારી, કારમી દીસે વ્હાલા.'

આમ ઘાટ છે. અરે! આપણને વૈરાગ્યજ કયાં થાય છે! ખાધા પછી એમજ થાય છે હવે ખાવુંજ નથી. સંસારને અન્તે પણ એમજ થાય છે કે હવે આમ નહિ કરવું અને માણસ મરી જાય છે અને શ્મસાનમાં બાળવા જાય છે, ત્યાંથી વૈરાગ લઇને પાછા આવે છે, કે આ દેહની આવીજ ગતિ છે, તો લડવું વઢવું શું કામનું? પણ

જોરભાઈ સમજતો નથી કે એ બધું ક્ષણિક છે. જરીવાર રહીને ભૂખ લાગવાનીજ, સંસાર ભોગવવાનાજ અને લડવા વઢવાનાજ. એ કંઈ પૂર્વ પુણ્યના ઉદયથી જ્ઞાનપૂર્વક વૈરાગ થયો છે? કે ચાલો, ભાઈ આ બધું ખોટું છે! એ તો ક્ષણિક વૈરાગ છે. સંસારીઓનાં મન એટલાં સાફૂટ થઈ ગયાં હોય છે, કે કોઈ પણ એક વાતનો ચિત્ત દઈને વિચારજ કરે નહિ. વિચાર કરે તો એટલો કરે કે મહારાજે આ વાત કહી તે ફલાણી વાત ઉપરથી કહી અને ફલાણા માણસને કહી; આપણે થોડા એવા છીએ!? માટે,

'ધન્ય ભાગ્ય તેનું રે, વૈરાગ્ય જેના મનમાં વસ્યો.'

એ રીતે પ્રભુ પરમાત્મા તો ઝાડ પર પાકેલી શાખજ છે, તેને કંઇ કંડીયામાં ઘાલી પકાવવાની નથી. તે તો ઝાડપરજ પાકેલી કેરી છે. કાચી કેરીનેજ કંડીઆમાં ઘાલીને પકાવવાની હોય છે. તો આપણે પાકા થવાને વિવેક વૈરાગ્યરૂપી કંડીયામાં વસી ઘાસરૂપી યમનિયમમાં ચાલવું જોઇએ, તોજ પાકીએ અને ખાવાને લાયક થઇએ, ત્યારે જ આપણા હૃદયમાં મીઠાશ આવે. અત્યારે આપણે તો ખાટી કેરી જેવા છીએ કોઇની સાથે વાત કરતાં પણ બોસરૂં બોસરૂં અને વાંકુ વાંકુ બોલવાના. સંસારીઓની દૃષ્ટિજ જુદી. જુઠ્ઠાને સાચો અને સાચાને જુઠ્ઠો કહે, માટેજ પાષાણ પત્થરની પૂજા કરે તેથી મહાદેવ પ્રસન્ન થઈ જવાના નથી, પણ કંઇક નિષ્કપટભાવથી ભગવાનને ભજશો તો જરૂર તમારૂં કામ થઇ જશે આ તો આ કાને સાંભળી ને પેલે કાને કાઢી નાખે? એવાઓ પત્થરના નાવમાં બેઠેલા છે તે તરવાના શી રીતે? મ્હારો પ્રભુ તો સૌમાં સરખો, અરે! કંઈ પારખ હોય તો પરખો.

ધર્મમાં પણ સિદ્ધાંતોનો મતભેદ. પેલા વૈષ્ણવો દરજીની દુકાને જાય, ત્યાં કોઈ દિવસ એમ નહિ કહે કે શિવી આપ; કારણ શિવી આપ કહે તો શિવનું નામ આવે ને? અને શિવને ભજનારા ટિલાવાળા ભગતને શુવારસિંગ તાણી કહીને ખીજવશે. મૂળ વાત તો એવી છે, કે પરબ્રહ્મ પરમાત્માને તેઓ કંઈ જાણતાજ નથી હોતા. હા, ટેક એ ઉત્તમ વસ્તુ છે. 'જેણે રાખ્યો છે ટેક તેને મળશે અલેખ;' પણ ધર્મને નામે વિતંડાવાદ શું કામ જોઈએ? પેલા આંધળા હતા તે હાથીને જોવા ગયા. એકના હાથમાં પૂંછડું આવ્યું, તે કહે કે અરે, આ તો સાવરણી જેવો દેખું! વળી બીજાના હાથમાં કાન આવ્યો, તે કહે, કે આ તો સુપડાના જેવોજ છે. ત્રીજાના હાથમાં પગ આવ્યો. તે કહે, થાંભલા જેવો છે. ચોથાનો હાથ પેટ ઉપર અડકયો, તે તો એમજ બરાડવા લાગ્યો, અરે! તમે બધાજ ખોટા છો એ તો ભીંતના જેવો છે. આ રીતે લડાઇ તો મોટી થઇ ને વધી ગઈ, પણ કરે શું? એટલામાં હાથીનો જાણકાર મહાવત આવ્યો. તેણે કહ્યું 'ભાઇ એ તો તમારા કહેવાથી તદ્દન જુદોજ છે. એ નથી સાવરણી જેવો, નથી સુપડા જેવો, નથી થાંબલા જેવો, અને નથી ભીંત જેવો. એ તો સાવરણી, સુપડું, થાંબલો, ને ભીંત ચારેને ભેગા કરો, તેવો છે.' તમે મૂળમાં તો આંધળા છો એટલે હાથીને તમે જોઇ શકતા નથી, એજ હાથીને ઓળખવામાં ખામી છે, માટે દેખતા થઇને આવો એટલે એની મેળેજ સાચી વાત જણાશે. પેલા આંધળાઓની લડાઇનું પરિણામ કંઇજ નહિ. એનું નામ કંઇજ નહિ.

આ રીતે સાચી વસ્તુની સમજ વિના આ મતપંથ ને વાડાવાળા લડતા જાય છે અને વાદવિવાદ કરતા જાય છે. એમને આંખજ નથી પછી સાચું શી રીતે જણાય ? શ્રી વલ્લભાચાર્યજીનું એમ કહેવું છે કે **हरिरेव जगद् जगदेव हरि:** શ્રી શંકરાચાર્યજીનું કહેવું એવું છે કે '**ब्रह्म सत्यं जगन्मिथ्या**' શ્રી શુકદેવજીના મત પ્રમાણે બન્ને ખરા છે પણ વાદવિવાદ ખોટા છે. 'જુઓ **આ વાડકી**' આ વાડકી જે મૂળમાં પિત્તળ છે તે નામ રૂપ ગુણથીજ વાડકી થઇ. 'જુઓ આ લોટો' એ લોટો મૂળમાં જર્મન છે, પણ નામ રૂપ અને ગુણ વડે તે લોટો થયો છે. હવે શ્રીમદ્ વલ્લભાચાર્યજી એમ કહે છે કે એ નામ રૂપ અને ગુણ મૂળ જર્મનનાંજ છે માટે તેને મિથ્યા કહી તેનો ઘાટ બગાડી નાખી લોટો નહિ કહેતાં નકામું જર્મન જર્મન નહિ કહેવું અને લોટોજ કહેવું, અને એ લોટો કંઇ જર્મનથી જુદો નથી પછી લોટાને મિથ્યા શા માટે કરી નાંખવો ? એ રીતે જે જગત પ્રભુથી જુદું નથી, બધુંજ પ્રભુરૂપ છે, પછી તેને મિથ્યા શા માટે કહેવું ? માટે જગતજ હરિરૂપ છે અને હરિજ જગતરૂપ છે.-તે કંઈ જુદા શરીરવાળો નથી. માટે જગત સત્ય અને સાકાર ઇશ્વર સાચો-

હવે શ્રીશંકરાચાર્યજી **એજ વાડકી** લઇને કહે છે. આ વાડકી મૂળમાં જો પિત્તળ છે તો આ **નામ રૂપ ગુણ** જીવે પાડેલા છે, તેમાં પ્રીતી રાખી પિત્તળને ભૂલી જઇ **નામ રૂપ ગુણમાં** એટલે વાડકીના સ્વરૂપમાં મોહ પામવું એ શા કામનું ? આ લોટો જે શુદ્ધ જર્મનનો છે તેને નહિ જોતાં માત્ર જર્મનનાં નામ રૂપ ગુણમાં એટલે લોટામાં મોહ વશ થઇ

જર્મનની બલિહારી ભૂલી જઇ અથડાયા કરવું એ શા કામનું? અને નામ રૂપને ગુણ એ ત્રણે મળીનેજ **જગત,** માટે જગત મિથ્યા અને શુદ્ધ નિરાકાર બ્રહ્મ સાચું—આવી લડાઇમાં શાસ્ત્રવાળા અને પંડિતો પોતાના આયુષ્યનો ક્રમ વૃથા ગાળે છે. આપણે તો એમજ કહીએ છીએ કે:—

**जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्।**
**तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत् सूरयः।**
**तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोऽमृषा**
**धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥**

આ રીતે આપણે તો કોઇપણ મતકૃતમાં નહિ પડતાં વિરૂદ્ધમાંશ્રય એવા પરમ સત્યરૂપ શુદ્ધ સચ્ચિદાનંદ પ્રભુનેજ માનનારા છીએ. દરેક મત પંથ કે વાડાનાં મૂળીયાં **શ્રી**હરિમાંજ છે. તો તેને ભૂલી સાકાર નિરાકારના ઝઘડામાં પડવાની જરૂર શી? એ સર્વ શક્તિમાન છે. ધારે તે કરી શકે એમ છે. તેણે જગતને ચાલવાને નિયમો બાંધી આપ્યા છે—ભક્તિ કરવાને ઓવારાઓ બાંધી આપ્યા છે પછી આપણે શા માટે નાહક લડી મરવું?

**। ईश्वरस्य द्वयं रूपं चलं चाचलमेवच ।**

ઈશ્વરનાં બે રૂપ છે. એક ચળ અને એક અચળ ચળરૂપ એટલે ચેતન=જંગમ. અચળરૂપ એટલે જગત=સ્થાવર.

હવે સમજો, બે પાંખ વિના પંખી ઉડી શકે નહિ. બે હાથ વિના તાળી પડે ખરી? એમ કહી તેઓ તાળી પાડતા. એ રીતે '**સોપાધિક**' બ્રહ્મ '**નિરુપાધિક બ્રહ્મ**' આપણે તેની લીલામાં એટલુંજ સમજીએ છીએ કે:—

તું તો ન્યારો રહીને ખેલે છે નારાયણા રે,
એક કળે સૌ જગત ચલાવે, ચમક દૃષ્ટિ જેમ લોહ ચળાવે
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દિસે ઘણા રે....
અરે એ તોઃ- કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના,
લીલા કોઇ લ્હેતું નથી, એની ભૂલવણી સોય (૨)
નટ જેમ નજરબંધી કરે, કળી શકે ન કોઈ
કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના....

આ રીતે આપણો સમ્પ્રદાય કે મત-પંથ-કે વાડો નથી. આપણો તો વિહંગમાર્ગ છે. આકાશમાં ચારે દિશા સરખી પણ દિશાનું ભાનપણું ખરૂં. પૃથ્વી પર ચીલ્લા પડે, આકાશમાં નહિ. આપણે તો મોટા પુરૂષનાં વચન એજ માર્ગ.

**श्रुतयश्च भिन्ना स्मृतयश्च भिन्ना। नैको ऋषिर्यस्य वचः प्रमाणम्॥ धर्मस्य तत्त्वं निहितं गुहायां। महाजनो येन गतः स पन्थाः॥**

આ આપણો માર્ગ છે.

આપણે નથી કોઇને કંઠી બાંધવી કે તિલક તાણવાં. દુનિયામાં જેટલા જેટલા શ્રૌતસ્માર્તસનાતનવેદધર્મને માનનારાં શાસ્ત્રો છે, તે શ્રીશુદ્ધસચ્ચિદાનંદ પ્રભુની તરફ લઈ જનારાંજ શાસ્ત્રો છે. ‘વાંકાવળીને નમો ને ગુરૂને મન ગમો.’ ‘જોતાં નાનો ને જગ જેવડો’ એવો મ્હારો વ્હાલો છે.

‘સખિરે, આરે અવસરની હું તો ગાઉં બલીહારી—
શૂન્ય શિખરની સેજે મહાસુખ પામી મારી વેળા વળી છે.’

× × ×

વ્હાલાની વાત મને લાગે વ્હાલેરી.

× × ×

આ રીતે **શ્રીશુકદેવજીનો** ડીમ ડીમ અવાજ છે, કે **कलौ केशवकीर्तनम्।** વળી શ્રીમદ્‌ભાગવતજીમાં તેમણે ઉપસંહારમાં કહ્યું છે કે,

**नामसंकीर्तनं यस्य सर्वपापप्रणाशनम् ।**
**प्रणामो दुःखशमनस्तं नमामि हरिं परम् ॥**

માટે આપણે માટે તો:-

'કલિમાં કેવલ કૃષ્ણ નામનો આધાર,
સર્વ શાસ્ત્ર વેદ જોયા નીકળ્યો એ સાર.'

વળી ભગવાને કહ્યું છે કે,

**अपि श्वपचोऽतो गरीयान् यज्जिह्वाग्रे वर्तते नाम तुभ्यम्।**

માટે શ્રીશુકદેવજીએ તો કલિયુગમાં ભવપાર જવાને નિમ્યું નામ રૂપ મોટું જહાજ. હરિજનો શું જુઓ છો? શું વિચાર કરો છો?

'હમ હમારે જાતે ચલો કોઇ આતે,
નીરભરી નદી આયી ધોયા સબ ધાગે;

જ્ઞાનીજન ન્હા ગયે તો ક્યા નીચોવે નાગે-હમ હમારે'
આ રીતે પ્રભુજીની વાણીમાં સરળતાના ઓઘ ઉતરતા હતા.

× × ×

અરે! આતો ગાડી આવી. નથી બહુવાર ઉભી રહેવાની. સ્ટેશન પર ગાડીમાં બેસવાને આવ્યા છો તો વિચાર શેનો કરો છો? લઇલો ટિકિટ ને બેસી જાઓ. કાંની કાંની શું કરો છો? કાંની કાંની શું? આંની. તમે જાણો છો? પ્રભુ તો સર્વવ્યાપક સર્વેશ્વર સર્વાન્તર્યામી છે. તેના રૂપને તમે શું ઓળખો છો? લોકો કહે છે કે માણસ તે પરમાત્મા

થઈ શકતો હશે? હું પૂછું છું ત્યારે કોણ થાય? નથી સાંભળ્યું?

પશુ ચામકી પનીયાં બને, નરકા કછુ ન હોય;
નર નરકી કરણી કરે, તો નરકા નારાયણ હોય.

તો પછી આ વાત ખોટી? અરે! દુન્યા તો એવી છે કે પ્રભુ જો ચતુર્ભુજ સ્વરૂપે દર્શન આપે તો તેને પણ ભૂત ભૂત કહીને ભગાડી મૂકે. દુન્યાના તો રંગઢંગજ જુદા. દુન્યાની જાળમાં સપડાયો તે કદી પણ માથું ઉંચું કરી શકવાનોજ નહિ. અરે, છળી મરશો છળી. પાણી માગશો અને આખી દુન્યાનું પાણી ઉછળીને તમારા ઘર પર આવશે તો ડુબી મરશો. તેને માટે તો લોટો પાણી બસ છે. આખી દુન્યાનો અગ્નિ આવશે તો ઘર મૂકીને ભાગી જશો અને રાંધવા જેટલો લાકડામાં અગ્નિ આવશે તો ખુશીથી કામ થઇ શકશે. માટે સર્વવ્યાપકમાં મોહ પામી ગુરૂ, બ્રાહ્મણ, સન્ત, સાધુમાં રહેલા શુદ્ધ સચ્ચિદાનંદની અવજ્ઞા નહિ કરો. 'એ તો મારા જેવા સાડાત્રણ હાથના દેહધારી જીવને માટેજ મને દર્શન સ્પર્શન સેવા કરવાનેજ મારા જેવડા થઇ ભૂતલ પર પધાર્યા છે.' એમ સમજશો તો ભક્તિ થઇ શકશે. તમારી જાણમાં છે કે ગાયમાંથી દૂધ નીકળે છે તે આખા શરીરમાંથી નહિ પણ આંચળમાંથીજ નીકળે છે. શીંગડાને દો'વાથી નીકળશે નહિ. હવે ગાયને શીંગડું વ્હાલું કે આંચળ અળખામણા કે આંચળ વ્હાલા કે શીંગડું અળખામણું નથી. પણ જેનું કામ તે જે કરે. માટેજ

દરેકના કામની વહેંચણી પ્રભુએ કરી છે. બધી વ્યવસ્થાસર કામની વહેંચણી કરી છે.

જપ કરવાને બ્રાહ્મણ સર્જ્યા, તપ કરવા સંન્યાસી.
વેપાર કરવાને વાણીઆ સર્જ્યા, રહી ગયા કંઇક ઉદાસી–

આ રીતે સૌ સૌના કામની વહેંચણી થઈ છે તેમાં હાથ જાણે હું પગનું અને પગ જાણે હું હાથનું કામ કરૂં તે ન થઇ શકે. તો તમને ઉપદેશ આપવાને અમને પ્રભુએ બનાવ્યા છે. હુવે અમારી અદેખાઈ કરીને વાણીયાઓ શું ગુરૂ થઈને બેસશે ? તેથી શું વળશે ? માટે જેને જેનો અધિકાર તે પ્રમાણે આચાર અને આચાર પ્રમાણેજ વિચાર આવે છે. માટે આપણો માર્ગ તો સનાતન માર્ગ છે. સનાતન માર્ગમાં ગોટાળો નહિ ચાલે. દીકરાએ બાપને માનવાજ જોઇએ. બૈરાંએ ધણીને માનવાજ જોઇએ. એમાં દેખાદેખી કરવાનીજ નહિ. કંઇ બાપની ન્યાત નથી કે ચાલો તેની સભા ભરીએ. એ તો જેને જે અધિકાર તે તેને કરવાનુંજ. તેમાં સ્વતન્ત્રતા કેવી ?

ભક્તિ ભજન કરવા તો તે સ્વતન્ત્રતા ! ચાહ પીવી તે પણ સ્વતન્ત્રતા ! ફરવા જવું તે પણ સ્વતન્ત્રતા ! અરે ! સ્વતંત્રતામાં શું વધારે દીઠું ?

‘ વાડામાંથી પાડું એક, છૂટું થઈને નાઠું છેક;
મનમાન્યું ચરવાને ઘાસ, વળતી વાઘે લીધા પ્રાણ. ’

પછી પ્રાચીન પદ્ધતના રીતરિવાજનો તિરસ્કાર કરી વધારે શું મેળવવાના ?

'ગુરૂને નહિ માનવા'-શા માટે ભાઈ? એમાં કંઈ દોષ લાગે છે? જે કરશે તે પામશે. વાવશે તે લણશે. ગુરૂ લુચ્ચો લફંગો હશે તો તેનું ફળ તેને મળશેજ.

એ પત્થરને કોણ માને! અરે, પત્થર પત્થર કહેનારજ પત્થર છે. એની સોર્ટસાઈટ થઈ ગઈ છે તે દેખાતુંજ નથી. પછી બિચારા પત્થરજ દેખે ને? જડને કહે જડ ત્યાં તો થઈ છે વઢાવઢ. એવા લોકોને શું સમજાવવું? જેણે પોતાના મનનેજ તપાસ્યું નથી તેને શું કહેવું? બસ માનવુંજ નથી અને માને છે તેને ચળાવવા છે. આવો કળિયુગ હડહડતો આવ્યો છે, માટે હરિજનો! જેવી શ્રદ્ધાભક્તિ છે તેવી રાખશો તો જરૂર તરી જશો.

આ પ્રમાણે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો પ્રસંગ ચૌદમો સમ્પૂર્ણ થયો.

——:o:——

(૧૫)

દુન્યામાં પાંચ ગુરૂ-

પહેલા ગુરૂ માતાપિતા, બીજા ગુરૂ કુળગોર, ત્રિજા ગુરૂ વિદ્યાગુરૂ, ચોથા ગુરૂ કંઠી બાંધે તે, પાંચમા ગુરૂ સદ્‌ગુરૂ.

(૧) **માતાપિતા** ન હોત તો જનમજ થતે નહિ. માટે તેનો ઉપકાર તો માનો તેટલો ઓછો છે. સુકામાં સુવાડે ભીને પોઢી પોતે-

અમારે મા નથી. નહિ તો અમને પણ તેની સેવાની ઘણી હોંસ હતી. હવે શ્રીશુકદેવજીજ અમારા માતાપિતા તે તેની અને તેનાં બાળકોની સેવા બને એટલી કરીએ છીએ. (૨) **કુલગોર** નહિ હતે તો શ્રદ્ધા સમચરી તિથિ વિગેરે પંચભાગ વિગેરે કોણ લેતે ! અને કરાવતે ! આપણા સનાતન ધર્મમાં દેવ, ગુરૂ, બ્રાહ્મણ, અગ્નિ અને અતિથિનો ભાગ કાઢવાનું લખ્યું છે, ને તેમ નહિ કરે તેને ગીતામાંજ **સ્તેન–ચોર** કહ્યો છે–એકલા પેટભરાનો અવતારજ એવો સમજી લેવો.

(૩) **વિદ્યાગુરૂ** નહિ હોય તો ભણાવે કોણ ? અને વગર ભણેલાનાં ગૃહસ્થાશ્રમ નહિ પણ ગદ્ધાશ્રમ કેવાક ચાલે છે તે આપણે જોઈએ છીએ. આ જમાનામાં વિદ્યા વિનાની કિંમતજ નથી.

(૪) **કંઠીગુરૂ**, વૈષ્ણવ, શૈવ, વિગેરે–તેઓ આપણને આપણા ધર્મનું ભાન કરાવે છે. વળી ઇષ્ટદેવનું સ્મરણ કરાવે છે, એ લોક નહિ હોય તો આપણને આપણા ઇષ્ટ કે ધર્મની શું સમજ પડે ? લોકો કહેશે જોયા એવા કંઠી ગુરૂ ! એ કંઠી બંઠીના વખત ગયા,–પણ એવું બોલનાર સમજતા નથી કે આ વાત વ્યવસ્થા બહારની છે. એમ કંઠી જનોઇ વિનાના રહેવાથી પણ શું વધારે ફાયદો છે ? નકામા મતમાં ને મતમાં વાંકા વળીને છાશ પીવી તેના કરતાં સીધા ચાલવું સારૂં. દરેક ધર્મમાં મત તો છેજ. વળી તમે જેની નોકરી કરશો કે વેપાર કરશો, તેની નિશાની તો રાખવીજ પડશે ગાયકવાડી પોલીસ અને સરકારી પોલીસને પાઘડી પહેરવેશ રાખવા પડે છે.

વળી વેપારીઓનાં પણ મંડળ હોય છે. તેના પણ કંઈક કાયદા કાનુન હોય છેજ. પછી ધર્મનું મંડળ શું નકામું છે? તેના નિયમો શું ખરાબ છે? આ તો વર્ણ-સંકર પ્રજા થઇ ગઇ તે બીજુ કંઈ દેખાતું કે જડતું નથી માટેજ ધર્મને ધતીંગ ધતીંગ કહીને વગોવી માર્યો; અરે! કંઇ કરવું નથી ને કરે છે તેને કરવા દેવું નથી. કરનારની નિંદા કરવી છે અને ફરવું છે ધર્માત્મા થઇને, ધર્મની ડીચની ખબર નથી અને ઉપદેશ આપવા નીકળવું છે. પોતાને માન આપે તે કેવું સારૂં લાગે છે! અને બીજાને કોઇ માન આપે તો અદેખાઇ કરવી છે. 'હાં—એ તો જોયા—માને છે બે ચાર બૈરાં, પણ એમ નથી સમજતા કે આપણે પુરૂષમાં પણ એવું મનાવવાની શક્તિ નથી. હાં એ મહારાજ ઠીક છે. પુરાણી છે પુરાણની કથા કરે છે અને બેચાર અભણ માણસો ચેલા કર્યા છે અને ચરી ખાય છે. પણ મૂર્ખાને ભાન નથી કે તમારા જેવા વિદ્વાનોની બીચમાં ચરી ખાવાનું કંઇ સ્હેલું છે? કોઈ દહાડો સવાલ જવાબ કરી જોયા કે પુરાણી છે ને આમ છે! તેમ છે! આઘા રહ્યા રહ્યા ચર્ચા કરવી તેના કરતાં મંદિરમાં આવીને સાંભળી જવું.

એ તો ના, બા મંદીરમાં જાય તો ચેલા થઇ જવાય. એક અક્ષરનું તો જ્ઞાન ન હોય અને વાતો સારા ગામની સપાટે.

(૫) **સદ્‌ગુરૂ**— શ્રીસદ્‌ગુરૂ એનું નામ કે જે કોઈ પણ મત પંથ કે વાડાને વખોડે નહિ. દરેક ધર્મમાં પ્રભુ છે એમ સમજી જેને જેવું તેને તેવું સમજાવે. હંમેશ સ્વ-

રૂપના ધ્યાનમાંજ મગ્ન રહે. પરમેશ્વરને હાથ ઝાલીને બતાવી આપે. **अहं ब्रह्मास्मि** નું જ્ઞાન કરે. માટે કહ્યું છે કે,

'કા'ન ફુંકાવે ને કંઠી બંધાવે, તેથી અર્થ નહિ સરે.
પાંચમા સદ્દગુરૂ મળે તો, સહેજે નુગરો તરે.'

એવા ગુરૂ કલિયુગમાં મળવા કઠણ છે. હવેના ગુરૂઓ તો એવા કે કંઇને કંઇ ઘાલી આપે, ને એવું ઠસાવી આપે કે પેલાને બીજું દેખાયજ નહિ. પેલા દોસી વાણીયાઓ વેપાર કરે છે તે ઘરાકને ફોસલાવવાને પથરો મૂકી આપે. પેલો બિચારો દુકાને દુકાને રખડે અને વળી ત્યાંજ આવે ત્યારે ના કહે અને એવી જુકિત લગાવે કે પોતાને ત્યાંથીજ તે સોદો કરે છે. વળી કંઇ વાંધો આવે તો એવા બાના કાઢે કે પેલાના મગજમાં વાત ઉતરી જાય. માટે જેનાં પુરાં પુણ્ય હશે તે આવા હડહડતા જમાનામાં શુદ્ધ સચ્ચિદાનંદ પ્રભુનો નિશ્ચય કરી શકશે.

વળી ગુરૂદેવ વારંવાર હસીને સદ્દગુરૂનું સ્વરૂપ સમજાવતા. તેઓ કહેતા 'અમુક ટીલા કે ભસ્મવાળા સદ્દગુરૂ છે એમ નહિ જાણવું. એ તો પછી એવું થાય, કે

'માફાનો તો ભરમ ભારીને માંહી બેઠી છે ડોસી'

તમે જાણો છો કે ટીલાવાળાજ ગુરૂ છે કે ભગત છે પણ ના, ના. કડાંવાળી પાંછેરી, ઘંટીવાળો બેલ, ટીલાવાળો ભગતડો એ ત્રણમાં ફેલ. એનું સ્વરૂપ તો કળી શકાતુંજ નથી કોઇવાર જડ તો કોઇવાર **ઉન્મત્ત** તો કોઇવાર **પિશાચ** તો કોઇવાર **બાળક**, કોઇવાર **ટીલું** તો કોઇવાર **ભસ્મ** તો કોઇ

વાર **ઓરસીયો** તો વળી કોઈકવાર સુંદર સુંદર **કોકા** ને વાગા તો કોઇવાર **ધોતીનું ભાનજ નહિ.** આ રીતે સદ્‌ગુરૂનું કોઈ અમુક સ્વરૂપ કે માર્કો નથી. માર્કો કોના પર હોય ? જે બનેલું છે તેના પર, પણ **જે આણુઘડ** છે તેને માટે તેઓ કહેતા, અરે! 'કોઇ પારખ હોય તો પરખો, જેણે બનાવ્યો અણુઘડ ચરખો'

આ રીતે સદ્‌ગુરૂની વાત છે, સદ્‌ગુરૂને મન કોઇ પણ કાયદો નથી. એતો—

હદ ચલે સો માનવી, બેહદ ચલે સો સન્ત;
હદ બેહદ જામે નહિ, વાકા મતા અનન્ત.

માટે હરિજનો! પરીક્ષા કરવા આવ્યા છો તો પરીક્ષા કોની કરશો ? સદ્‌ગુરૂ તો આરસી છે. તેમાં તો તમારૂં જ મોઢું દેખાશે. જેવા તમે હશો **તેવાજ** તે દેખાશે. બાકી તેને કોણ ઓળખી શકે ? જે તેના જેવો હશે તેજ તેને ઓળખશે. તેની કૃપા **હશે** તેનેજ તે ખરા સ્વરૂપમાં જણાશે. આ તો ભગવદ્‌કૃપાસાધ્ય માર્ગ છે તમે જાણો છો ? તમારૂં ધ્યેય કે જ્ઞેય ત્યાંજ છે. ધ્યેય એટલે ધ્યાન કરવા યોગ્ય સ્વસ્વરૂપ. જ્ઞેય એટલે જાણવા યોગ્ય મૂર્તિનું સ્વરૂપ. તમારૂં ધ્યેય જ્ઞેય એનામાંજ છે અને તમે ઓળખશો તો બીજું કંઇ બાકી રહેવાનું નથી. એ તો સદ્‌ગુરૂ. સદ્‌ગુરૂ એટલે સત્+ગુરૂ=સત છે તેજ ગુરૂ એટલે સત્ જ તમારો ગુરૂ છે. **सत्यं परं धीमहि.**

શ્રીશુકદેવજીના સાધકોએ તો 'સત્યં પરં ધીમહિ' નોજ સિદ્ધાંત રાખવાનો છે. તેને ભ્રમણામાં ભટકવાની જરૂર

નથી. ભ્રમણામાં કોણ ભટકે! મનમુખી હોય તે, પણ ગુરૂમુખી છે તે કદીજ નહિ ભટકે.

'બા'નો બડા દયાળકો, ઉસમેં અટક કહાં.'

જેને સાચા દયાળુનુંજ બ્હાનું છે તેને અટકવાનું નથી. જેને 'સબ ભૂમિ ગોપાલકી, ઉસમેં અટક કહાં,'

જેણે છે છે રૂપે પ્રભુનેજ જાણ્યો તેણે અટકવા નથી. પછી તો 'બ્હાનાની પત રાખ પ્રભુ ત્હારા બા'ના રાખ.' પુંડરિકને માટે પત્થર પર પંઢરપુરમાં ઉભા છે. એવો મારો પ્રભુ દયાળુ છે. એની દયાનો પાર નથી.

'એક શબ્દ ગુરૂદેવકા, વાકા અનન્ત કોટિ વિચાર;
જ્ઞાની મુનિ થક ગયે, વેદ ન પામે પાર;'

એવી રીતે શ્રીસદ્‌ગુરૂના એક શબ્દમાં પુરણ થઇ જવા છે. જ્યાં સુધી વર કન્યાનો હસ્તમેળાપ થયો નથી--જ્ય સુધી આડો પડદો છે ત્યાં લગીજ સંશય વ્હેમ વમળ ગોથાં ખાવાના છે, પણ જ્યાં-"ભટ ભણ્યાને થાળી વાગ દૂર થયો અંતર પટ એટલે જોયા ધણીને ઝટપટ, ઘટ ઘર્યો પટ અંતરપટ." એ અંતર પટ ખસી ગયો કે વ્હાલે મ્હારો નજરે આવે રે. માટે હરિજનો! પૂર્વેનું સગપણ મે તો શોધીને લીધું. આપણે શ્રીશુકદેવજીનું સગપણ શોધી લીધ છે. હવે તો-'નહિ મુકું નહિ મુકું સંગ તારો શામળી રંગ લાગ્યો મુને ત્હારો-જન્મો જન્મ શામળીઆ સંગ મુકું ત્હારો રંગીલા રંગ લાગ્યો મુને ત્હારો.'-એવી રી જ્યારે દઢ શ્રદ્ધા અને ટેક આવે ત્યારે જાણવું કે હ

આપણું કામ થઇ ગયું, પણ જ્યાંસુધી ડગમગ છે ત્યાં લગી એમ થવું મુશ્કેલ છે.

પેલો આંબો વાવે છે ત્યારે ગોટલીને પોચી જમીનમાં દાટે છે અને ખૂબ પાણી સિંચે છે. પછી તાપ પડે છે અને ધીરે રહીને તેમાંથી અંકુર નીકળે છે. તેમાં બે પાંખડી હોય છે, પછી તેમાંથી ઝાડ થાય છે. એવી રીતે પહેલ વહેલા તો પ્રભુ રૂપી ફળ મેળવવાને અંતઃકરણરૂપી જમીનમાં પ્રભુનામરૂપી ગોટલી વાવવી જોઇએ, તેમાંથી પ્રેમ અને શ્રદ્ધારૂપી અંકુર સ્મરણ રૂપી પાણી અને વૈરાગ્યરૂપી તાપથી ફુટે છે, એમાંથી છેવટે પ્રભુરૂપી ઝાડ થાય છે અને તેનાં દર્શનરૂપી ફળ આપણને મળે છે. એક ગોટલી વાવ્યા પછી વારંવાર ઉખેડીને જોયા કરીએ તો તેમાંથી કંઈજ પાકે નહિ, તેમ આંખ વીંચીને પ્રભુસ્મરણરૂપી નિયમ ચાલુ રાખશો તો તમને અઘરૂં નહિ પડે. જન્મારો બદલઈ જશે અને જમની ફાંસીમાંથી છૂટી જશો; નહિ તો પેલા શેઠ જેવું થશે.

પેલા શેઠ હતા. ડોશી વાણીયાનો વેપાર કરે તે દરરોજ તે ને તેજ ધ્યાન. એક દિવસ શેઠ ભરઊંઘમાં હતા. પાસે શેઠાણી પણ હતાં. તેમાં તેને સ્વપ્નું આવ્યું. એક ચોધરો ચાદર ઓ'રવા આવ્યો. શેઠ કહે 'અલ્યા! ચાલ ચાલ, એક રૂપીયો ને ચાર પૈસા ઉપર આલજે.' પેલો ચોધરો કહે 'ના, ના, હેઠજી મારે નહા.'

'અરે કેમરે? તું કંઇ ઓ'રવા આવેલો લાગતો નથી. બોલ ત્હારે, લેવીજ છે.' લે, ચાલ ચાલ તારૂં એ રહ્યું ને

મારૂં પણ રહ્યું, એક રૂપીયો પુરો આલજે.' એમ કહીને શેઠ તો ચોધરો તો રકઝક કરતો રહ્યો ને ઘરાક દઈને ચાદરનો જોટો ચીરી કાઢયો. ઊંઘમાં ચીરકાનો અવાજ તો એવો મોટો થયો કે શેઠાણી જાગી પડયા–તેને તો ફાળ પડી કે શેઠને તે શું થયું ? તેણે તો તેને ઢંઢોળીને ઉઠાડયા. શેઠનો તો મીજાજ ગયો તેણે બૂમ મારી. તું કેવી છે ? મારૂં ઘરાક જતું રહ્યું ? અરે તમારૂં તો મગજ બગજ ગયું છે કે શું ? આ મારી દોઢ રૂપીયાની ચાદર ચીરી કાઢી. શેઠ વિચારમાં પડી ગયા અને બેઠા થઇ માથે ટાલકી પર હાથ ફેરવવા લાગ્યા. આ રીતે જે જેનું ચિંતન કરે તે તે રૂપ થઇ જાય. તો આપણે પણ મરતી વખતે આ શેઠ જેવો ઘાટ ન થાય તેને માટે હરિસ્મરણ પ્રભુસ્મરણ કરતાં રહેવું જોઇએ. નહિ તોઃ–'અંતે યા મતિ સા ગતિ' અંતકાળે જેવી મતિ તેવી ગતિ. તે માટે ભુલાવામાં પડશો નહિ, ભુલાવામાં પડશો નહિ; નુગરા રહેશો નહિ, નુગરા રહેશો નહિ; ગુરૂ કોણ છે તે તમે જાણો છો ? ગુરૂ તો તમારા વકીલ કહો કે **બેરીસ્ટર**, અને **ભગવાન** તો તમારા **ન્યાયાધીશ** જડજ.

વકીલ અથવા બેરીસ્ટર જેવો હશે તેવો તમારો બચાવ થશે. જ્યારે પલપલકા લેખા લીયા જાયગા, જ્યારે જમરાજા તમારી જુબાની લેશે, ત્યારે તમારો બચાવ કોણ કરશે ? તમે તમારી બ્રીફ કોઇને સોંપી દીધી છે ? તમારો વકીલ કોણ ? તે વખતે આ દુન્યાના દેહ દ્રવ્ય આણરૂ છોકરાં કે સ્ત્રી તમારો બચાવ કરવાને સમર્થ

નહિ થાય. તે વખતે તો કરેલુંજ કામ લાગશે. ધર્મજ તમારો સાથી છે. તમે માના પેટમાં કેરીની પેઠે ઉંધા લટકતા હતા, ત્યારે તમે શું કોલ આપ્યો છે તે યાદ છે? જનમ થયો એટલે ઉંઆં ને તું તું તાં એમજ કેની? ગરજ સરી કે વૈદ વેરી! પણ તે ત્યાં ચાલવાનું નથી.

'ધમક ધમક પૃથ્વી ઉપર પગ ધરતા' ખમારે ખમા કહેવાતા પડતા આખડતા,, દીઠારે એવા નરને ઠાઠડીઓમાં ઠરતા, અનુરેભવીઓ આતમ તત્વ વિચારો. 'અમે તો ભજનજ કરીએ છીએ. અમે કંઇ બહાર ડોળ બતાવતા નથી' પણ એવું બોલનારને પૂછો કે તમને કોનામાં ડોળ દેખાય છે? ડોળ શું તમારામાંજ નથી અને બીજામાં છે? અરે જેવા હોઇએ તેવુંજ દેખાય. આપણે ચશ્માજ લીલા પહેર્યા હોય તે પછી લીલું દેખાય તેમાં નવાઇ નથી. કમળાવાળાનેજ પીળું દેખાય!

**लुब्धा धनमयं विश्वं, कामुका कामिनीमयम्।**
**नारायणमयं विश्वं, पश्यन्ति शुद्धवैष्णवाः॥**

આ રીતે, આશા ત્યાં વાસો અને સુરતા ત્યાં મુકામ. આપણે કવચનાં બીજ વાવીને તુલસીની આશા રાખીએ તે ખોટી. 'કવચના બીજમાંથી તુલસી કદી ન થાય, તુલસીના બીજમાંથી કવચ ન ધારીએ.' એ રીતે થોરીયા વાવીને બાજરીની આશા રાખીએ એ કદી બનવાનું નથી, માટે આશા રાખો તો ઇશ્વરની અને સુરતા રાખો તો રામની. આશામાંથીજ જન્મ મરણ થાય છે, અને સુરતાથીજ મુકામ થાય છે, માટે મોટી વાત તો સુરતાની છે. હરિ-

જનો! સુરતા સુધારો સુરતા સુધારો. ‘રહેવેગા ગફલત તો ખાવેગા માર, હરદમ તું યાદ કર બંદા હોજા હુશીઆર.

એક વખત શ્રીગુરૂદેવની સાથે ડેલાડ, (સાયન સ્ટેશનથી ગાઉ ભોંય છે ત્યાં) ભીજા ગ્રામ્ય હરિજનોના આમન્ત્રણથી હું તથા મહારાજશ્રી જતા હતા. ત્યાં સાયણમાંજ એક હરિજન વૃદ્ધ બાઇ આંખે નથી દેખતા એવા ઘણા માંદા હતા તેના છોકરાઓ મહારાજને તેડવા સ્ટેશન પર આવ્યા અને પાસેની ગલીમાંજ એ ભાવિક બાઇના મુકામ પર તેડી ગયા– બાઇ બિચારી માંદી માંદી બેઠી થઇ, તે તો ગદ્‌ગદ્‌ થઇ ગઇ અને પ્રેમાળ અવાજે કહેવા લાગી.

‘મહારાજ! મારા પર બહુજ કીરપા કરી’ મહારાજશ્રીએ કહ્યું, ‘બા, ગભરાશો નહિ. નામ સ્મરણ ચૂકશો નહિ. હું તો વારેવારે તમને યાદ કરૂં છું.’ ‘હવે મારા પર કીરપા કરો’—બાઇ બોલ્યા. મહારાજશ્રીએ કહ્યું ‘બા તમે તો ઘણા સત્સંગી છો. આ તો એક લુગડું બદલીએ તેમ ખોળીયું બદલવાનું છે. ગુરૂ મહારાજ તો તમારી સાથેજ છે. જુઓ સાંભળો.’—

‘હા માહારાજ આજે મને તાઢેક વળી.’ અલિ પોરી! પાણીની ઝારી લાવ. કંકુ લાવ. મારે મારા માહારાજની પૂજા કરવી છે.’ હું તો બાઇનો ભાવ જોઇને રડવા જેવો થઇ ગયો. બિચારી મહારાજનો પગ ખોળવા લાગી. મહારાજશ્રીએ તરત પોતાનો પગ આગળ ધરીને પોતાને હાથેજ પાણીની ઝારી લઇને બાઇનો હાથ પકડી પૂજા કરાવી. એમની દયા જોઇને તો મારા

રૂવાં ઉભાં થઇ ગયાં, ભેટ કરી. પછી મહારાજશ્રી કહે, 'રહેવા દો, રહેવા દો. જુઓ, તમે જાણો છોને કે તુલસીને એક ઠેકાણેથી કાઢીને બીજી ઠેકાણે વાવીએ છીએ ત્યારે પહેલાં તો તેનાં જુનાં પાન ખરી જાય છે, પછી જેમ જેમ મૂળ બંધાય તેમ તેમ નવાં નવાં પાન ફૂટે છે. તેમ આપણો કર્મનો બનેલો આ દેહ, જુનાં પાંદડાં જેવો છે. હવે આપણી વાસના આપણે ગુરૂમહારાજમાં લગાડી છે ત્યાં મૂળ ઘાલશે, એટલે નવો દેવરૂપ જેવો દેહ મળશે. માટે સુરતાને સાબીત રાખવી. આશા ત્યાં વાસો ને સુરતા ત્યાં મુકામ. હવે છોકરા છોકરી બધાં ઠેકાણે પડી ગયાં છે. પછી ખોટી સુરતા જોડી રાખવી નહિ' 'હા, માહારાજ, હવે મને કંઇ ફિકર નથી.' પેલા માજીએ કહ્યું.

ત્યાંથી હમો દેલાડ ગયા. દેલાડના પ્રસંગો કોઈ અદ્‌ભૂત છે. એક હરિજન હતા. તેમણે મહારાજશ્રી અને હું ભાગવત પારાયણ કરતા હતા ત્યાં બેઠા બેઠા વાત કરવા માંડી. 'મહારાજશ્રી ! આ મન તો પંખી જેવું છે. પંખી જેમ આમ પાંખ ફફડાવે તેમ ફફડાવે તેમ મન આમ ને તેમ ફર્યાજ કરે છે.' મહારાજશ્રી ભાગવત વાંચતાંજ બેસી રહ્યા. તેમણે પછી કહ્યું, 'જુઓ મંછારામભાઇ, એ તો એમજ છે. એ મનને કંઈ પણ કામ જોઇએને ? એને નવરૂં બેસાડી મુકીએ તો તે તો તેના ધર્મ પ્રમાણે ચંચળ રહેવાનુંજ, પણ તેને કંઇ અઘરૂં કામ આપીએ તો તે જરા દોદરૂં થાય ખરૂં. મનનેજ વશ કરવાનું કામ અઘરૂં છે ને ! એ મોનજીભાઇજ જ્યાં ત્યાં મોટા થઇને ફરે છે. એનો તે

હંમેશ નિયમમાં બાંધેલુંજ રાખવું. લોકો સંકલ્પ કરીને તેને બાંધે છે તોજ તે પુરતું કામ કરે છે, માટે તો આ બધી માથાકૂટ છે.

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ પંદરમો સમ્પૂર્ણ થયો.

——:o:——

(૧૬)

સબ જુગમેં અધિકાઇ,કલજુગ સબ જુગમેં અધિકાઈ
જા જુગમેં શ્રીવલ્લભ પ્રગટ હોઇ કે, સેવા રીતિ શિખાઈ–કલ.

કલિયુગ કલિયુગ કહીને કરતા હોય તે પણ નહિ કરવું એનું નામજ દોઢ ડાહ્યાપણું. દોઢ ડાહ્યો હંમેશ કોઇપણ કામની નિંદા કરે. જરીક ભૂલ થાય તો 'આ તો કલજુગ છે' એમ કહે. પણ મુરખા એમ સમજતા નથી કે કલિજુગનું મહાત્મ્ય સૌથી વધારે છે. જ્યારે ઘણું પાપ હોય ત્યારેજ થોડાંક પુણ્યનો પ્રભાવ વધારે પડે છે. આ તો કરવું નથી, અને કરનારને ઉત્તેજન આપવું નથી. શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીએ પ્રગટ થઇને કલિજુગના જીવોને સેવાની રીત શીખવી છે.

'જો વલ્લભ પ્રગટ ન હોત તો વંધ્યા વસુધા રહેત'

જે બલિહારી જુઓ છો તે શ્રીમહાપ્રભુજીની છે. માટે વૈષ્ણવો ભગવાનની મોટાઇ જાણો.

'મહાત્મ્યજ્ઞાનપૂર્વસ્તુ સુદૃઢઃ સર્વતોઽધિકઃ ।'

કોઈપણ વસ્તુનું મહાત્મ્ય જાણો અને ત્યાર પછીથીજ તમારી ભક્તિ દૃઢ થશે. આ તો પત્થર પત્થર કહીને કૂટી મારે તેનો હાથ કંઈ પકડાવાનો છે ? અમે તો ધ્યાન કરીએ છીએ. એ ધ્યાન કરતાં કરતાં આળસ પેંસી ગયું. અમે તો તપ કરીએ છીએ એ તપ કરતાં કરતાં અભિમાન વધી ગયું. અમે તો શાસ્ત્રાભ્યાસ કરીએ છીએ એમ કરતાં કરતાં મદ પેંસી ગયો. અમે તો પૈસાને અડકતા નથી એમ કરતાં કરતાં લોભ વધી ગયો. અમે તો કામિનીનું મોઢું જોતા નથી એમ કરતાં કરતાં કામ પેંસી ગયો. 'અરે તપાસી જોને ત્હારૂં ખાતું, અંતકાળનું શું બાંધ્યું ત્હેં ભાથું ?'

મહારાજ તો પહેલી ભૂમિકામાં છે અને મહારાજ તો બીજી ભૂમિકામાં છે. અરે તેનું કામ ત્હારે શું છે ? તું તો પાંચમી ભૂમિકામાં છે ને ? પછી શું ? ભક્તિનાં વગોવણાં કરે શું હાથમાં આવે છે ? ભક્તિ તો સાચીમાચી પ્રગટ છે. કલિજુગમાં ભક્તિજ એક સારરૂપ છે. ભક્તિથીજ મ્હારો વ્હાલો પ્રસન્ન થાય છે.

મ્હારો વ્હાલો તે વશ થયો રાજી રે, તેમાં શું કરે પંડિત ને કાજી રે.

ભક્તિની બલિહારી જુદીજ છે. ભક્તિ તો ભગવાનનાં અંતઃપુરની મહારાણી છે. એનો અધિકાર કંઇ જેવો તેવો નથી પણ એ ભક્તિ કંઇ સ્હેલેવ્હેલે મળે એમ નથી. એ તો 'વસ્તુ ઝીણી છે ઝીણી છે, કોઇ વિરલાએ હાથે વીણી વીણી છે.' એને માટે તો ખડા પગે તૈયાર રહેવું જોઇએ 'સ્હેલ સટ્ટે રામ મળે, તો હમકુ ભી કહીઓ; ઓર શીર સટ્ટે રામ મળે, તો ગુપચૂપ રહીઓ' એવો ઘાટ છે. માટે

ભક્તિ ભક્તિ શું કરો છો.? 'એ રસનો સ્વાદ શંકર જાણે જાણે વ્રજની ગોપી. કંઇએક જાણે નરસૈંયો, કે જાણે શુકદેવ જોગી.'

'ભૂતલ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મ લોકમાં નહિ રે.' એ રીતની વાત છે. 'બ્હાનાની પત રાખ, પ્રભુ મ્હારા બ્હાનાની પત રાખ.' ભક્તિનું નામ સાંભળતાંજ કામ ક્રોધાદિ ૭ શત્રુઓ ઉભે પગલે ભાગી જાય છે. જેઓ ભક્તિનું વગોણું કરે છે તેઓએ ભક્તિના ચમત્કાર જોયા નથી, તેઓજ કહે છે કે 'અતિ વેપારે દેવાળું' ને અતિ ભક્તિએ છીનાળું.' ભક્તિનો અર્થ જાણો છો ? ભક્તિ એટલે તન્મયતા. ભગવાનના રૂપમાં મળી જવું એવી ભક્તિ ! ધ્રુવ પ્રહ્લાદ અમ્બરિષ, દુર્વાસા, બલિ, હનુમાન વિગેરેએ કીધી છે.

'હરિભજન થકી, છોટા હોય તે સૌથી મોટા થાય છે.

'મૂકી માન ગુમાન (૨) હરિજન થઇને હરિરસ જો પીવાશે'

श्रवणंकीर्तनं विष्णो स्मरणं पादसेवनम् ॥
आर्चनं वंदनं दास्यं सख्यमात्म निवेदनम् ॥

આ રીતે શ્રવણુ, કીર્તન, સ્મરણુ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એમ નવધા ભક્તિ છે.

શ્રવણુ ભક્તિ પરીક્ષિત રાજાએ કીધી. કીર્તન ભક્તિ શ્રીશુકદેવજીએ કીધી. સ્મરણુ ભક્તિ પ્રહ્લાદજીએ કીધી. પાદસેવન ભક્તિ શ્રીલક્ષ્મીજીએ કીધી. અર્ચન ભક્તિ પૃથુરાજા વિગેરેએ કીધી. વંદન ભકિત અક્રૂરજીએ કીધી. દાસ્ય ભક્તિ હનુમાનજીએ કીધી. સખ્ય ભક્તિ અર્જુનજીએ કીધી. આત્મનિવેદન ભક્તિ બલિરાજાએ કીધી અને દશમી પ્રેમલક્ષણા શ્રીગોપીજનોએ કીધી. આ રીતે

ભગવાવનની ભક્તિજ કલિયુગના સાર રૂપ છે. આ નવધા ભક્તિની ઉપર પ્રેમ લક્ષણા ભક્તિ છે. જે ગોપીકાએ કીધી. પ્રેમ લક્ષણા ભક્તિના ત્રણ લક્ષણ—આસક્તિ, વ્યસન, તન્મયતા. રાત્રિ દિવસ પ્રભુમાં આસક્તિ પછી તેના વિના તેના દર્શન વિના ચેનજ નહિ પડે તે વ્યસન અને હંમેશ તેનીજ તોમાં તેવાનામાંજ એકરૂપ થઇને રહેવું તેનું નામ તન્મયતા. આ રીતે ગીતાજીમાં પ્રભુજીએ કહ્યું છે કે,

**मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ॥**
**कथयंतश्च मां नित्यं तुष्यंति च रमन्ति च ॥**

આ રીતે પ્રેમ લક્ષણા અથવા પરાભક્તિનાં લક્ષણ છે. એવા ભક્તોનેજ હું વશ છું એવા ભક્તોથી હું જુદો નથી. ॥ **एवं सततयुक्तानां भक्तनां प्रीतिपूर्वकम्** ॥

એવી સાચી ભક્તિ તેજ ભકિત છે એને ભજવામાંજ કહેજત પડે છે. 'ભકિત ભકિત સબ કોઇ કહે, ભકિત જુમનાકે તીર; એક ગોપીકે પ્રેમમેં, વહ ગયે સહસ્ર કબિર.' એવી ભક્તિના પરચા ભક્તજનને મળ્યા છે. ભક્તિ અને ભગવાન જુદા છે કે? '॥ **स्वरूपानुसंधानमिति भक्तिः** ॥'

આ રીતે સ્વરૂપાનુસંધાનનેજ ભક્તિ કહે છે માટે ભક્તિ જ મુખ્ય વસ્તુ છે. ભક્તિરૂપી કમળમાંજ ભાવનાનો ભૃંગ નિવાસ કરે છે. ભાવના વિનાની ભક્તિજ શું! ભાવનાથીજ ભગવાન દેખાય—ભક્તનેજ ભગવાન દેખાય છે. પુત્રનેજ પિતા દેખાય છે. નોકરનેજ શેઠ દેખાય છે, માટે એ બધી ભાવનાની વાત છે. ભગવાને તો અર્જુનને કહ્યું છે કે, હે અર્જુન!

**॥ यद्करोषि तदश्नाषि यज्जुहोसि ददासि यत् ॥**

જે જે કરે તે તું મને જ અર્પણ કર. મને અર્પણ કરવાથી કર્તાપણાના બંધનથી તું મુક્ત થઇ જશે. માટેજ 'पत्रं पुष्पं फलं तोयम्' જે જે કંઇ કરે તે મનેજ અર્પણ કર તેમાં તને કંઇ ખોટ જવાની નથી.

સુદામાના તે તાંદુલ લીધા, તેના મ્હેલ કનકના કીધા;
'હરિ ભજ્યાની એજ નિશાની, વહારે ધાયા તે સારંગપાણિ.'

'કોઇનો ભાર ન રાખે મુરારી, આપે વ્યાજ સુદ્ધાંત તે વાળી' તો હરિજનો, આપી દો આપી દો. અર્પણ કરી દો. અરે! તમે નમસ્કાર કરો છો તે શું છે તે જાણો છો? તમારૂં માથું એટલે અભિમાન. તમે ભગવાનને અર્પણ કરો છો, પણ માથું ઉંચકતાજ પાછા અભિમાનમાં સપડાઓ છો! રાવણને દશ માથાં એટલે શું? દશ માથાં એટલે અભિમાન. એ અભિમાનનો રામચન્દ્રજીએ નાશ કર્યો માટે, 'અભિમાન મત કરના બંદા, અભિમાન મત કરના બંદા' અભિમાન જેવી બુરી ચીજ બીજી શું છે! 'અભિમાનથી રાવણ, હિરણ્યકશિપુ, વિગેરેનો નાશ થયો છે. એને છોડો છોડો. એ છૂટશે તો જરૂર ભગવદ્ધામને પ્રાપ્ત થશો. કદી અભિમાન કરે જન કોઇ, હજાર વસા હલકો જન હોય.'

અભિમાન એટલે અંધારૂં. જ્યાં અંધારૂં છે ત્યાંજ દીવો ચેતાવવાની જરૂર છે. દીવો ચેતાવતાં અંધારૂં ઘડીક વાર પણ ઉભું રહેવાનું નથી. પછી પેલો વર પરણવા જાય છે અને કન્યાવાળાના માંડવે ઉભો રાખે છે પછી સાસુ વરને પોંકવા જાય છે ત્યારે મુસળ, ઝૂસળ, ખાંડણી, તરાક, રવઇ વિગેરે બતાવે છે, ને કહે છે કે જો જો સંસારમાં

ખાંડણીમાં ખંડાઇ જશો–તરાકની પેઠે કોચાઇ જશો અને આ દોરી બાંધી છે તેની પેઠે બંધાઇ જશો ત્યારે પેલો વર તડ દઇને કોડીયું ભાંગીને દોરી તોડી નાખીને અભિમાનથી બહાદુરી મારી હોય તેમ ટટાર ઉભો રહે છે ત્યાર પછી સાસુ એનું નાક ખેંચીને બતાવે છે કે ચાલ નકટા. એમ પરીક્ષા પછી વરરાજાને ચોરીમાં બેસવાનો અધિકાર મળે છે. આ અભિમાન છતાં બ્રાહ્મણો એને **સાવધાન સાવધાન** કરીને ચેતાવે છે, પણ કોઇકજ રામદાસ સ્વામિ જેવાજ ચેતીને ભાગી જાય છે. એ વરરાજા જમાઇ થઇને ટેકચંદ થાય છે. એવી રીતે ભક્તિમાં પણ પેલા ટેકચંદ જેવું નહિ થવું જોઇએ.

એક જોરભાઇ હતા. તે ખરેખરા ટેકચંદ હતા. એક દહાડો સાસરેથી સાળો જમવા કહેવા આવ્યો.

'જોરભાઇ, આજે જમવાનું છે આવજો.'

'અરે હું આવે? મારે જરા બળદીઆ પાદરે મોકલવાના છે તે નહિ બને.'—જરા ટેકીલા થાય છે.

'પણ મારા બાપાએ અને બાએ ખાસ કહાવ્યું છે તે આવ્યા વિના નહિ ચાલે'–સાળો આગ્રહ કરે છે.

'હારૂ તીઆરે આવા—પણ રસોઇ કેટલા વાગે તીઆર થાહે. મારાથી થોભાહે નહિ'—જોરભાઇ પીગળ્યા.

'અરે તીયાર થવા પણ આવી હોસે. અમણાજ ચાલો' સાળો ખુશ થયો.

'જા તીઆરે આવું છઉં. જરા લુગડાં પહેરી લઉં.' જોરભાઇ તૈયાર થવા લાગ્યા. સાળો તો જતો રહ્યો. ઘરમાં એક આરસી પડી હતી. દૂધ જેવાં લુગડાં પહેર્યાં હતાં

અને પાઘડી બાંધવા માંડી. ૨૧ હાથની પાઘડી બાંધવી કંઇ સ્હેલી હોય કે? પણ તે દિવસે તો એવી સફાઇ પાઘડી બેસી ગઇ કે જોરભાઇ તો ખુશખુશ થઇ ગયા. આરસીમાં જોતા જાય અને કપાળે પાઘડીના વળને તપાસતા જાય. બસ 'આવી ગઈ....તે આવી ગઈ.'

એમ વિચાર કરતાં આનંદમાં આવી ગયા. પેલી પાઘડી ઉતારી બાજુએ મુકી અને કંઇક કામ કરવા ગયા પણ તેની ફામ તેને રહી નહિ. પેલું કામ કરતાં પણ આવી ગઈ તે આવી ગઇ એકજ ધૂન. હાથમાં લાકડી લઈ ફેરવતાં ફેરવતાં અને મોઢેથી 'આવી ગઇ તે આવી ગઈ. બોલતા' સસરાજીના મુકામે આવી લાગ્યા. સસરો તો બિચારો ભલો માણસ, તેણે જોરભાઇને તાનમાં ને તાનમાં આવતા દીઠા. તેણે ઉભા થઈ જમાઈ રાજને માન આપ્યું અને કહ્યું 'આવો આવો જોરભાઇ પણ એનું સાંભળેજ કોણ! 'બસ આવી ગઈ તે આવી ગઇ', 'આવી ગઈ તે આવી ગઇ' સસરાએ ધાર્યું, ડાગળી ચસ્કી લાગે છે. તેને જોરથી એક લપાટ મારી ને જોરભાઇની લાકડી પકડી લીધી. શું આવી ગઇ તે આવી ગઇ?' જોરભાઇ તો ભોંઠા પડી ગયા અને માથા ઉપર હાથ ફેરવીને જોયું તો, 'આવી ગઇ તે રહી ગઇ'.

આ પ્રમાણેનો ઘાટ અભિમાનીઓનો છે. જેમાં તેમાં જીદ અને આપ મતીલાપણું, પોતે જ પંડિત, બીજાને કંઇ આવડતું જ નથી, પણ જ્યારે ખરો ગુરૂ મળે છે ને અનુભવની લપાટ લગાવે છે ત્યારે ખબર પડે છે કે જે આપણે જાણતા હતા કે આપણામાં બધું આવી ગયું છે

તે તો રહી ગયું છે પાછળ. આ રીતે સદ્ગુરૂની લીલા છે.

"શબ્દના ગોળા છૂટવાને લાગ્યા ત્યારે મોખરે રહ્યા સૌ રાચી કાયર હતા તે તો નાસી ગયા અને બીજાની ભ્રમણા ભાંગી."

'ભેખધર ભેખધર ગુરૂકા બાળકા, કાળની ચોટ પર મેખ મારી.' એમ કહી ગુરૂદેવ પૂર્ણ જુસ્સામાં આવી સત્ય સ્વરૂપનું જ્ઞાન કરતા, અને એકજ પ્રભુ પરમાત્માના સ્વરૂપને સમજાવી સમજાવીને શાસ્ત્રનો સાર પોતાની વિમળ વાણીમાંથી નીતારતા.'**सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदन**'

ગીતાજીને મોઢે તાળું છે. તેની કુચી કોને હાથ છે તે તમે જાણો છો? 'તાળાકુંચી મ્હારા ગુરૂજીને હાથ.' સર્વ ઉપનિષદોરૂપી ગાયોને દોહનારા શ્રીકૃષ્ણ છે અને તે ગાયો પા'નો કોને માટે મૂકે છે? વત્સરૂપી અર્જુનને માટે, અને બાકી જે દૂધ વધે છે તેના ભોકતા કોણ છે?' 'સુધી.' જેની મતિ સવળી છે, સરળ છે, સાચી છે, સારી છે, અધિકારી છે તેજ. જેમ પિતાનું દ્રવ્ય દીકરાને માટે છે, જેમ ગુરૂનું જ્ઞાન શિષ્ય માટે છે, જેમ પતિનો પ્રેમ સ્રીને માટે છે, તેમ ગીતાજીનું જ્ઞાન અર્જુનને માટે છે અર્જુન શિષ્ય અને ગુરૂ શ્રીકૃષ્ણ. **शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्** ॥

તો જે શિષ્ય છે તેજ ગુરૂનું રહસ્ય જાણી શકે, ગુરૂમુખીને માટે ગીતા છે, નહિ કે નુગરાને માટે. સાક્ટને માટે એ તાળું મોટું છે. એ તાળું ખોલવાની કુચી શ્રી ગુરૂદેવનેજ હાથે છે એટલે તે જો સમજાવે તોજ ગીતાનું જ્ઞાન થાય, બાકી ગીતામાં આમ કહ્યું છે ને ગીતામાં તેમ કહ્યું છે!! એ બધું મોઢેથી બોલીએ એટલુંજ. બાકી ગીતા

સુગીતા કર્તવ્યા ગીતાને સરળ કરવાની છે. એ સરળ તેજ કરી શકે કે જેને અનુભવ હોય. અનુભવ થવો સ્હેલો નથી. દરીયાનું પાણી કેટલું તપે છે, ત્યારે તે વરાળ થઇને વાદળ બંધાય છે. અને એ વાદળ કેટલાં તપે છે ત્યારે ચોમાસામાં ખારૂં પાણી મીઠું થઇને વરસે છે. આ બધી વાત કુદરતી છે. તેમ અનુભવ એ મીઠું પાણી છે અને દરીઆરૂપી શાસ્ત્રનો ભંડાર અને અનેક વચનો રૂપી ખારૂં પાણી તેને એકજ રૂપમાં મીઠું કરીને બહાર કાઢવું અનુભવરૂપમાં કહેવું એ કંઈ સહેલું નથી. માટે વાંચો તો ભલે પણ વિચાર કરતા રહો. 'વાંચીને જે કરે વિચાર તે સમજે છે સઘળો સાર.' થોડું વાંચો પણ વિચાર કરો. વિચારથીજ સઘળો સાર જડશે. આતો 'વાંચતો વાંચતો ચાલ્યો જાય ને વૈશંપાયન કોની માય' ગીતાજીનું રહસ્ય અને ઉપનિષદોનું રહસ્ય જાણવું સ્હેલું નથી. કળિયુગમાં ત્રણ ગ્રન્થ વરદાની છે. એક **શ્રીમદ્‌ભાગવત, ગીતા** અને **તુલસીકૃત રામાયણ.** એ ત્રણે શાસ્ત્રોનું અધ્યયનજ સદ્‌ગતિ આપવાને સમર્થ છે.

વેદાન્તની પ્રસ્થાનત્રયી બ્રહ્મસૂત્ર, ઉપનિષદ્ અને ગીતા તેના કરતાં પણ ઉપલી ગીતાનું મહાત્મ્ય વધારે છે માટે ગુરૂ મુખીને જેવી ગીતા ફળે છે એવી બીજા કોઇને ફળતી નથી. જે શાસ્ત્રો રચાયા છે તે શિષ્યોને માટેજ છે, નુગરાને માટે નહિ.

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો પ્રસંગ સોળમો સમ્પૂર્ણ થયો.

—=:o:=—

(૧૭)

અમે તો ભજન કરીએ છીએ, ભાગવત ગીતાનો પાઠ કરીએ છીએ, અમે તો બધું જ જાણીએ છીએ, એવી વાત કહેનારા ઘણા છે; પણ એવાં લોકો એમ વિચાર નથી કરતાં કે પોતાનો નિશ્ચય શું છે ? નિશ્ચય જ મુખ્ય વસ્તુ છે. નિશ્ચયથી જ દરેક વસ્તુ પામી શકાય છે. એ તો પેલા ડાહીના ઘોડાની રમત, જેવું છે. છોકરાઓ ભેગા થઇને ડાહી ઘોડો રમે છે તેમાં પૂછે છે, 'ઘોઘરે ઘોઘ તારા મનમાં કોણ ?' એ તો પેલો સત્યનારાયણ. હાં–પકડાઇ ગયો. પેલાના માથાપરનો દાવ ઉતરી ગયો. આખી દુનિયામાંથી સત્ય-નારાયણનો નિશ્ચય થઇ ગયો એટલે જન્મમરણનો દાવ ઉતરી જાય છે. એમ નિશ્ચય થાય છે.

'માયા પડળ પરાં કરે, તેનાં દિવ્ય લોચન ઉઘડે.
તેને સત્ય સૂઝે સ્હેજમાં, જગદીશ જેમનો તેમ જડે.'

બાકી તો બધા ફાંફાં છે. સબ સબકે તાનમેં ગદ્ધાભી મસ્તાન.

પેલા સસરાજી માળા ફેરવતા હતા. એટલામાં કોઇ મળવા આવ્યું, ત્યારે નાની વહુ બહાર આવી તેને પેલાએ સવાલ કર્યો. તેણે જવાબ વાળ્યો 'એતો ઢેડવાડે ગયા છે.' પેલો તો જતો રહ્યો. માળા ફેરવતા સસરાએ સાંભળ્યું. પછી તેણે વહુને પૂછ્યું કે 'કેમ વહુ ખોટું બોલ્યા ?' તેણે કહ્યું 'તમે માળા ફેરવતા હતા પણ તમારૂં મન તો કોશ સાંધવા આપ્યો છે તે ઢેડવાડામાં હતું' સસરાએ જાણ્યું વહુ તો ચતુર છે. આ રીતે ભક્તિ નથી થતી. જેને જેનો નિશ્ચય થાય તેને તેમાં તે દરશાય. નિશ્ચય થવો

જોઈએ. નહિ તો ગમે તેનું નામ દેવાથી દાવ ઉતરતો નથી. તેમ ગમે તેમ ભજન કરવાથી જન્મ મરણુ મટતાં નથી. પેલી ગીતા ફેલ ગઈ જેવો ઘાટ થાય છે. એક બાવાજી દરરોજ ગીતા વાંચ્યા કરે. ગીતામાંથી એને એમ સમજ પડી કે 'હે અર્જુન ! તું સર્વનો ત્યાગ કરી મારે શરણે આવ.' એટલે તેઓ અઘોરવનમાં જઇને ભગવત્સ્મરણુ કરવા લાગ્યા. ઝુંપડી બાંધી પોતે એક કૌપીન, લંગોટીભેરજ રહેવા લાગ્યા. ઝુંપડીમાં ઉંદર થયા હતા તે બાવાજીની લંગોટી કાતરી ખાવા લાગ્યા બાવાજીએ વિચાર કર્યો ઉંદર દરરોજ કાતરી ખાય છે તો એક બિલાડી રાખું.' એમ કરતાં એક બિલાડી પાળી. પણ બિલાડી તો પાળી હવે એને ખવડાવીશું શું ? અહીં કંઇ અન્ન બન્ન થોડું છે? લાવ એક ગાય રાખું; જેથી તેનું દૂધ પાઇ શકાય. એમ કરતાં એક ગાય પાસેના ગામ લોક કથા સાંભળવા આવે તેને કહીને રાખી. પણ ગાયની ઉઠવેઠ સેવાચાકરી કોણ કરે? તેને ચારો નાંખવાનો ! એમ વિચાર કરતાં એક માણુસ રાખું એમ થયું. એક ભાવિક ભક્ત ચાકર થઇને રહ્યા પણ વસ્તીથી જંગલ દૂર હતું તે દરરોજ ત્યાં ખાવા જવાની અડચણુ પડવા લાગી. એને ખવાડે કોણુ ? એમ કરતાં એક ભક્તે ભલામણુ કરી 'બાવાજી તમે આમ એકલા રહો છો તેના કરતાં કંઇ લગન કરો તો ઠીક.' બાવાજીએ પહેલાં તો બહુ ના કહી પણ મનમાં ભાવતું તું ને વૈદે કહ્યું એટલે પીગળ્યા અને લગન કર્યાં. હવે લગન થયા પછી એમ ને એમ કેમ રહેવાય એટલે તેમાંથી ચેતનદાસ અને રામકી પેદા થયા.

એક દિવસ બાવાજીનો ગુરૂભાઇ ત્યાંથી જતો હતો તેના મનમાં થયું 'લાવ બાવાજીને ઘણા વખતથી મળ્યો નથી તે મળી આવું.' ત્યાં તો બાવાજીનું નામ પૂછતો પૂછતો એના બારણામાં આવી પહોંચ્યો. તેના મનમાં બાવાજી કેટલાએક સમાધિમાં ચઢી ગયા હશે. ત્યાંતો બાવાજી ચેતનીઆને રમાડે અને રામકી બહાર બિલાડી સાથે રમે, પેલી બાવીજી રસોઈ કરે. પેલાને આશ્ચર્ય થયું અને બોલી પડયો, 'બાવાજી આ તમે?' 'હા ભાઈ' બાવાજી ઝાંખા પડી ગયા.

'આ શું કર્યું?' 'મૈં કયા કરૂં ગીતા ફેલ ગઇ.'

બાવાજી ઝંખવાણા પડી ગયા. આ રીતનો ઘાટ છે. બેઉ બગડે બાવી. જ્ઞાનવૈરાગ્ય વિનાની ભક્તિના આ ઘાટ થાય છે. જ્ઞાન અને ભક્તિ કેમ ઉત્પન્ન થાય છે તે જાણો છો?

'સત્સંગ દેશમાં ભક્તિ નગર છે, પ્રેમની પોળ પૂછી જાજો હોજી; ત્રેહ તાપ પોળીઆને મળી મ્હાલે મ્હાલ-જોરે, સેવા સીડી ચઢી જાજોરેજી.'

આ રીતે કરશો તોજ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ વિગેરે મળશે. માટે સત્સંગજ મુખ્ય વસ્તુ છે. એ સત્સંગની દીકરી કોણ છે તે તમે જાણો છો? શ્રદ્ધા! અને દીકરો વિશ્વાસ છે. માટે સત્સંગ કરતાં પ્રતીતિ થાય, શ્રદ્ધા બેસે, વિશ્વાસ આવે ત્યારેજ પ્રેમ પેદા થાય છે. એ પ્રેમથીજ બીજા બધા મોહ છૂટી ભગવાનમાં પ્રેમ થાય છે. એ પ્રેમ પહેલાં મોહ છૂટી જાય અને સમજ પડે તેનેજ વૈરાગ્ય અને જ્ઞાન સમજો. હરિજનો! એ વિશ્વાસથીજ વિશ્વંભર છે. જેને એ વાતનો નિશ્ચય નથી પછી તેને

વિશ્વાસ શેનો બેસે? અરે! વિશ્વાસ હોય તોપણ નિશ્ચય નહિ પછી તેનું કામ પણ શી રીતે થાય? માટે વિશ્વાસ રાખો વિશ્વાસ રાખો. વિશ્વાસ વિના તમારાં કામ દુનીયામાં પણ કોઇ કરતું નથી. 'અરે! છોકરા એક પૈસાનો સાબુ લઇ આવને,' પણ વિશ્વાસ નહિ હોય તો તે પણ લાવે નહિ. રખે એમાંથી એકાદ પૈ ખાઇ જશે! આવી રીતે અવિશ્વાસથી દુનીયામાં એક છોકરૂં પણ કામ કરતું નથી તો પછી પરમેશ્વર પણ શું કરવાનો છે? વિશ્વાસ તો ભારે ચીજ છે. જેણે જેણે વિશ્વાસ રાખ્યો તેનેજ પ્રભુજીએ દરશન દીધાં, પણ એ વિશ્વાસ આવવો સ્હેલો નથી. એ તો કૃપા હોય શ્રીરામકી ત્યારેજ વિશ્વાસ બેસે છે. માટેજ વિશ્વાસમાં વિશ્વંભર. તળીયું તાડું હોય અને પછી કહે 'અમે તો બહુએ વિશ્વાસ રાખ્યો પણ પ્રભુએ તો અમને દાદ દીધીજ નહિ.' અરે! તારો વિશ્વાસ તારા તળીયા પર હતો પછી પ્રભુને શું કામ વગોવે છે? હરિજનો! પ્રભુને વગોવો નહિ, જો કે તેને તો તેમાં કંઇ લેવાદેવા નથી. આ અજવાળામાં કોઇ કાવાદાવા કરે કે કોઇ મોતીના ચોક પૂરે તેમાં સૂર્યનારાયણને શું! તેમ તેને તો ખેલવું છે તે ખેલે છે. તમે તમારે ફાવે તેમ ચાલોને! પણ યાદ રાખજો—એના કાયદાની બહાર જશો તો કુદરતી ગોદો ઘાલી દેશે.

એક બ્રાહ્મણ હતો. તે શંકરપાર્વતીના મંદિરમાં જપ કર્યા કરે. એક દહાડો શંકરપાર્વતી વાત કરે, 'આ બ્રાહ્મણે આપણી ઘણી આરાધના કરી છે, આપણે તેને કંઈ આપવું જોઇએ.' મહાદેવજી કહે 'ત્હારો કેટલા આપવાનો વિચાર

છે! મારો તો સો આપવાનો વિચાર છે.' પાર્વતી કહે 'એ બિચારાને સોમાં શું ચાલે એને તો બસો આપવા જોઈએ.' ત્યારે પોઠીઓ કહે 'ના, ના, માતાજી બસો તો ઓછા પડે ત્રણુસો આપો.' એટલામાં ગણુપતિ રમવા ગયા હતા તે આવીને બોલ્યા 'અરે! ભગતને આપતાં ગણુત્રી કરો છો? હું તો કહું છું કે ચારસોજ આપો.' બધાંએ મળીને રૂ. ૪૦૦ આપવાનું નક્કી કર્યું ? અને આવતી કાલે સવારે કાચબાની આગળ મુકવાનો નિશ્ચય કર્યો. હવે એ વાત શંકર પાર્વતીની પૂજા કરવા આવનાર વાણીયાએ સાંભળી. તેના મનમાં આવ્યું આ તો ઘણો સારો ધંધો છે. આપણે આ બ્રાહ્મણ સાથે કોન્ટ્રાકટ કરીએ. તેણે તરત ને તરત બ્રાહ્મણ જે બહાર બેઠો બેઠો જપ કરતો હતો તેની પાસે જઈને કહ્યું; 'બોલો મહારાજ હું તમને બસો (૨૦૦) રૂપીયા આપું, તમારે તમારા જપ માંડી વાળવા છે? આ બધીજ ભક્તિનું પુણ્ય મ્હારૂં.' બ્રાહ્મણ તો બિચારો રાજી રાજી થઈ ગયો. તેણે કહ્યું 'બહુજ ખુશીથી, શેઠ સાહેબ' પણ શેઠજી, હું બહુજ ગરીબ છું. જરા વધારો તો બહુ સારૂં થાય.'

'ચાલ ભાઈ, ત્હારૂં એ રહ્યું ને મ્હારૂં એ રહ્યું, ત્રણુસો.' મનમાં વિચાર કર્યો આમ કરીશું તોપણુ સો રૂપીયા નફો રહેશે. વળી કયાં નવો આસામી શોધવા જઇશું! તેણે રોપથી કહ્યું—'જુઓ મહારાજ, બહુ લોભ સારો નહિ.' બ્રાહ્મણે કહ્યું 'સારૂં માબાપ.' એમ કહીને વાણીયાએ ત્રણુસો રૂપીયા લાવી બ્રાહ્મણુને ગણી આપ્યા અને સંકલ્પ કરાવીને પુન ખંખેરી લીધું. બીજે દહાડે સવારના ચાર વાગાનો આવીને તે કાચબાની સામે બેઠો.

તપોધન જાણે એ ભાવિક વાણીયો છે, એટલે કોઇને શક ગયો નહિ. એમ કરતાં આઠ વાગ્યા, નવ વાગ્યા, દશ વાગ્યા, અગ્યાર વાગ્યા, બાર વાગ્યા, બપોર થયા, પેલાને કંઇ કળ કે ચેન પડે નહિ. હવે કરવું શું? પેટમાં તો કકડીને લાગી. જો જતો રહે તો પગપતિ પોટલી મૂકી જાય ને કોઇ બીજો લઇ જાય તો? વાણીયાનો ક્રોધ તો વધી ગયો. છેવટે બહુજ કંટાળ્યો અને ફુંફાડા મારતો ગણુપતિની પાસે ગયો અને તેના પેટમાં એવી તો લાત મારી કે પગ ગણુપતિની વાંકી ગોળ સૂંઢમાં ભરાઇ ગયો. તે નીકળેજ નહિ. તે તો બૂમબરાડા પાડવા લાગ્યો, પણ એનું ખરી બપોરે કોણુ સાંભળે? છેવટે તપોધન આવ્યો અને બહુ મહેનતે તેનો પગ છોડાવ્યો પણ પગનું હાડકું સળી ગયું અને ૪૦૦ લેવા જતાં ૮૦૦ નો ખરચ થયો તે જુદો. આ રીતે વગર વિશ્વાસે પરમેશ્વરની સાથે વેપાર કરે, તેમ આપણે બધા એને વિશ્વાસને નામે છેતરીએ એ કંઇ સારૂં કહેવાય? પેલા બ્રાહ્મણને ખોટ લગાડી રગાવા ગયો તેના હાલ કેવા થયા! આ તો, દરરોજ અકબર પાદશાહ હતો તે 'અલ્લાહ! મુજે પૈસા દે! મુજે રાજગાદ્દી દે.' એમ કહે. એક ફકીર આવ્યો તેના મનથી બાદશાહ મને કંઇ આપશે. પણ તેણે તો પાદશાહને આવી ધનદૌલતની નિમાજ પઢતા દીઠો. તેણે વિચાર કર્યો ખુદ બાદશાહજ ભિખારી છે તો તે મને શું આપી નાંખવાનો છે! હુંજ અલ્લા કને માંગીશ.

આપણે જોઇએ છીએ ભગવાનનું ચરણુશરણુ અને તેને લીધે ભક્તિ કરીએ છીએ અને પાછા માગીએ છીએ

ધનદોલત. આ તો એમ વિચાર કરે, 'લાવો, શુકદેવજીના શિષ્ય થઈશું તો મહારાજ લાગવગ લગાડીને કન્યા અપાવશે.' શું શુકદેવજી અહીં બેઠા છે તે એવું કરવાને બેઠા છે? એ તો નજરજ એવી. જઈ જઈને આવી વાતો પર જાય અને પછી નિસાસા નાખે તે શું કામનું? આ કરમના બજારમાં ભગવાન કને શું માંગો છો? એ તો મારો દયાળુ છે તેને તો કંઈ ખોટ નથી પણ આપણેજ શરમાવું જોઈએ. તેને કંઈ તમે માગો તેમાં રાગદ્વેષ નથી. સુદામા ભગવાનને મળવા ગયા. તેને એમ શરમ આવતી હતી કે સાક્ષાત્ પ્રભુ કને જઈને આ નાશવંત દુનિયાના વૈભવો માગું? એમાં શું માગવું! પણ સ્ત્રીહઠને માન આપીને ગયો તો પણ માંગતા એનો જીવ નહિ. એ તો મારો અંતરજામી તે જાણી ગયો અને તે તો ભાવનો ભૂખ્યો તે તેના મહેલ કનકના કરી આપ્યા.

ગોવિંદ તો ભાવનો ભૂખ્યો...શબરીના બોર સુદામાના તાંદુલ મુઠ્ઠી ભરી ભરી ભુકયો–ગોવિંદો—માટેજ કહું છું, કે પેલો પેશ્વા હતો શિકારે નીકળેલો, તે એક બ્રાહ્મણ જંગલમાંથી જતો હતો તેણે એક સાપને પેશ્વા સરકારને ડંખ મારવા જતો જોયો. પેલા બ્રાહ્મણે બૂમ મારી પેશ્વા બચી ગયો. તે બ્રાહ્મણ પર ઘણો ખુશ થયો. આ વખતે બ્રાહ્મણને બહુજ તલપ લાગેલી પણ તેમાં ચોળવાને ચુનો ન હતો એટલે તેણે પેશ્વાએ કંઈ માગવાનું કહ્યું, 'સરકાર ખુશ થયા હો તો ચુનો આપો.'

અરે માગી માગીને આટલુંજ માગ્યું!—આવુંજ માગ્યું! પેલા બ્રાહ્મણે વ્યસનને વશ થઈ એજ માગ્યું.

છેવટે સરકાર તો દયાળુ હતા તેણે પોતાના પ્રધાનને હુકમ કર્યો 'આ બ્રાહ્મણના ઘરમાં ચુનાની ગુણોની ગુણો મોકલી આપો.' આ રીતે જ્યારે મોટા પુરૂષ પ્રસન્ન થાય ત્યારે સ્ત્રી છોકરાં ધન માંગવા તરફજ લોકની વૃત્તિ જાય છે, ત્યારેજ આપણે કમઅક્કલના અને કમભાગી ગણાઈએ છીએ. માગવું તો એવું માગવું કે જન્મનું દળદર નીકળી જાય! જન્મમરણ મટી જાય! પ્રહ્લાદે શું માગ્યું! ધ્રુવે શું માગ્યું! અરે ધ્રુવે માગ્યું તો માગ્યું પણ મારા વ્હાલાએ અમર પદ આપ્યું. એના જેવો કૃપાળુ કોણ છે? એ મહારાજાધિરાજ કોટિ કોટિ બ્રહ્માંડાધિનાયક છે. સમ્પત્તિમાં જેટલું સુખ છે તેટલુંજ દુઃખ છે. દુઃખરૂપી પદાર્થની ઇચ્છા કરી ભક્તિ કરે અને જ્યારે તે મળે અને દુઃખ પડે ત્યારે ભગવાનને દોષ આપીએ છીએ. આપણા ભજનનાંજ કયાં ઠેકાણાં છે?

પેલો સાંઇમૌલા હતો તે જંગલમાં રહે. તે દરરોજ અલ્લાને પ્રાર્થના કરે-'અલ્લા મુઝે બેઠનેકુ ઘોડા દે-'

આમ કેટલોક વખત પસાર થઇ ગયો. એક વખત કેટલાક ઘોડેસ્વારો ત્યાં થઇને જતા હતા તેઓમાં એક ઘોડી હતી તે ભારેવાઇ-તેને એક ઘોડું નીકળી પડયું-પેલા ઘોડેસ્વાર તો ગભરાઇ ગયા. તેઓને આવા જંગલમાં માણસ પણ કોણ મળે? એટલામાં આ સાંઇમૌલાની ઝુંપડી તેમની નજરે પડી. એક સ્વાર ત્યાં આવ્યો અને રૉફથી બોલ્યો, 'એઇ સાંઇ મૌલા! ચલો યહ ઘોડીકા બચ્ચાકુ ઉઠાલો, નહિ તો માર પડેગા.' સાંઇ મૌલા બિચારા શું કરે? તેણે તો આવીને ઘોડાને ખભા ઉપર ઉંચકયું અને વાલે મોઢે

નીચું જોઇને ચાલવા માંડયું. રસ્તામાં તેનો એક સાથી મળ્યો તેણે પૂછયું ' કયું સાંઈ કીધર ચલે ? '

' રે કયા યાર ! યહ દેખ ! અલ્લાને સુની તો સુની લયકીન ઉલટી સુની. મુઝે ઘોડેપે બૈઠના થા લયકીન ઘોડા મુઝપે બેઠ ગયા. ' સાંઈ મૌલા આટલું બોલી ચાલતા થયા. આ રીતે સાંઈ મૌલા જેવો આપણો ઘાટ ન થવો જોઈએ. આપણે તો પ્રભુની નિષ્કામ ભક્તિજ કરવી જોઈએ. છોકરાં માગીએ ને છોકરાં થાય ને મરી જાય, તો પછી ભગવાનને દોષ દઇએ, કે ' પાછાં લઈ લેવાતા ત્યારે ભગવાન આપે છે શું કરવા ? એવું કરવું તું તો આપવાજ ન્હોતા.'

લે, આતો આવતુંએ વહેરે ને જતુંએ વહેરે. છે જીભમાં હુકાર ? એવી દુન્યા માગે છે અને મળે છે ત્યારે આપનારનોજ દોષ કાઢે છે. એ દુન્યા દોરંગી છે એમાં કોઇ નહિ તારો સંગી માટે સાચું સમજો. સાચું સમજવુંજ નથી અને રાત દહાડો નિંદા સ્તુતિમાંજ દટાઇ રહેવું છે તેને ઉપદેશ શું આપવો ?

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये।
पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥

વાંદરાને શણગાર અને મૂર્ખાને માન વળી " આંધળાને આરસી આપીએ તો તેમાં દોષ કોનો ? માટે " સંસાર દુઃખનોરે દરીયો, માંહે મોહજળ અથાગ ભરીયો; કીચડમાંહી રે કરમણા, સૌને વળગી વિધવિધ ભ્રમણા." એ દુઃખનો દરીઓ આવા મૂર્ખોના સંગથીજ થાય છે.

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ સત્તરમો સમ્પૂર્ણ.

**પ્રથમ કલા સંપૂર્ણ**

# શ્રી સદ્ગુરૂ ચન્દ્રોદય

## દ્વિતીય કલા



—: લેખક :—

શ્રી દિવ્યજ્યોતિ

હીરાલાલ છગનલાલ તારકસ

## ૧૮

પેલા ગૃહસ્થાશ્રમી લોકો ગૃહસ્થાશ્રમ ચલાવે છે પણ ગૃહસ્થાશ્રમની આવડત નથી અને કોઇ સમજુ માણસ સમજાવે છે ત્યારે કહે છે કે મહારાજ એમ શું કહો છો ? ગૃહસ્થાશ્રમી નહિ હોય તો તમને ખાવાનું કોણ આપે ? આ વેરાગડા સાધુઓને ચપટી ધાન પણ ન મળે. વાત તો સાચી. ગૃહસ્થાશ્રમીનો ધર્મ સૌથી ઉત્તમ અને મોટો છે પણ ગૃહસ્થાશ્રમની લહેજત લેવી જોઇએ તે લેવાતી નથી. આ તો સવાર પડે ને શોરબકોર અને ધાંટાધાંટ—નહિ ઠેકાણાં બોલવાનાં કે નહિ ઠેકાણાં પહેરવાઓઢવાનાં. ગોર પંચભાગ લેવા આવે કે ન્હાતા ન્હાતા ઉઠીને પંચભાગ પુરી આપવાનો—કોઇ પરોણાં આવ્યાં તો નાખો વખારે અને માન જોઇએ છે ગૃહસ્થાશ્રમનું. બૈરાંનુંજ રાજ્ય એનું નામ તે ગૃહસ્થાશ્રમ કે ગદ્ધાશ્રમ ?

પેલી જીવી હતી તે હરરોજ ધણીને ધોક ઉઠાડે ને ધોક બેસાડે—તે ઉઠાડે ત્યારે ઉઠવાનું ને બેસાડે ત્યારે બેસવાનુ, વરનું તો ત્યાં ચાલેજ નહિ. ભુલેચૂકે બોલાઇ જાય તો બાર વાગ્યાજ સમજવા. એક દિવસ તેની પાડોશણ વીજીને ઘેર તે ગઇ હતી, એટલામાં વીજીનો ધણી આવ્યો. તે ખાંડતી હતી. એના વરે ઘરમાં જઇને પાણી માગ્યું—તે વખતે વીજીનો હાથ ખાંડતાં ખાંડતાં સાંબેલા સાથે ઉંચો હતો તે તેણે તરતજ સાંબેલું પડતું મેલ્યું અને દોડી, પણ ખૂબી એ થઇ કે સાંબેલું અદ્ધરનું અદ્ધરજ રહ્યું. પેલી જીવી તો દિંગ થઇ ગઇ. પેલી પોતાના ધણીને પાણી આપી આવીને પાછી ફરી અને સાંબેલું જે અદ્ધરજ હતું તેને પકડીને ખાંડવા માંડયું. જીવીને મન તો ચટપટી પેઠી. તેણે વીજીની વાત પોતાના ધણીને કહી 'સાંભળો સો ? આજે મેં એક કૌતક દીઠું.'

ધણીના મનમાં થયું 'એને વળી શું દીઠું ? એમાં આપણા તો ભાગ લાગવાના નથીને ?' 'કેમ સાંભળો સો ! પેલી વીજીનો વર ઘરમાં આવ્યો

અને વીજી ખાંડતી'તી, તે એના વરે પાણી માગ્યું એટલે સાંબેલું અદ્ધરજ લટકી રીયું અને એ તો પાણી આલીને પાસી ખાંડવા બેઠી!' જીવીએ ધણીને વાતો કરવા માંડી.

'એમ, ભારી તો તો'–જીવીનો વર બોલ્યો.

'શું ભારી તો તો?–હું પણ એવી થવા, જોજોને!' જીવીએ ટકોર કરી.

'તો તો આમનો સુરજ આમ ઉગે.'–જીવીના વરે પાણી ચઢાવ્યું.

'હું આજે વીજીને પૂસવાની સું, એમ કેમ કરીને થાય?' જીવીએ ચલાવ્યું.

'જોજે એમાં ઉલરાનું દુલરૂં નો કરતી', વરે શિખામણ આપી.

'એ તો હું એવી થોડીજ છેઉં? જોજોને!' જીવીએ પોતાન વખાણ કર્યાં.

'બહુ હારૂ.' કહી વર તો બપોરે ઉંઘી ગયો.

જીવી તો વીજીની પાસે ગઇ ને સાંબેલું શી રીતે અદ્ધર રહ્યું તે પૂછ્યું.

વીજી તો બચારી ભોળીભાળી તેણે કહ્યું 'જોને બોન! એતો ધણી હેવાનો પરતાપ છે.' 'એમ? એ હેવા તે હું વળી?' જીવીએ સવાલ કર્યો.

'જોને બોન, ધણીની પહેલા ઉઠવું, દાતણ પાણી કરી નાઇ ધોઇ પરવારી, ધણીને માટે દાતણ ને પાણીનો લોટો તૈયાર કરી, પાટલો માંડ રાખી તેને મોં ધોવાને પાણી તૈયાર કરી ઉંઘમાંથી ધીરેથી જગાડવા પછીથી તેને ન્હાવાને ઉન્હું પાણી તૈયાર કરી જાતે દીલ ચોળ નવડાવવા, તેને લૂછી નાખી રોમનું નામ લેવાને પાટ માંડવો, એટલામ રસોઇ તૈયાર કરી રાખી તેને જમવાને બોલાવવા—જમતા વાયરો નાખવે પછી સુવાડી દઇ તેના પગ ચાંપવા, પછી તે બહાર જાય અને આવે ત્યારે પણ પગ ધોઇને બટકું શીરામણ કરાવી તાજી ભેંહનું દૂધ અને જે હોય તે ખવાડી લઇ તેને તસ્દી પહોંચે નહિ તેમ ઉંઘાડી દેવા...આનુ નામ હેવા. એ હેવાથી ધણી પરસન થાય સે અને સાંબેલુ ઉભું રહે સે.'

જીવી મનમાં બબડી. 'જોઇ મોટી હેવા. એવી હેવા તો હું કરી લાખું.' એ તો ઘેર આવીને પોતાના ધણીને રૉફથી કહેવા લાગી, કાલે તમારે મારા કહ્યા વિના ઉઠવું નહિ. મારે તમારી હેવા કરવી સે. ધણી તો બિચારો વિચાર કરવા લાગ્યો, ' આ તે વળી કેવીક હેવા કરવાની સે !'

સવારના પહોરમાં જીવી વ્હેલી ઉઠી પરવારી ગઈ અને વીજીના કહેવા પ્રમાણે ધણીને ઉઠાડયો, તેને હાથ પકડી લાવી પાટલે દાતણ કરવા બેસાડયો. પેલો તો બિચારો ગભરાવા લાગ્યો. પછી માટી ચોળી ખૂબ ઘસી ઘસીને નવાડયો. પેલાનું તો અંગ ચમચમવા લાગ્યું. પછી કકડે એવા જોરથી લુછવા માંડયું કે પેલો બોલ્યો 'રહેવા દે રહેવા દે.' 'છાનારો છાનારો,' મારે તમારી હેવા કરવી સે ! જો ખબરદાર ! બોલ્યા તો ? પેલો તો ચૂપજ થઇ ગયો. પછી ઉનું ઉનું ફફળતું ખવાડયું. પેલાને ડામ પડી ગયા. પગ ચાંપ્યા તે પગ મચડાઇ ગયા. ત્રિજે દિવસે તેણે ધણીને બદેઆદ બહાર કઢાડયો અને કહ્યું ' તમે બહારથી આવીને પાણી માગજો. હું ખાંડવા બેસું સું.' ધણી તો બિચારો બીતો બીતો બહાર ગયો અને બીતો બીતો ઘરમાં આવી ખાટલા પર જઇને સૂતો અને 'પાણી' એમ બૂમ મારી—પેલીએ સાંબેલું ઉંચું ધરીજ રાખેલું તે છોડી દીધું અને વ્હેલી વ્હેલી પાણી આપવા ઉઠે છે ત્યાં તો સાંબેલું માથા પર પડયું અને રાતું પાણી નિકળ્યું. તે તો વીજીને અને એના ધણીને ગાળો દેવા મંડી અને ધણીને મારવા લાગી. આડોસી પાડોસી ભેગા થઇ ગયા અને તમાસો જોવા લાગ્યા. 'અલિ બેન, આ વીજીની શિખામણથી મેં આ કઇરૂં ને આમ થીયું !' ત્યારે પડોશીએ કહ્યું, મેર રાંડ ! એમ દેખાદેખી તે થતું હશે ? આ તે તમારો ગૃહસ્થાશ્રમ કે ગદ્ધાશ્રમ ?'

જુઓરે જુઓ જગતના લોકો કુંભારજા નારી છે—

આ રીતે ગૃહસ્થાશ્રમ નથી કરવાનો. ગૃહસ્થાશ્રમ તો બધા આશ્રમોમાં મોટો છે.—જનક, રામ, કૃષ્ણ—વિગેરે ગૃહસ્થાશ્રમી હતા, પણ એ વાત કોને રૂચે છે ? કડવું ઓસડ કોને સારૂં લાગે ? જેને પોતાના રોગની ખબર હોય તેને. આતો પોતે રોગીજ નથી એમ માને

છે તેને ઓસડ શેનું ગમે? પોતાના છોકરા મ્હોમાં છાણું ચાંપે તેને માટે તો તેઓ ફીકારે, એમ હેસે હેસે કહીને છાતી સાથે દબાવે છે, પણ પુત્ર કોનું નામ તેની તો ખબર નથી. ॥ **पुन्नाम नर्कात् तारयतीति पुत्रः** ॥ પુન્નામ નર્કથી તારે તે પુત્ર બાકી બીજા બધા છોકરા એટલે છો અને કંરા-કાદવ સમજો. આ તો આમન્યાજ નથીને! પેલા વકીલ સાહેબ બેઠા બેઠા અસીલ સાથે વાતો કર્યા કરે અને ગામથી બાપ આવ્યો તે દીકરો અસીલો સાથે વાત કરે છે જાણીને, ગામડાનો માણસ, તે જોડા આગળ બેઠો. પેલા અસીલે પૂછ્યું 'આ કોણ ગામડીયો બેઠો છે?' ત્યારે વકીલ સાહેબ બોલ્યા 'એતો અમારા ઘરનો નોકર છે.' એટલે પેલાથી રહેવાયું નહિ તેણે બરાડે પાડીને કહ્યું 'ના, ભાઈસાહેબ! હું તો એના ઘરનો નોકર નથી પણ એની માંના માટી સું!' બધા અસીલો હસી પડ્યા. આ જમાનોજ એવો છે, કલિયુગ છે, પણ કલિયુગ કલિયુગ કરીને બગડી જશો તો સુધરવા અઘરા થઈ જશો. બહુ ભણીને સંનેપાત થઈ જશે તો ગાંડાની ઇસ્પીતાલમાં નાખવા પડશે.

પેલો હજામ હતો તે સાહેબને ઘેર નોકરી કરીને ગામડે પાછો આવ્યો. આંધળા ગામમાં એરંડીયો પ્રધાન, તેમ આખા ગામમાં એ લાલીઆઅંગ્રેજી જાણે ભણેલા. તે એક દિવસ એક અંગ્રેજ ત્યાંથી નિકળ્યો. તેને કંઈ જોઈતું હતું પણ કોઈને સમજ પડે નહિ, એટલે લોકોએ જાણ્યું પેલો લાલીયો અંગ્રેજી ભાષા જાણે છે તેને બોલાવો. ભાઈસાહેબ તો આવ્યા. પેલાએ સેકીન કરી, લાલીયાએ પણ કરી. પેલાએ વાત કરવા માંડી ત્યારે પેલો પણ બોલવા લાગ્યો યસ-નો-યસ નો. પેલાને જે ચીઢ ચઢીને તે બે ધોલ લગાવી પાડી. એજ લાલીઆ માંદા પડ્યા અને તાવ વધ્યો તે બૈરીને કહે '**વાતર**', પણ પેલી બૈરી બિચારી સમજેજ નહિ અને રામશરણ થઈ ગયા.

પેલી બાઈએ કોઈ બીજાને આ વાત પૂછી ત્યારે તેણે કહ્યું, વાતર એટલે પાણી. પેલી બિચારી રોઈ પડી અને કૂટવા લાગી, 'વાતર વાતર કહેતા જીવડા ગયા અને ખાટલા નીચે વાતર.'

માટે બહુ ભણીને માનમર્યાદા મુકી દેશો તો આવા ઘાટ થશે. પેલા ભણેલાને તો સાત તાપ અને અભણને તો ત્રિવિધિ તાપ. અભણ તો બિચારો આધિ વ્યાધિ ને ઉપાધિથીજ ઘેરાયો છે, જ્યારે ભણેલાને અભિમાન, અદેખાઇ, ભણેલું ભૂલી જવાનો ભય અને માનભંગ એ ચાર વધારે તાપ છે અને ત્રિવિધિ તો લાગેલાજ છે. માટે સમજો. પેલા ભણેલા છે ને વિલાયતી જોડા છે તે કબાટમાં બેસસે અને અભણ છે તે ગામડીઆ જોડા છે તે બારણાંની પાસે રહેશે. બાકી જોડા તો સરખાજ છે. એ તો પ્રભુની અનુકુળતા હોય તોજ પોતાની વિદ્યાનો સદુપયોગ થાય. બહુ ડોક્ટર થયા તેવા રોગ પણ જુદી જાતના થયા. અમારા વખતમાં રોગરાઇ જવલ્લેજ થતા. આતો ઝાડો સાફ ન થાય તો પણ ડૉક્ટર—અને સલેખમ થાય તોપણ ડૉક્ટર, એતો જમાનોજ એવો આવે છે.—સાધના પણ જુદી જુદી જાતની નિકળી છે. કોઇ ભૂત પ્રેત સાપ વિછુ એજ વિદ્યાના સાધનારા વધારે નીકળ્યા છે, પણ એ કંઇ કામ લાગવાનું નથી.

'અન્ય દેવકુ ધાવે કુશળતા કૈસે પાવૈ
ફરી ફરી મુરખ જન્મ નકામો ગુમાવે'.

માટે સાચું તો ઢંકાઇ ગયું—આટલો આટલો પૈસો છે પણ એ પૈસો દેખાતોજ નથી. અમારા વખતમાં પૈસો ન હતો પણ લોકનાં શરીરો પણ કેવાં મજબૂત હતાં? આ તો એક રોટલી કે અડધો લાડુ ખાય કે ઠેં થઇ જાય, એવા જમાનામાં વિદ્યામાયાનો પ્રભાવજ વધી ગયો છે.

## પરા પ્રકૃતિ અને અપરા પ્રકૃતિ

પંચમહાભૂતનીજ રમતોના ખેલો એ બધો અપરા પ્રકૃતિ. પરા પ્રકૃતિ તો ગુરૂ મહારાજની સાથે છે. સમજાજ પડતી નથી. ભૂલોની યાદગારીમેં કલમા કુરાના ભૂલ ગયા. આપણાં અસલનાં શાસ્ત્રો અને અનુભવો ક્યાં જતા રહ્યા? એ બધો કાળનો પ્રભાવ છે. બાકી હવે તો, કુતરૂં તાણે ગામ ભણી ને શિયાળ તાણે સીમ ભણી. દરેકને પોતપોતાનાજ મતજ તાણવા છે ત્યાં શું સમજવું?

'આપમતમાં ચાલો ન હઠીલા, નહિ સમજે માર ખાશો મતિલા'
માટે મતમાં ને મતમાં માર ન ખાવો એજ સારૂં છે. આ તો ફલાણો મત અને આતો ફલાણો મત. અરે! મત ફત કરતાં કાંઈ માર પડી જશે અને ફસાઈ પડશો. આ તો નવસો ગાઉની નર્મદા છે તેના ઉપર અનેક તીરથ અને અનેક ઓવારા છે, પછી તે બધેજ ભટકી આચમન કરવાથી શું? સીધા સીધા જે ઓવારે ઉભા છો તેના પરજ પગ બરાબર ગોઠવી શાન્તિથી પાણી પીઓ. ધોબીનો કુતરો નહિ ઘરનો નહિ ઘાટનો એમ કરવામાં શું સાર છે? 'સાર તો એકજ છે તારા ભજનમાં હો શ્યામળીઆજી, સદ્દગુરૂએ આવીને કહ્યું મારા કરણમાં હો શ્યામળીઆજી, બાકી આતો બધા ધૂમાડાના બાચકા છે.–અંધારામાં ને આકાશમાં બાથ ભીડવાથી શું મળવાનું છે? અજવાળાને માટે તો ભીંત તોડી નાખો-ભેદ છોડી દો અને જુઓ, પ્રભુ પરમાત્મા કેવો રમી રહ્યો છે! 'મુજમાં તુજમાં સબમાં ભાસે શ્રીગોપાલ' 'દીલકી ગઠરી દૂર કરે તો નિજ નામ નજરે આવે રે.' એમાં ડાહ્યા થવાની જરૂર નથી. એ તો આપણું મનુષ્ય જન્મનું કામ છે નહિ તો પછી,

'જો માનો તો માનજો, નહિ માનો તો મોજ;
ફાવે ત્યાં ભટકો સદા, પણ જે છો તે છોજ.'
'જૈસા ઓધા માધવકુ, વૈસા માધવ ઓધાકુ.'
'જૈસા તુલસી રામકુ, વૈસા રામ તુલસીકુ.'
માટે–'કવિ કહે સાખી, ને કબિર કહે સાખો,'
'જો તરવાનો ખપ હોય, તો બન્ને બૈરી રાખો.'

જો–જો–આનો અર્થ ઉંધો ન કરતા–બન્ને **બૈરાંનો અર્થ**–**'નીતિ ને ભકિત'**–સંસારમાં નીતિ ને આચારમાં ભક્તિ. 'નીતિમાં નારાયણ અને ભક્તિમાં ભગવાન.' નીતિ ને ભકિત વિના વ્યવહાર ચાલી શકતો નથી. શ્રીમહાદેવે બે બૈરી રાખી 'ગંગા ને પાર્વતી.–ગણપતિએ બે 'સિદ્ધિ અને બુદ્ધિ.' નારાયણને બે 'લક્ષ્મી ને પૃથ્વી'–બ્રહ્માએ બે 'સાવિત્રી ને ગાયત્રી.'–એ બધામાં ગંગા શંકરને માથે છે તે **ભકિત,** કારણ ભકિતને માથે ચઢાવી–પાર્વતી નીતિ, તેને ખોળામાં બેસાડી; એ

રીતે દરેક વસ્તુ સમજી લેવી. એ બે વસ્તુ વિના કોઈ ને કંઈ ચાલેજ નહિ. આ પ્રમાણે ભકિત ભજનમાં પણ નીતિ મર્યાદા બાંધી છે તો પછી સંસારમાં જેમ બને તેમ હાંકે રાખો તે ચાલે કે?

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ અઢારમો સમ્પૂર્ણ થયો.**

---

૧૯

એવા કેટલાએ ભકતો છાના છાના થઇ ગયા છે.

પેલો ખેડુત હતો તે ખેતરમાં હળ હાંકે અને ડચડચ ડચડચ હુરહુર કરીને બળદો હાંકતો જાય, અને મોઢે તે ભગવાનનું નામ લેતો જાય, પણ મોઢે શુદ્ધ ઉચ્ચાર થાય નહિ. ગુરૂએ એને ગોપાળજીનું નામ લેવા કહેલું પણ તે તો ગોછાળજી ગોછાળજી કહે. એક દિવસ લક્ષ્મીજી કહે 'મને તમારા ભકતનું દર્શન કરવાનું મન છે.' ભગવાને કહ્યું 'બહુ સારૂં, ચાલો ફરી આવીએ.' ફરતાં ફરતાં તેઓ પૃથ્વીપર આવી ચઢ્યા. ત્યાં ઉપલો ખેડુત હળ હાંકતો હતો તેને બતાવીને ભગવાને કહ્યું 'આ મારો ભગત છે.' 'આવો તમારો ભગત?' લક્ષ્મીને આશ્ચર્ય થયું, ત્યારે લક્ષ્મીજી કહે 'હું એની પરીક્ષા કરૂં.'

ભગવાન કહે 'લાવ હું આ ખાડામાં સુઇ જાઉં.' તમે પરીક્ષા કરો. લક્ષ્મીજીએ કબૂલ કર્યું. પછી લક્ષ્મીજીએ તો વાડની બહાર ઉભા ઉભા બૂમ મારવા માંડી. 'અલ્યા એ તું કોનું નામ લે છે?' પેલાએ કહ્યું, 'કેમ નથી જાણતી? તારા માટીનું.'

લક્ષ્મીજીને વાત તો ભારી લાગી. તેણે ફરીથી પૂછ્યું 'પણ એ કયાં છે?' પેલાએ કહ્યું, 'કેમ નથી જાણતી! એ સુતો પેલા ખાડામાં.' લક્ષ્મીજીને તો ભગવાનનો ભગત સારો લાગ્યો. તેને છેવટની એક વાત પૂછવાનો નિશ્ચય કર્યો અને પૂછ્યું. 'પણ એ રહે છે કયાં?' 'કેમ! એ પણ ભૂલી ગઇ! ત્હારી હોથે!'

લક્ષ્મીજી તો હારી ગયા અને ભગવાનની પાસે આવીને કહેવા લાગ્યા, 'ભગવાન ! તમારાં ભગતડાં તો ભારી છે.' આ રીતે ભગવાન તો અવળાનું સવળું કરી શકે છે. **कर्तुम् अकर्तुम् अन्यथा कर्तुम् समर्थ** તેજ છે.' તે તો જ્ઞાનીમાં જ્ઞાની અને અજ્ઞાનીમાં અજ્ઞાની છે. સૂર્યનારાયણનાં કિરણમાં કંઇ રંગ નથી પણ કાચ તેવો તેનો રંગ.' તેવો પ્રભુ છે. પેલો કહે કે '**પોપી**' તો મા લાવે '**ટોપી.**' એવો ઘાટ મારા વ્હાલાનો છે. એના સર્વાન્તર્યામી સચ્ચિદાનંદરૂપ છે. ઘટઘટમાં તેજ બોલી રહ્યો છે અને બોલાવી રહ્યો છે.'

બોલવેકા કરલો તોલવારે, કોઇ બોલે અધરબીચ બોલાવા;

એ બોલવાએ સારી સૃષ્ટિ નિપજાવી, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરારે...કોઇ

આવી રીતે અનેક ઉપદેશની વાતો કરતા કરતા ભગવાનશ્રી સ્વસ્વરૂપની વાતો પર ઉતરી પડતા. જાણે નાના બાળકની પેઠે. એ ભગવાન વિશ્વાસમાંજ છે, એ એમનો મુદ્રાલેખ હતો. ॥ **हित्वा दम्भं भयं शुचम्** ॥ 'દંભ, ભય, અને શોક ત્યજીને પ્રભુ ભજો–પ્રભુ ભજો. પછી કેવળ દંભથી પ્રભુને છેતરશો તો તે છેતરાવાનો નથી.

પેલા ટીલાવાળા ભગતડાની પેઠે કરશો તો અવળો ઘાટ ઘડાઇ જશે. 'કડાંવાળી પાંછેરી ઘંટીવાળો બેલ, ટીલાવાળો ભગતડો એ ત્રણેમાં ફેલ.'

દૃષ્ટાંતઃ–એક ટીલાવાળો ભગતડો ખેડુત–દરરોજ સવારમાં ઉઠે અને મોઢેથી રામરામ કર્યા કરે–ખેતરે ટીલાટપકાં કરીને જાય અને મુખમાંથી **રામરામ** કર્યા કરે. ગામનાં લોક પણ તેને ભગતરાજ કહે. એમ કરતાં શિયાળુ પાકની મોસમ આવી. તેના અને આજુબાજુનાં ખેતરોમાં પોંકનાં કણુસલાં ઉભાં હતાં. સવારના પહોરમાં ભગતજી વ્હેલા આવે અને કાંટાની વાડમાંથી કાંટા કાઢી અંગેઠી ચેતાવે અને પાસેના ખેતરમાં જાય અને ધીરે રહીને, વાનીના કણુસલામાંથી પાંચદશ કણુસલાં ભાંગી લાવે અને રામરામ કરતા પોંક પાડે અને ખાસ્સી તરેહથી ખાય. પણ તેનો નિયમ એવો કે, તે કંઇપણ કામ કરે તેમાં રામનામ તો લેજ, એટલે તે ભાંગતી વખતે એમ કહે કે **ભાંગુંરામ ?**

અને પાછો પોતેજ, '**ભાંગોરામ**' એમ કહીને ભાંગે. પેલા પડોશીને ખબર પડી કે આમ દરરોજ કણુસલાં કેમ ઓછાં થાય છે! ગામમાં કોઈ ચોર પેદા થયેલો લાગે છે, એટલે તે ચોરની ચોકસી કરવા વ્હેલો મળસ્કે ઉઠીને જુવારીઆમાં ભરાઈ રહ્યો. અજવાળી રાત તે સવારમાં પણ અજવાળું તો ખરૂંજ, એટલામાં પેલા ભગતજી દરરોજના રિવાજ પ્રમાણે કણુસલાં પોંકીઆ તોડવા લાગ્યા. પેલાને તો કંઈ સમજજ નહિ પડે, તે તો દિગજ થઈ ગયો કે આ રામ રામ કરનાર ભગતડો ચોરી કરે છે? પછી લાગ જોઈને એની પાછળ આવ્યો-ભગતરાજે તો 'ભાંગુરામ' તો કે 'ભાંગોરામ' કરીને કણુસલું તોડયું, અને પેલાને ઝાળ ચઢીને, તે ડાંગ ઉગામીને બોલ્યો-'**મારૂં રામ**' તો કે '**મારો રામ**' કહીને એવો તો સપાટો લગાવ્યો કે ભગતરાજનો વાંસો બેવડ થઈ ગયો, તે દિવસથી ભગતરાજ ચોરી કરવાનું ભૂલી ગયા.

એવી રીતે ભક્તિ કરવાની નથી. ભાવભક્તિપૂર્વક ભક્તિ કરવી કે જેથી તેમાં કંઇ ખાંચો નહિ આવે.

કસોટી કસોટી શું કર્યા કરો છો? કસોટી કોની થાય તે જાણો છો? જે સોનું છે તેની. સોનું કેમ પાકે છે તે ખબર છે? સૂર્યના કેટલા તડકા ખાય છે અને જમીનનો પાવર મળે છે ત્યારે કેટલે કાળે સોનું થાય છે ત્યારે તેની કિંમત અને કસોટી તથીજ થાય છે. ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે—

**बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥**

બહુ જનમમાં સત્સંગ ભજન કરે અને સાચો વિવેક વૈરાગ્ય ઉત્પન્ન થાય તેની પરીક્ષા થાય. તરતના નિશાળીઆની કસોટી કે પરીક્ષા શી! પાકી વસ્તુની કસોટી થાય. જાણો છો કે તેની કસોટીમાં કોણ કોણ આવ્યા? કસોટીમાં તો **પ્રલ્હાદ, નારદ, શુક, સનકાદિક, જનક** વિગેરે. કલિયુગમાં...રામદાસ, રોહીદાસ, મીરાં, પીપા, ધના, નરસૈંયા વિગેરે.—એ બધા કંઇ કાચા છોડ ન હતા. ઉનાળાનો સખત તાપ પડે છે ત્યારે ઉપર ઉપર જેના મૂળીયાં બાઝયાં છે એવા વડ

પીપળો ઉદુંબર આંબો વિગેરે ઝાડો પ્રફુલ્લિત થઇ જાય છે. જેમ જેમ પરીક્ષા થતી જાય છે તેમ તેમ તેઓ હસતા અને આનન્દમાં પ્રફુલ્લિત થતા જાય છે. એવા ભક્તો તે ઉપર કહ્યા તે. કંસે નાદાન બચ્ચાંનો નાશ કર્યો, શ્રીકૃષ્ણનો નહિ કર્યો. જે ભક્તિ ઉપલકીયા છે તેનોજ નાશ થાય છે. ઉંડી ભક્તિનો નાશ થઇ શકે નહિ માટે જરીક જરીકમાં ભગવાને કસોટી કરી એમ માની લેશો નહિ. પરીક્ષાઓ જાણકારની થાય પણ જેનો નિશ્ચયજ નથી તેની પરીક્ષાજ શું ? આ તો ભજન કર્યું અને ફોલ્લી થઇ તો કસોટી થઇ, ઝાડા થયા તો કસોટી થઇ, પેટમાં દુખ્યું તો કસોટી થઇ, વેપારમાં ખોટ ગઇ કે કસોટી થઇ એમ નહિ માનવું. કેટલીક વખત આપણી પોતાનીજ મૂર્ખાઇથી આપણે દુઃખી થઇએ છીએ. તેમાં પ્રભુને ખોટાં દોષારોપણ નહિ કરવાં જોઇએ, તેમ પ્રભુ પોતાના ભક્તોનું યોગક્ષેમ વહન કરે છે તેમાં શંકા પણ કરવી નહિ જોઇએ. –"પેલા મહારાજ હતા તે ગીતાનોજ પાઠ કરે." એનો નિશ્ચય નિયમ ગીતાજીજ હતો. ઘરમાં ખાવાનું નહિ. એક વખત ચાર, પાંચ, છ એમ લાંઘણો થઇ. ઘરમાં છોકરાં અને સ્ત્રી બૂમો પાડવા લાગ્યાં, પણ મહારાજ તો ભગવાનને આસરે બેઠેલા.

પેલી બાઇ ચીઢાઇ તેણે કહ્યું, 'એમ ઉદ્યમ કર્યા વિના શું ભગવાન ઘેર બેઠાં અનાજ નાખી જશે ?'

'હા, જરૂર જરૂર.' મહારાજે કહ્યું.

પેલી બાઇએ કહ્યું, 'એમ ! તો મને બતાવો કે એને ગીતામાં ક્યાં એવું લખ્યું છે ? પેલાએ

**अनन्याश्चिन्तयंतो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

એ વાક્ય બતાવ્યું. પેલી બાઇએ એ વાક્ય પર હરતાલ વતી છેકો માર્યો. ગીતા પંડયા તો ગભરાઇ ગયા. 'અરેરે આ તેં શું કર્યું ?' એમ પોકારતા બહાર જતા રહ્યા–થોડીવાર ન થઇ ને એક શ્યામ બાળક વજન ઉપાડીને ગીતા પંડયાના બારણાં ઉપર આવી ચઢયો. તેનું રૂપજ એવું હતું કે ભલભલા ભાન ભૂલી જાય. તેણે ગીતા-

પંડયાનું મકાન પૂછ્યું અને પેલી બાઈને કહ્યું 'ગીતાપંડયાને આ આપી આવવાને મને આજ્ઞા થઈ છે તે લાવ્યો છું તે લઈ લો.' પેલી બાઈએ તો આશ્ચર્ય પામી ઘરમાં જગા કરી આપી. જોતજોતામાં ઘર તો ભરાઇ ગયું. પેલા બાળકે જવાની રજા માગી. પેલી બાઇની રજા લઇ તે શ્યામ બાળક તો જતો રહ્યો. બાઇનો તો હરખ માય નહિ. તે પોતાના મકાનની પાછળ કેટલેક દૂર ગીતાપંડયા ભગવાનનું ધ્યાન ધરતાં ઉંઘી ગયા હતા ત્યાં ગઇ અને સઘળા સમાચાર કહ્યા. ગીતા પંડયા સમજી ગયા. તે બીજા કોઈ નહિ પણ મ્હારા શ્યામ-સુંદરજ હશે, તે તો દોડતા ઘેર આવ્યા પણ પ્રભુ તો જતા રહ્યા હતા. તેણે પોતાની સ્ત્રીને પૂછ્યું 'ત્હેં એમને જોયા? એમનું મોઢું કેવું હતું? એમનું રૂપ કેવું હતું?' 'અરે શું કહું?' સ્ત્રી આનંદ પામતી કહેવા લાગી 'એમના મોઢામાં સિંધુરની રેખા હતી.' 'બસ બસ તેજ મારા પ્રભુ'—ત્હેં મ્હારા પ્રભુને હડતાળ વતી મેખ મારી તે મારા પ્રભુનાં વચન ઉપર-મોં પર મારી, બસ હવે મારે સંસાર શું કામનો છે?' એમ કહી ગીતાપંડયા ત્યાંથી ચાલી નિકળ્યા. આ પ્રમાણે ભગવાનના સિદ્ધાંતનો નિશ્ચય જેને થયો છે-ભગવાનના શબ્દ-માંજ જેની મતિ ગતિ છે, તેનીજ પરીક્ષા થાય છે-હરિજનો! એ કંઈ આપણી પરીક્ષા કરવાને બેસી રહ્યો નથી. તું મેરી ફીકરમેં તો મેં તેરી ફીકરમેં, તો આપણે એને માટે શું કર્યું! અરે, વૈષ્ણવ નથી થયો રે, શીદ ગુમાનમાં ઘૂમે 'તારી સંગે વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો; તારા સંગનો રંગ ન લાગે, ત્યાં લગી તું કાચો— વૈષ્ણવ નથી થયોરે શીદ ગુમાનમાં ઘૂમે.

જ્યાં સુધી હું ને મારૂં છે ત્યાં લગી અંધારૂં છે અને જ્યાં સુધી અંધારૂં છે ત્યાં લગી અજવાળું થવાનું નથી. તેને માટે પ્રયત્ન કર્યો છે? પ્રયત્ન કરો તો કુદરત અથવા પ્રભુ તમને સહાયતા કરે, આતો બોલવું છે, કરવું કયાં છે?

કરશે તેજ ભરશે. આ તો ગાંગરૂ થઈ ગયા-નહિ અહીંના નહિ ત્યાંના. પેલા મગ પલાડો છો તેમાં પાછળ ગાંગડુ રહી જાય છે. તે નહિ

ખાવાના ખપના કે નહિ વાવવાના કામના. અધકચરી દાળના જેવા થઈ જશો–તો તે નથી પચવાની પણ પેટમાં ચૂંકવાની છે. કોઈ પણ ઠેકાણે જશો ત્યાં તમને એકલી ખાંડ મળવાની નથી. અરે! ખાંડની તે ન્યાત થઈ સાંભળી છે? ન્યાત તો થાય લાડુની–જલેબીની. ભારોભાર ઘીમાં ભારોભાર લોટ તો આવવાનો જ, ચાળીશ રૂપિયે મણના ઘીમાં ચાર રૂપીએ મણના ઘઉં જોઈવાનાજ, નહિ તો શું એકલા ઘીના લોંદા ખવાવાના છે?

બસ, અમે તો નિરાકાર બ્રહ્મ થઈ ગયા છીએ, અરે ગીતામાં પણ કહ્યું છે કે,

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥**

આ રીતે આકાશમાં માથાં ન મારશો, અને સીધા સીધા ભજન કરો. 'પ્રભુને જાણે જડ ત્યાં તો થઈ છે લદાવદ,' જડ ચેતન સૌ જાણો એક, સમજણ સારૂ કર્યો વિવેક. ભાગત્યાગ કરશો પણ કોનો કરશો?

જે શુદ્ધ સુવર્ણની મૂર્તિ છે, તેમાં ભાગત્યાગ શેનો કરશો? સર્વત્ર જ્યાં શુદ્ધ સચ્ચિદાનંદજ બિરાજમાન છે ત્યાં ભાગત્યાગ શેનો કરવા નિકળ્યા છો? માટેજ કહું છું કે ગાંગડુ નહિ રહો.

કયાં તો ચઢીને મીણ જેવા થઈ જાઓ, નહિ તો પાણીમાં પેસાજ નહિ. પેલી રાંધનારી છે તે ચોખાપાણી તપેલીમાં ઘાલીને બળતણ ચૂલામાં કરે છે અને વારે વારે ચોખા દબાવે છે. જો ચોખા દબાય તો તેને ઉતારીને પાણીની નીચે ચચણાવે છે અને નહિ દબાય ત્યાં લગી કડછી વતી હલાવ્યા કરે છે અને બળતણ વધારે છે, તેમ આપણે ચોખા એટલે **જીવ ભજનરૂપી** પાણીમાં પડ્યા છીએ. નીચે **વૈરાગ્યરૂપી** કાષ્ટ અને જ્ઞાનરૂપી અગ્નિથી તાપ કર્યો છે. જો ચઢી જઈશું તો **કડછી** એટલે માયાના ગોદા ખાવાના નથી, નહિ તો ગોદા ખાવાનાજ છે. માટે એ ગોદા ખાવા કરતાં પાધરા પાધરા ચઢી જઈએ તો શું?

આ તો સેવા સમરણ કરવાં નથી અને કરવાં છે તો ચિત્ત ભટકતું રાખવું છે.

'ચિત્ત ભટકતું રાખો ત્યાં લગી શું વળે એમ છે?

'પેલા કબીરજી મુસલમાન કાજી સાથે મસીદમાં નિમાજ પઢવા ગયા. ત્યાં શહેરનો રાજા પણ હતો. ત્યાં એકાએક કબીરજી ઉઠીને ઢોલ વગાડવા લાગ્યા. પેલા કાજીનો મિજાસ ગયો. તેણે કહ્યું 'એ કાફર શું કરે છે.' તેણે જવાબ આપ્યો–'કાજી સા'બ કીસીકે મન ઘોડા ઘોડી તો કીસીકે મન તાલ પખાજ' 'ખરૂં' કહે છે, હું હમણાજ ખુરાસાનથી ઘોડા નવા આવ્યા છે તેનો વિચાર કરતો હતો.' એમ કહી કબિરજ સાચો સાધુ છે એમ જણાવ્યું માટે એમ નહિ કરવું. કરવું થોડું પણ નિયમસર કરવું, નહિ તો શું થાય?

પેલા પુરાણી કથા કરતા હતા ને ડોસીઓ સાંભળે. એક ડોસીની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યા જાય. પુરાણી જાણે ડોસીમા કેટલાં આસ્તિક છે! તેણે એક દિવસ ડોસીમાને રડવાનું કારણ પૂછ્યું. ડોસીએ હાલકાલથી કહ્યું.

'મહારાજ, તમે મોટેથી કથા કરો છો તે વખતે મને મારૂં પાડીયું યાદ આવ્યું. મ્હારી ભેંસ હતી તેને પાડીયું આવ્યું અને તે તમારી પેઠે આરડી આરડીને મરી ગયું.' પુરાણી તો ઝંખવાણો પડી ગયો. એ રીતે બહુ સાંભળ સાંભળ કર્યેથી પણ યથાર્થ જ્ઞાન થતું નથી. સાંભળીને તેનું મનન થવું જોઈએ. આતો વાંચે પણ નહિ કરે વિચાર તે સમજે નહિ સઘળો સાર' આમ વાત છે.

તિલક કરતાં ત્રેપન ગયાં, ને જપમાળાનાં નાકાં ગયાં
એક મુરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ'

આ તો પછી–અખાએ કર્યો ડખો ને ગોપાળે રાંધી ઘેંસ એમ માની લેવાનું છે. સોટી તો મારે તેના બાપની.

આ જેટલું શ્રીશુકદેવજીનું જ્ઞાન છે તેતો નીરસરી નદીના જેવું છે. 'તેમાં જ્ઞાનીજન આ ગયે ને સો રહે અભાગી.' આજે વીશ વીશ

વર્ષથી આ જ્ઞાનનો પ્રવાહ અખંડ વહે છે, પણ કોણે તેનો ઉપયોગ કર્યો ! સાંભળી સાંભળીને ધંટ થઇ ગયા, બાકી અહીં કંઈજ ગુપ્ત નથી.

'દડી પડી મેદાનમાં સબ કોઇ ખેલન જાય'
'નહિ કોઈકા બાપકી જીતે સો લે જાય.'

**અહીં કંઈ ભગવાનને સંતાડી રાખ્યો નથી.** ગુપ્ત જેવી વસ્તુ જ અહીં શું છે ? આજકાલનો જમાનોજ એવો છે કે ભક્તિના અધિકારીજ ઓછા છે.

વાગડ દેશમાં માવજી ભગત થયા. તેમને રાસલીલા કરવાની ઈચ્છા થઈ. તેણે બ્રાહ્મણોને કહ્યું પણ કોઇ પાઠ લે નહિ. પછી વાણીયાઓને કહ્યું પણ કોઇ હા કહે નહિ. છેવટે તે તો ઢેડવાડે ગયા અને ઢેડાઓને કહ્યું 'અલ્યાઓ' ભકિત મરી ગઈ છે કોઈ ઉંચકવા આવશો કે ?'

ઢેડાઓએ કહ્યું 'હા મહારાજ ઘણાજ ખૂશીથી'

આ રીતે આપણા ઉંચવર્ણમાંથી ભકિત નીચ વર્ણ તરફ વળતી જાય છે, 'પણ એની આપણને શું પડી છે ?' એમ બોલનારા જ શ્રૌતસ્માર્ત સનાતન ધર્મની હાનિ કરી રહ્યા છે. નાટકો જોવાં છે, સીનેમા જોવા છે, પણ પૈસો ધર્મની સુધારણા કરવામાં વાપરવો નથી.

'હરિની સેવા કરતી વેળા કાયા તારી કમ્પે'
'ગંજીફો સોગટાં કૂટતાં સારી રાત ન જંપે-પ્રભુ તને પ્રસન્ન
'બે પૈસાની ગુરૂસેવા બતાવે ત્યાં ગણગણતું બોલે'
'ઘરની સ્ત્રી જ્યારે માગે ઘરેણું ત્યારે હસી મગન થઇ ડોલે—પ્રભુ તને પ્રસન્ન

પેલા સાકૂટો પોતાની બૈરીઓને ધરમ કરવાની ઇચ્છા થાય ત્યારે ત્યારે ઘરેણું કરાવી આપવાને તૈયાર થાય, પણ હરિજનો ! એ કંઇ સાથે આવવાનું નથી. એ તો મરી જશો તો વાલની વાળી પણ ઉતારી લેશે માટે ચેતો.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૧૯ મો સમ્પૂર્ણ થયો.**

—=:o:=—

૨૦

રિજનો,

આ દિવ્ય નરતન દીધું તેની નહિ ત્હેં કિમ્મત કીધી
મણિ સાટે ભેંસ લીધી રે...પામર પ્રાણી

આવો દિવ્ય મનુષ્યદેહ સોનાની થાળ જેવો છે તેમાં પકવાન્ન ન ખાતાં ખોળ ખાધો. હવે એવાંઓને શું કહેવું, માટે કહીએ છીએ કે ફરી ફરી અવસર નહિ મળે આવો રે, ગોવિન્દ ગુણ ગાવાંરે ગુણ ગાઓ.'

ગોવિન્દ એટલે ઇન્દ્રિઓને પોષનાર, ગોવિન્દ એટલે વાણીને બોલનાર, ગોવિન્દ એટલે ગાયોને ચારનાર. આ રીતે ગોવિન્દનું સ્વરૂપ છે.

'ગો ઇન્દ્રિન્ય વાણી ને ગાયો, જે પ્રભુથી અતિ શોભે'
માટે ગોવિન્દ નામ તમારૂં, ભક્તોનાં મન લોભે.'

આવા પ્રભુના ગુણ ગાવાનેજ મનુષ્યનો અવતાર છે. બાકી સંસારનો રામારેલો કંઇ અટક્યો છે? જગતનાં માણસોનાં મનજ એવાં થઈ ગયાં છે, કે પોતે છે તેનાથી કંઈક વધારે છે અને તે જાણવું જોઈએ એમ સમજે નહિ. માટે મુંગા મુંગા ભજન કરો અને મનુષ્ય દેહનું સાર્થક કરો, ભગવાનના સ્વરૂપનો નિશ્ચય કરો કે જેથી ભટકવાનું મટી જાય. એને માટે તો—

'સન્તને શરણે જાતા સુકિત ઘણું, ને ડગલે ડગલે ફળ જગ્ન તણું;
સન્ત સેવાનાં શા વચન ભણું–'

'હરિભજન થકી છોટાં હોય તે સૌથી મોટાં થાય છે.'

સવારનો પહોર થાય છે અને મંદિરે આવો છો. જે મહારાજ, જે મહારાજ, કરો છો, એ કંઈ ઓછું નથી, પણ મનમાંથી કપટ જ નથી એજ પાપ છે, પાપને કંઈ શિંગડાં નથી ઉગતાં. મહારાજની સાથે વાત કરો અને મનમાં ભેદ રાખો, પછી મહારાજનો ઉપદેશ કેમ કરીને લાગે. વખતે મહારાજ મુંડી નાંખશે, એટલે વધારે વાર

મંદિરમાં બેસાય પણ શેનું? બાકી અંકલેશ્વરમાં જે ભાવ ભક્તિ છે તેવી બીજી ઠેકાણે નથી.

'આડો કાગળ ને પારસ લોહું નહિ ટળેરે, ચિત્રામણનો તો મારે નહિ વાઘ,-હડીઓ કાદેરે હરિ તમને નહિ મળેરે.'

આ રીતે છે. પછી તમારી જેવી મોજ. આ તો સ્વતન્ત્ર માર્ગ છે. દુઃખ લાગે તો વ્હેલું વ્હેલું. 'મોતી જેવો દાણો લઇને ઘંટીમાં દળે, કેવડો કસ્તુરી લઈ ને તેલમાં તળે, લેને લેને લાભ જીવને જોતાં નહિ જડે.' માટે આવાં છિદ્ર વિનાનાં મોતી રહેવા કરતાં, 'વિંધાયાં સો મોતી, બીજા પથરા જાણોરે.' સમજો, છિદ્રવિનાનું મોતી કોની પંક્તિમાં બેસી શકશે? તેની કિમ્મત પણ શેની વધે? માટેજ વિંધાયા સો મોતી, માટે નુગરા ન રહો, નુગરાને માથે બહુજ પાપ છે. ભગવાનના રૂપનો નિશ્ચય નહિ થતો હોય તો કબિર કહે છે કે:—

'નિરાકાર નિજ રૂપ હૈ, જો ટાળે અહમેવ;
જો ચાહે સાકાર તો, સન્તહી પ્રગટજ દેવ'

માટે સન્તની સેવા એજ પ્રભુ પ્રાપ્તિનો પવિત્ર અને મુખ્ય માર્ગ છે. સાકાર નિરાકારનો ભેદ તમારે શા માટે રાખવો જોઇએ? જ્યારે બ્રહ્મ સત્ય ને જગત મિથ્યા છે, ॥ **जीवोब्रह्मैव नापरः** । જીવ બ્રહ્મથી જુદો નથી પછી જીવની જુક્તિ લગાવીને શા માટે અથડાઓ છો? નામરૂપાત્મક જગત એતો ઇશ્વરની કલ્પના છે, અને ખુરસી, ટેબલ, વાડો અને ભીંત એ બધી જીવની કલ્પના છે. એ જીવની કલ્પના એજ મિથ્યા છે બાકી ઇશ્વરની કલ્પના એ તો દેહ છે. ભગવાનનો દેહ વિરાટ છે, માટેજ વિરાટસ્વરૂપ ભગવાન કહીએ છીએ. આ રીતે ભરમણા ભાંગી મને રામ નામ ધૂન લાગી. ભ્રમણા ભાંગી જવી જોઇએ ત્યારેજ નામ ધૂન લાગી.

સંશય થાય છે, સંશય થાય છે, શેનો સંશય થાય છે?

ભગવાનને કંઈ નવો શોધવાનો છે, કે બનાવવાનો છે, કે સંશય થાય છે? સંશય થવોજ ન જોઈએ, **संशयात्मा विनश्यति ॥**

નચિંત થવું જોઇએ. નચિંત થઈ ગયા એટલે એ કંઈ છાનો રહેવાનો છે? 'વિણાજન્ત્ર વાગે, વિણાજન્ત્ર વાગે, કોઈ જ્ઞાની હોય તે જાગે વિણાજન્ત્ર વાગે; 'કોઇ જ્ઞાની હોય તે જાગે વિણા જન્ત્ર વાગે,'

એ મારો બંસીવાળો કંઈ છાનો રહે એવો નથી. એની બંસીથી બધીજ ગોપીઓ જાગી પડી હતી. એ કઈ ગોપીઓ તે જાણો છો? એ ગોપીઓ ત્રણ પ્રકારની હતી.

'પુષ્ટિ' 'મર્યાદા' ને 'પ્રવાહ'

'પ્રવાહ'=એટલે જગતના માર્ગ સાથે ચાલનારા 'જીવ'
'મર્યાદા'=એટલે શાસ્ત્રગુરૂનાં વચન સાથે ચાલનારા 'જીજ્ઞાસુ.'
'પુષ્ટિ'=એટલે પ્રભુના પ્રેમમાં તલ્લીન થઈ દેહભાન ભુલનારા (મુક્ત)

આ રીતે બંસીના શબ્દથી ત્રણે પ્રકારની ગોપીઓ જાગી અને બંસીધરને મળવા લાગી. એ કંઇ **ધણી એટલે અહંકારની** અટકાવેલી અટકી નહિ. અભિમાન તો બહુએ કહે કે એમાં શું સાંભળવું હતું? એમાં તે શું મોટું? પણ બંસરીના, સદ્‌ગુરૂના શબ્દનો ચમત્કારજ એવો કે અભિમાનનું ત્યાં કંઇ ચાલે નહિ અને કદાચ કોઈ અટકી જાઇ તો તેથી શું? દેહ છોડ્યા પછી બંસીના ધ્યાનમાં જીવન્મુક્ત થઇ ગઇ. આવી સમસ્યાઓમાં ન સમજનાર લોકો ભાગવતકાર પર દોષો મુકે, ભગવાન ઉપર દોષ મુકે. એણે સમજવું જોઈએ કે શ્રીકૃષ્ણ એ ચિન્મય અખંડ ચૈતન્ય સ્વરૂપ, કેવળ મિસરીનું જ પૂતળું, એનો દેહ મિસરીનો, એની નાડી નસ હાડકાં મિસરીનાં, એનું મન પ્રાણ મિસરીનાં; એમાં કંઇ ભાગ ત્યાગ કરવાનું નહિ, એમાં માયાનો ભેગ નહિ—કાળકર્મથી ઉત્પન્ન થયેલા જીવ નહિ. સ્વયં સ્વેચ્છાથી અગ્નિ જેમ દાવાનળમાં પ્રગટ થાય છે તેમ પ્રગટ થયેલા, એને કર્મ કરવા પણું કે કર્મ નહિ કરવાપણું પણ નહિ. પોતેજ કાળપુરુષનું

સ્વરૂપ. નારિયેળમાં જેમ નીર એની મેળે પ્રગટે છે તેમ પ્રગટ થવાની ઇચ્છા પણ એની મેળે પ્રગટે છે. માટે એ ચિદાનંદરૂપ ચૈતન્ય પરમાત્માના સ્વરૂપમાં સંશય કેવો? અરે! એ તો ઘરમાં રહ્યો રહ્યો બધુંજ જાણે છે. એને છેતરવાની જરૂર નથી.

'મન માને તો મનડા મનાવજોરે, રહેણી રહેતાં થાશે રંગની રેલ, વિશ્વંભર નથી વેગળોરે.' આ રીતે પ્રભુ તો પ્રગટજ છે, પણ મન માનતું નથી એટલે શું કરવું?

'મન તું દરિયાની લ્હેરી સમાન છે, લ્હેરી સમતામાં સમુદ્ર જણાય, બીજો નથી બોલતો.'

બાકી કૃષ્ણ!! શ્રીકૃષ્ણ તો અમારાં ઘરમાં બેસીને બંસરી બજાવે છે. 'પોતે શ્રીકૃષ્ણ ને કૃષ્ણ પોતા વિષે, કૃષ્ણ વિના બીજું અન્ય નહિ.' એવા સ્વરૂપનું ભાન જેને હોય તેને તો 'સખિ ઉંચે જોઉં તો આકાશમાં ને, નીચે જોઉં તો મારી પાસે રે, સખિ, સૂતો રહે મ્હારી સેજમાં ને, તકતે જોઉં તો હું પોતે રે;' સખિ શું રે કરૂં હવે સાધના, મારી સુરતામાં શ્યામ સમાણોરે.' આવી રીતે ભગવાનના સ્વરૂપમાં ભાન ભૂલી જઈએ ત્યારે ચોર્યાસીની ઘાણી પણ અટકી જાય. જે જે પ્રેમી ભક્તો થયા છે તેમની પ્રેમ ભક્તિ અલૌકિક છે. 'તું તો ચોંટયો મ્હારે ચાંદલીએ, આડે અંગે લૂલી કરી હવે, તારા દયણાં કોણ દળે!'

આ રીતે છે, માટે,...

'ભક્તિ ભક્તિ સૌ કોઇ કહે, ભક્તિ જુમનાકે તીર,
એક ગોપી કે પ્રેમમેં વહ ગયે સહસ્ત્ર કબિર.'

પ્રેમ પ્રેમ શું કરો છો? પ્રેમ ભક્તિ એજ પુષ્ટિ, સાધન ભક્તિ એજ મર્યાદા. ખરી ભક્તિજ એવી છે જેમાં આસક્તિ, વ્યસન, ને તન્મયતા આવી જાય છે, 'દશમી વસમી રે ભાઈ, એ તે જે તે વાત છે? ભક્તિના જીવો તો જ્યાંના જ્યાં હોય ત્યાંના ત્યાં જાય. માટે ભક્તિ કરો ભક્તિ કરો.

'ભકિત ભકત ભગવંત ગુરૂ, ચતુંનામ વપુ એક;
ઉનકે પદ વંદન કરૂં, વિઘ્ન હરત અશેષ.'

એવા ભકતોની ઉત્પત્તિ જોવાની નહિ. હરિભજન થકી છોટા હોય તે સહુથી મોટા થાય છે આમ સમજીને દુન્યાના લોકોની પેંઠે ઉંચનીચ જોવાય નહિ. મહાભારત, કસ્તુરી, મધ, સન્તની ઉત્પત્તિ વિગેરેનાં મૂળીયાં જોવાય નહિ. તેરીએ ચૂપ ને મેરીએ ચૂપ.

"ભકત બીજ પલટે નહિ, જો જુગ જાય અનન્ત;
ઉંચ નીચ ઘેર અવતરે, આખર સન્તહી સન્ત."

માટે એમાં તો સંશય રાખવોજ નહિ. ગુરૂના મનથી ગમે અને જ્યાં નાંખો ત્યાં સમો. મહાદેવજીનું સ્વરૂપ કેવું છે? 'છે ગોળમટોળ.' એનુંજ નામ બ્રહ્મ. એમાં તર્ક ચલાવવાના નહિ. મુખ્ય તો ભાવના છે અને ભાવનાને પ્રગટ કરવાને મન્ત્ર છે. વેદની ઋચા શ્રુતિ વિગેરે ગોપી છે, તે શ્રીકૃષ્ણ પરમાત્માના ગુણ ગાય છે. એ બધી ભાવનાની નદી પાછળના પ્રવાહ છે. મૂળ ભાવના. એ ભાવના કયાંથી આવી? એ ભાવનાનું મૂળ શું? એમ પૂછવુંજ નહિ. ભાવનાજ મુખ્ય વસ્તુ છે. ભાવના અને સતને બહુ સંબંધ છે. જો કોઈ વસ્તુ હોય તો તેની ભાવના, નહિ તો કોની ભાવના કરવાની છે? જે વસ્તુ નથી તેની ભાવના શું વળી? માટે ભાવનાનો સબંધ અસ્તિત્વ સાથે છે. ભાવનામાંજ ભગવાન. ભૂ—ભવ— ઉપરથી ભાવના થઈ છે માટે ભગવાનને મેળવવાને ભાવના કરવી. જે છેજ તેમાં શું ભાવના? પણ મન આપણું વિરૂદ્ધ વિચાર કરે છે તેને શુદ્ધ વિચાર કરવાને મૂળ સ્વરૂપનો વિચાર આપવો એનું નામજ ભાવના. બાકી ભાવના કરવી છે એમ બોલવાનું કારણ પણ મનને લીધે. એ મનજ મોહનરૂપ થઈ જાય તો ભાવના તો છેજ, સ્વતઃ સિદ્ધ છે; એમાં થોડું ધારી લેવાનું છે? માટે દરેક સાધનમાં ભાવજ મુખ્ય સાધન છે. ભાવના વિના ખરૂં થાયજ નહિ ખરૂં પણ ત્યારેજ દેખાય કે ભાવના હોય

ત્યારે. માટે **याद्दशी भावना यस्य सिद्धिर्भवति ताद्दशी** ॥ માટેજ જેની જેવી ભાવના તેને તેવી સિદ્ધિ. ભાવના થવી સ્હેલી નથી. જ્યાં ત્યાં પ્રભુનીજ અથવા સાચાનીજ ભાવના થાય પછી બાકી પણ શું રહે?—

એવો અજર અમર રસ જે પીયે, તેનાં નેણ વેણ પલટાય,
હરિરસ પીજીએ.'

આ ભાવનાથીંજ હરિરસ પી શકાય છે. એ હરિરસનું પાન કંઇ જે તે નથી માટે હરહંમેશ ભાવના પ્રદેશમાં રહો. જેવો ભાવ રાખશો તેવું મળશે. દુન્યામાં જેવો ભાવ આપશો તેવી વસ્તુ મળશે.

**भावे हि विद्यते देवो तस्माद् भावस्य कारणम्** ॥

પાષાણ પાણીમાં પરમેશ્વર નથી પણ ભાવનાથી પાણીમાં પ્રાણેશ્વર ને પાષાણમાં પરમેશ્વર દેખાય છે. સંસાર બધોજ ભાવનાથી રચાયો છે.

સત્ મૂળ છે, ભાવ એની શક્તિ છે; જેમ વડનું ઝાડ વડના નાના સરખાં બીજમાં રહ્યું છે, તેમ 'સત્' 'ભાવનામાંજ' રહ્યું છે. એ ભાવ પલટો થવો એમાંજ પ્રભુની કૃપા દેખાય. ત્હારી કૃપા વિના સાત સાંધું ત્યાં તેર તૂટે. સાત સાધન સાધન સાધું તો ત્યાં તેર વિઘ્ન આવે. માટેજ હરિજનો! ગુરૂને ગોવિંદ તમે એક કરી જાણો,' ગુરૂમાંજ ગોવિંદ છે એમ જાણો, નહિ જણાતું હોય તો બરેબાદ જુઓ.

પૈસો છોકો ન્હાતો નથી તો, એના માબાપ ચિઢીયાં દાંતીયાં કરીને બરેબાદ નવડાવે છે, તેમ મન નહિ માનતું હોય તો બરેબાદ મનાવો. જેને તાવ આવ્યો છે તેને બરેબાદ દવા પાઓ-તાવ બે પ્રકારના છે, ઝીણો તાવ અને મોટો તાવ. મોટો તાવ તે હું અભિમાન, ઝીણો તાવ તે 'હા મહારાજ હું તો કંઇજ કરી શકતો નથી, હું કંઇ જાણતો નથી.' મનમાં તો છે કે હું જાણું છું પણ બોલવામાંજ હું જાણતો નથી. એને ઝીણો

તાવ કહે છે. પેલો મોટો તાવ તો એમજ કહે કે હું જાણું છું. તમે શું જાણો? મોટા તાવને માટે તો મોટી દવા અથવા સાધારણ દવા ગમે તે ચાલે. એનો ઉપાય તો તરત થઇ શકે પણ ઝીણા તાવની દવા શું થઈ શકે? છ મહીના દવા ખાય પણ હાડકામાં ભરાયલો તાવ કોરી કોરીને મરીએ ત્યારે જાય. માટે મીઠું કડવું લાગે ત્યારે જાણવું કે તાવ આવ્યો છે. સીરો ખાધો અને કડવો લાગ્યો ત્યારે જાણવું કે તાવ છે, વિકાર છે, જીભ ઉપર સાકર મુકી ને કડવી લાગી ત્યારે જાણવું તાવ છે. માટે ઝીણા તાવની દવા અઘરી છે. હા, તો પણ જાય, પણ રોજ દવા લે ત્યારે. તેમ દરરોજ પોતે પોતાનો વિચાર કર્યા કરે ત્યારે એ ઝીણું હું પણું નિકળે.

આ રીતે **શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ** સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૨૦ મો સમ્પૂર્ણ થયો.

—=:o:=—

૨૧

"સંપત દેખી ન હરખીએ, વિપત પડે મન રોય,
સંપત હૈ વહાં વિપત હૈ, હરિ કરે સો હોય."

માટે જુઓને બા! દુઃખ તો આવ્યુંજ. કીકો તો ઘણોજ ડાહ્યો હતો પણ એતો,

"ઋણ સંબંધે આવી મળે, સૂત વિત દારા દેહ;
લે'ણું દે'ણું પૂરૂં થયે, રસ્તે પડશે તેહ"

આપણે પણ એ માર્ગે જવું છે, કોઇ કંઈ અમર થઇને આવ્યા છીએ? આવી રીતે શ્રીગુરૂદેવ સુખીયા દુઃખીયાના દીલાસાનું સ્થાન

હતા. તેઓની વાણીમાંથી માધુર્ય ઝરતું. સંસાર તો એવોજ છે. બાપના બાપ ને તેના બાપ અત્યારે કોઈ છે? કેટલીએ વાર આપણે પેટે આપણો બાપ અને આપણા દીકરાને પેટે આપણે એમ રેંટમાળની પેઠે આવ્યા ગયા છીએ. માટે ભજન કરવું. (પ્રભુ ત્હારી ઇચ્છા.) ત્હારી ઇચ્છા શું છે તે કાળા માથાનો માનવી શું સમજે? આ રીતે શ્રીસદ્‌ગુરૂદેવનાં વચનામૃતથી દુઃખ તો તરત જતું રહેતું. વળી મરનારની મરણ ક્રિયા માટે તેઓ કહેતા, 'એની પાછળ જે કરવાનું છે તેતો કરવાનુંજ. એ જીવનું સ્વરૂપ તો એવું છે, કે હું ને મ્હારૂં. 'હું' એટલે અંદરનું ચેતન તે તો જતું રહ્યું અને (મ્હારૂં) એટલે જડ આ બધી વસ્તુ. હું જતું રહ્યું પણ મ્હારૂં-મમત્વ રહી ગયું, તે તેને જે વ્હાલામાં વ્હાલી વસ્તુ હોય તે આપવીજ જોઇએ. મરેલાને તે કંઇ પહોંચે? એમ ઘણાને સંશય થાય. હું કહું છું કે પહોંચે. તમે જાણો છો કે આ સરકારનું રાજ્ય છે. તેમાં જુદે જુદે સંદેશા પહોંચાડવાને પોષ્ટ ઓફિસ છે. જો કાગળ લખવો હોય તેનું શરનામું કરી પોષ્ટ કરવાનો, તે સરકાર પહોંચાડે છે, તેમ ધર્મનાં કાર્ય કરાવવાને ભગવાને બ્રાહ્મણ પેદા કર્યા છે. જે યજમાનનું કાર્ય હોય તે તેમનાદ્વારા કરવામાં આવે છે તો તે સિદ્ધને પામે છે. જેમ મહેસુલનું ભરણું ભરવું હોય અને તે મામલતદારની કચેરીમાં ભરે એટલે તે સરકારનેજ પહોંચે છે, તેમાં સંશય નથી, તેમ કોઈપણ પ્રાણિપદાર્થને અંગે કરવાની ક્રિયા વ્યવસ્થાના નિયમ પ્રમાણે કાયદા પ્રમાણે કરવામાં આવે તો તે જરૂર મળે છે અને તેથીજ આપણે કોઇ અકસ્માતથી બચી જઇએ છીએ ત્યારે ઘરડાં-વરડાંનાં પુન આડે આવ્યાં એમ કહીએ છીએ. કુદરત અનુકૂળ ક્યારે દેખાય છે? હવામાન વિગેરે અનુકૂળ હોય ત્યારે. જ્યારે તેમાં ફેરફાર થાય છે ત્યારે ધરતીકંપ વાવાઝોડાં અને દુકાળ વિગેરે આધિદૈવિક કષ્ટો પડે છે. તેમ લ્હેણાંદેણાંની કુદરતમાં જ્યારે નિયમ, મર્યાદા, અને શાસ્ત્ર વચન પ્રમાણે પ્રજા ચાલે છે, ત્યારે સુખશાન્તિ અનુકૂળતા રહે છે. એ વ્યવસ્થામાં ફેરફાર થાય છે, ત્યારે દુનિયામાં પાપ વધી ગયું સમજવું. આ રીતે ધર્મને અંગે જે જે ક્રિયા થાય છે તે નકામી

જતી નથી. પરમાણુઓના ફેરફારથી પરમાણુનો નાશ થતો નથી, તો ક્રિયાને અંગે ક્રિયા નિષ્ફળ કેમજ થાય ? માટે **न हि कल्याणकृत् कश्चित्दुर्गतिं तात गच्छति ॥** આ રીતે કલ્યાણનું કરેલું જરાપણ નાશ થતું નથી. **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्॥**

આમ સમજી આત્મા સાથે રામ અને દેહ સાથે કામ કરવું. ગીતામાં કહ્યું છે કે '**मामनुस्मर युद्धच च** ।' આમ હોવાથી '**સદા સંસારમાં** સરસો રહે ને મન મારી પાસ' 'સંસારને લેપે નહિ તે જાણુ મારો **દાસ**' '**અર્જુન** સૂણો ગીતા સાર'

જળમાં કમળ જેમ લેપાતું નથી તેમ સંસારમાં નિર્લેપ રહેવું. સંસારમાં ભય પામવાનું કંઇજ નથી. 'જેને હરિ ગુરૂ સન્ત પર પ્રીતિ રે તે ડર કોઇના નવ રાખે.' ડરવાનું દુર્જનને, હરિજનને તો સંસાર સારરૂપ છે. કારણ તે પોતાના ધર્મ પ્રમાણે ચાલે છે. **तपसा हरि तोषणात्** । કર્મ ભગવત્પ્રીત્યર્થે કર્યા કરે છે, વળી ગુરૂનો ઉપદેશ વારંવાર સાંભળે છે, તેથી તેની ભૂલો સુધરે છે માટે આ દુનિયામાં સૌ કોઇ રડતા, તન ધન આગરવાળા, તે સર્વેમાં હરિજન માત્ર સુખાળા.' હરિજનોના જેવા સુખીયા બીજા કોણ છે? જેને માથે બાપ છે તેને શું કરશે પાપ ? પરમેશ્વરરૂપી બાપ છે પછી પાપ શું કરશે ? 'મુજમાં તુજમાં સહુમાં ભાસે શ્રીગોપાળ' એટલુંજ સમજવાનું કે, 'ગોરીનું ઘર ક્યાં છે દીવો બળે ત્યાં છે.' દુન્યાનાં માણસો અને હરિજનોમાં ઘણો ફેર છે. ભાવતું ખાય ને ફાવતું બોલે તે દુન્યા.

'ગાય ગાય ગાય, તે તો ચરવા જાય; તે તો ઘાસ ખાય, ને વૈકુંઠ જાય.'

આ રીતે હરિજનો તો ગોવિન્દની ગાયો છે, તેઓને ગમે તેવું રૂચે તેવું ગોવિંદ આપે છે, અને પરમ ધામના અધિકારી બનાવે છે.— માટે હરિજનો,

'જુનાં તે ઘર લ્યો જાણી મારા સંતો, જુના તે ઘર લ્યો જાણી.

× × ×

**'દેહી દેવળમાં એજ બિરાજે જૈસા બીજમેં બટક,'** એમ સમજી ચેતનનું ધ્યાન ધરવું? સવારના પહોરમાં ઉઠીને એકાસને પવિત્ર જગ્યામાં ટટાર બેસવું અને નખથી તે શીખા સુધી અંદરના ચેતનનો સ્વાદ લેવો—પછી હૃદય કમળમાં પ્રથમ સૂર્યનારાયણની ધારણા કરવી. મોટું તેજ છે, તેની અંદર અગ્નિની જ્યોત છે, તેમાં અંગુઠા જેટલી પ્રભુની પ્રતિમા બિરાજે છે. ચતુર્ભુજ સ્વરૂપની ધારણા કરવી. મોરમુકુટ પિતાંબર પહેર્યાં છે. કાળા મેઘ સરખા વાંકોડીઆ કેશ છે. લલાટે કંકુનું તિલક છે. સૂર્ય ચન્દ્ર જેવી તેજસ્વી આંખ છે. કમળ જેવી નાસિકા છે. તેમાંથી સુંગધીદાર પવન આવે છે.—દાડમની કળી જેવા દાંતવાળું મુખારવિન્દ છે. હડપચીએ હીરો ઝળકે છે. ગ્રીવામાં વૈજયંતી માળા છે. આજાનબાહુ છે. એક હાથમાં દુસ્મનને ભયરૂપ સુદર્શન ચક્ર છે. બીજા હાથમાં પાપનો નાશ કરનારો શંખ છે નીચલા હાથમાં કૌમુદી નામની ગદા પૃથ્વીનું રક્ષણ કરવા માટે ધારણ કરી છે. ચોથા હાથમાં કમળપુષ્પ ભક્ત ભ્રમરને નિવાસ કરવાને ધારણ કર્યું છે. કટિમાં સુવર્ણની મેખલા રૂમઝુમ થાય છે, એનાથી ભકતોનાં પાપ તાપ મટી જાય છે. સુંદર જાંગ-ગુંટણ-અને ઘુંટી પ્રદેશ-પગમાં ઝાંઝર છે અને મારા કલ્યાણને માટેજ મારા હૃદય કમળમાં બિરાજે છે. કોટિ કોટિ સૂર્યના તેજનો અંબાર છે.

કોટિકંદર્પલાવણ્યમય એ શ્યામસુંદર મદનમનમોહન પ્રભુનું ધ્યાન ધરવાથી મન સૂક્ષ્મ થાય છે અને પરમાનંદાસ્પદ-પરમાનંદરૂપ થઇ જવાય છે. આટલું બોલતાં તો ગુરૂદેવ સમાધિષ્ઠ થઇ જતા.

**આ રીતે શ્રીદિવ્યજયોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો પ્રસંગ ૨૧ મો સમ્પૂર્ણ થયો.**

૨૨

'ચેતી લે ચેતાવું તુને રે પામર પ્રાણી;—

× × ×

ચેત ચેત જાવું ચાલી રે માયાને મેલી.

માયા થકી માર ખાશે, પછીથી પસ્તાવો થાશે
કશું ન કરી શકાશે રે-પામર પ્રાણી...ચેતી લે.

કાયામાંથી ગયા પછી, તું એનો માલિક નથી;
દાસ બાપુ કહે કથી રે--પામર પ્રાણી...ચેતી લે.

આ રીતે પ્રભુજીનાં ઉપદેશામૃત જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિપ્રચૂર નિત્ય નિરંતર વહ્યાંજ જતાં હતાં. તેઓ વારંવાર હરિજનોને જાગૃતિ આપવાને ભજન, ઉપદેશ, જ્ઞાન, ધ્યાન, વિગેરે સાધનો પર ભાર મુકતા—પંચ ચોર વસે પાસેરે આતમ ધન ચોરે.' કામ, ક્રોધ, લોભ, મોહ અને મદ રૂપી પાંચ ચોરો કાયામાંજ છે. તે આતમરૂપી અમૂલ્ય ધનનો નાશ કરે છે. એવા માણસનાં લક્ષણ ઢોર જેવાંજ હોય છે. જેને જ્ઞાન કે ભાન નથી તેને તો અડકવુંજ નહિ. તે તો એમજ કહે કે, 'લે તારી કંઠી ને હું તો મારે વંઠી.'—સ્નેહમાં માણસ સમજી શકે છે.—લાગણીના ત્રણ પ્રકાર—

**પ્રેમ, સ્નેહ, નિર્દયતા.**

**પ્રેમ = મુક્ત પુરૂષ, સ્નેહ = માણસ, નિર્દયતા = ઢોર.**

જેને આ વાતની સમજ છે તેજ સાચું સમજી શકે છે—આપણે તો જ્યાં સુધી વખાણ કરીએ ત્યાં સુધી સૌને સારા લાગીએ. પણ જો કદાચ સાચું કહેવા ગયા કે ઢોરની પેઠે ઉંઢણીયું મારવા દોડીએ. એવું લક્ષણ હરિજનનું ન હોવું જોઇએ. હરિજને તો અવળાનું સવળું કરીને માનવું જોઇએ. અવળાનું સવળું માને તે હરિજન.

પાણીમાં લાકડી મારો તો સોળ લીસોટા ક્યાં સુધી રહે છે? એવું નરમ હૃદય જોઇએઃ—

'દયા ધર્મ કો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન,
તુલસી દયા ન છોડીયે, જબલગ ઘટમેં પ્રાણ.'

દયાજ મોટા પુરૂષનો ગુણ છે. બાકી માણસમાં ને ઢોરમાં શું ફરક? શ્રીશુકદેવ શ્રીનારદ વિગેરે દયાને લીધેજ લોકોને ઉપદેશ આપતા ફરે છે.

'કારી આ સંસારમાં, જળ જળ જાકો અંગાર;
જો સન્તો નહિ હોત તો, બળી મરે સંસાર.'

દયાજ મુખ્ય સાધન છે. પછી માયાને દયા કહેવી નહિ. પહેલી દયા પછી માયા. ભરત રાજાને દયા ઉત્પન્ન થઈ પછી માયા પેસી ગઇ. આ રીતે દયાનો માયામાં પલટો થઈ જાય તો જન્મ મરણ બગડી જાય, માટે દયા કરવી પણ માયામાં પડી જવું નહિ. માયામાં પડશો તો લખ ચોર્યાસી ફરશો. પ્રભુએ દયા કરી માટે દયાળુ કહેવાય છે. માના પેટમાં હતો ત્યારે પહેલેથી દૂધ ઉત્પન્ન કરનાર પણ તેજ હતો, જેણે દાંત આપ્યા તેણે ચવેણું પણ આપ્યું. એ દયાળુની દયાનો પારજ નથી. આટલું છતાં તે કશામાં બંધાયો છે? આખા જગતની ઉત્પત્તિનું અભિન્નનિમિત્તોપાદાન કારણ તે છે. તે નહિ હોય તો આપણે કાંઇ કરી શકીએ નહિ. એખલી ભીંત હોય તો પછી રહેવું ક્યાં? માટે આકાશ પણ પેદા કર્યું. ભીંત એ પ્રકૃતિનું સ્વરૂપ છે. આકાશ પુરૂષનું સ્વરૂપ છે. ગુણ વિનાની વસ્તુનો ઉપયોગ નથી. જ્યાં સુધી ગુણ છે ત્યાં સુધી પ્રભુનો વાસ છે. શેરડીમાં રસ છે ત્યાં લગી તેનો ઉપયોગ છે. કુંચો થયા પછી તે શું કામમાં આવે છે? માટે ગુણનેજ પ્રભુ જાણવો. જે ગુણ જાણે તે પ્રભુને ઓળખે છે. ટોપીમાં પહેરવાપણાનો ગુણ છે ત્યાં લગી કામની છે. ફાટી જાય કે નાખી દેવાની. વાસણમાં પાણી ધારણ કરવાનો ગુણ છે ત્યાં લગી તે કામનું નહિ તો કાણું થાય કે ભંગારમાં નાંખવાનું. માટેજ સંગ કરવો તો ગુણીજનનો. ગુણીજન

તેજ સજ્જન અને નુગરા તે દુર્જન. માટેજ દુર્જન થવું–નુગરા થવું એના જેવું પાપ મોટામાં મોટું બીજું કોઈજ નથી. માટેજ

'સંગ કરવો તો સજ્જનનો, દુર્જનથી દૂર ટળવું રે.'

એવા નુરગાઓ કદિપણ ગુણ જાણેજ નહિ તેથી તેને ગુણ સ્વરૂપ પ્રભુનાં દર્શન થાય નહિ એટલે જ્ઞાન શેનું થાય?

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૨૨ મો સમ્પૂર્ણ થયો.**

---

## ૨૩

એક વખત શ્રી ગુરૂદેવ વલખડ કરીને શ્રી શુકદેવજી ક્ષેત્રની પાસે ગામ છે ત્યાં ગયા હતા. ત્યાંના શ્રીશુકદેવજીના હરિજનો બહુજ ભાવિક અને ભક્તિવાન હતા. પ્રભુજી ત્યાં થોડા વખત એક બંગલીમાં રહ્યા હતા. ત્યાંના હરિજનોને અમારા માતુશ્રી એટલે પૂજ્યપાદ મહારાજશ્રીના પત્નિના દર્શનનું મન થયું, તે ગુરૂદેવ પાસે કાગળ લખાવ્યો. માતુશ્રી ને હું બન્ને જણ અંકલેશ્વરથી નાંદોદ લાઈનમાં બેઠા અને નાંદોદ સ્ટેશને ઉતર્યા. હવે નાંદોદથી હજરપરા થઇ નાની નાની ધૂળવાળી ટેકરીઓ અને બે નદી ઓળંગી શ્રીશુકદેવજી થઈ વલખડ ગાડામાં જવાય છે. હજરપરામાં પણ એક ભક્તરાજ મોરારભાઇ રહેતા હતા. તેઓ અમારા લક્ષ્મણપ્રભુના શિષ્ય હતા, પણ દાદાગુરૂ એટલે અમારા ગુરૂદેવપર તેનો સારો ભાવ હતો. એક ભાવિક ગાડાવાળો મળ્યો. એકજ બળદની ગાડી હતી છત્રીવાળી. દોદરૂપાયે ઠેરવી અમે ચાલ્યા. માતુશ્રીની પ્રકૃતિ ઘણીજ માયાળુ અને શાન્ત હતી. અમે બન્ને જણ

બેઠા અને ગાડાવાળાએ વાત કરવા માંડી. આ તમારા કોણ થાય? મેં કહ્યું 'અમારા માતુશ્રી થાય.' 'એ તો ભાઇ તમારા માતુશ્રી તે હમારા પણ માતુશ્રી.' એટલે માતુશ્રીએ કહ્યું, 'ભાઈ, એ તો અમારૂં કામજ છે. લોકોને સારે રસ્તે ચઢાવવાનુંજ અમારૂં કામ છે?' 'એમ!' ગાડાવાળો ખૂશ થયો. 'હજરપરા કોને ત્યાં જાઓ છો?' અમે કહ્યું મોરાર, પટેલને ત્યાં.' 'એ તમારા શું થાય છે?' 'એ અમારા શિષ્ય થાય છે,' અમારા માતુશ્રીએ જવાબ વાળ્યો. ગાડાવાળો પૂજ્યભાવથી પલટાઈ ગયો. એમ કરતાં હજરપરૂં આવ્યું. મોરાર પટેલને ત્યાં ગાડી ઉભી રહી. એની પત્નિ બહાર આવીને ખોળો પાથરી પગે પડી. 'એ તો વલખડ ગયા છે' એમ બોલી પડી. 'હા અમે પણ ત્યાંજ જઇએ છીએ, હીંચકાપર બેસાડી તેણે ગાડાવાળાને ખેતરેથી બળદીઆ મંગાવી ગાડું તૈયાર કરવા કહ્યું. પા કલાકમાં ટેકરી અને ધૂળનો હળ ફાકતાં ફાકતાં મહાસહેનતે વલખડ સાંજે પાંચ વાગે જઈ પહોંચ્યા. ગામમાં કોઇ નવું ગાડું આવે કે તરત આખા ગામમાં ખબર પડી જાય. માતુશ્રીને જોઇ ખેતરેથી આવતા હરિજનો—પાણીએથી આવતી હરિજન બેનો—હરિજનના રમતા છોકરા છોકરીઓ વિગેરેએ દોડીને એક-બીજાને ખબર આપવા માંડી. એમ કરતાં મોરાર પટેલ સામું મળ્યા! 'ઓહો' 'બા' 'તમે!' 'હા ભાઇ સારા છો ને?' બાએ ભાવથી ઉત્તર આપ્યો. 'હળ તો તો બહુ નડ્યો લાગે છે.' 'હાસ્તો' બાએ હસતાં હસતાં કહ્યું. ગુરૂદેવ એક બંગલીમાં મુકામ નાખીને પડ્યા હતા. દરરોજ કંઇ ને કંઇ કથા વાર્તા થયાજ કરે. ગુરૂદેવ કને જઇને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. —બાને ભક્તિબેન વગેરે બેનો તેડી ગયા. સાંજનો વખત હતો. મહારાજશ્રી કને મોરાર પટેલ આવ્યા અને પૂછ્યું 'આ કોણ છે' પ્રભુ?' ગુરૂદેવે કહ્યું એ પણ 'આપણા હરિજન છે. બહુ જ્ઞાની છે.' મને શરમ આવી. મોરાર પટેલે મને કહ્યું 'ત્યારે ચાલશો મારી હાથે? જરા ફરી આઇએ!' હું મહારાજશ્રીની સામે જોવા લાગ્યો—મહારાજશ્રી કહે 'જઈ આવો.' એક ધોતીયું અને લોટો લઈ મોરાર પટેલ આગળ ચાલ્યા અને નદીનો ઘાટ જેના ઉપરજ મથાળે મહારાજશ્રીનો મુકામ

હતો તે પગથીયાં ઉતરવા લાગ્યા. એટલામાં મોરાર પટેલને સામેથી માતુશ્રી સ્નાન કરીને આવતાં મળ્યા.

'કેમ બા' મોરાર પટેલ લાડથી બોલ્યા.

'સારૂં ભાઈ' માતુશ્રીએ કહ્યું.

'હવે અમને લક્ષ્મી કેદહાડે આપવી છે ?' મોરાર પટેલ હસવા લાગ્યા. 'એતો તમારા મહારાજ લક્ષ્મણપ્રભુ છે તે આપશે ? બાએ સ્મિત કર્યું. આ રીતે વાત કરીને ઘાટ ઉતરી નર્મદા કિનારે આવી પાણીનો લોટો ભરી આપીને પટેલે કહ્યું 'જાઓ ફળસીયે જઈ આવો.' મારે જવું તું તે ગયો અને પાછો આવ્યો, પછી મોરાર પટેલ કહે 'આ કપડા હાયવું છું, નાહી આવો, જો જો બહુ દૂર જતા નહિ હોં કે ?' મેં કહ્યું 'સારૂ.' એકાદ બે ડૂબકી મારી હું પાછો આવ્યો એટલે ઘાટ પરના લોક મને જોવાને ભેગા મળ્યા. મોરાર પટેલ 'ઉંચા પત્થર પર મને બેસાડી નીચે બેઠા અને કહેવા લાગ્યા. 'હવે કંઈક સત્સંગ કરો, બાપજી.' મેં કહ્યું 'ભાઈ સત્સંગનો ભંડાર તો તમારી પાસે છે હું તમને શું કહું ?' 'પણ ના તમારા બોલ અમને મીઠા લાગે છે.' મોરાર પટેલે આગ્રહ કર્યો. તે વખતે શ્રીગુરુદેવના ચિન્તન સિવાય મને કંઈજ ભાન ન હતું. થોડાક સત્સંગ કરી પાછા ગુરુદેવની પાસે આવીને બેઠા. ગુરુદેવને મોરાર પટેલ કહે 'આ બુદ્ધી કોઈ જાણભેદુ છે' ગુરુદેવ કહે એના હાથે તો અંકલેશ્વરમાં ભક્તિ વધી છે. અમારા અંકલેશ્વરમાં પ્રેમભક્તિના કોણ સમજતું હતું ? એના આવ્યા પછીથીજ આ બધું વધ્યું.' હું તો શરમાઈ ગયો, પણ ગુરુદેવ તો મોરાર પટેલ અને ગિરજાશંકરની સાથે મારીજ વાતો કર્યા કરે. આ રીતે રાત પડી અને સુવાને માટે પટેલ મને સાથે લઇ ગયા. પછી કહે 'બાપજી તમને આટલી નાની ઉમ્મરમાં આટલો વૈરાગ શી રીતે થયો ?' મને તો શરમ લાગે પણ મેં કહ્યું 'ભાઇ એ બધી ગુરુદેવની ઇચ્છા, બ્રહ્મચારી થવું રહેલું નથી.' જુઓ ભાડમાં જોઇએ એટલા ખીચોખીચીને જુવારના દાણા નાખે છે પણ કોઇક પક્કો થઇને સફેદ ફૂલ જેવી ધાણી થઇને

બહાર નિકળી જાય છે, બાકીના અંદરજ રહે છે; તેમ તેની ઇચ્છા વિના કંઇજ થતું નથી. આપણા ગુરૂદેવ કહે છે ને કે ! 'ઘંટીના ખીલાની સાથે જે વળગી રહે છે તેજ દાણો સાબિત રહે છે, બાકીના ભચડ ભચડ ભરડાઈ જાય છે;' તેમ આપણે શ્રીગુરૂદેવનેજ નિશ્ચય પૂર્વક વળગી રહીએ તો કંઈ ભરડાઇ જવાનો ભય છે? માટે નિશ્ચયરૂપી ખીલો સાબિત રાખવો.'

'વાહ. બાપજી તમે તો ટુંકમાં ઘણું કહ્યું.' બે ચાર જણા સત્સંગ સાંભળતા હતા તે ખૂશખૂશ થઇને બોલ્યા–

'એ તો પેલા કબિરના જેવો ઘાટ છે.' 'તમને યાદ છે?' મેં મોરારભાઇને કહ્યું.

'એક ડોસી દાણા ભરડતી હતી. એટલામાં કબિર ત્યાંથી નિકળ્યા અને તેણે માથે હાથ દઈ મોટેથી રડવા માંડયું. લોકો ભેગા થઈ ગયા. મહારાજને શું થયું શું થયું!' તેણે કહ્યું, 'આ ઘંટીમાં દાણા ભચડાઈ ચાલ્યા તે મને રડવું આવે છે.' આ કાળરૂપી ઘંટીમાં ઘાણા જીવો ભચડાઈ ચાલ્યા.'

'ચક્કી ફીરત દેખ કે, કબિર લાગત રોય;
નિશ્ચય કે ખીલે રહે, સો જન ઉગરત કોય'

આ વાત આપણા ગુરૂદેવ વારંવાર કહે છે તે રીતે આપણો ઘાટ છે. શ્રીગુરૂદેવના ઉપદેશથી આડા જઈશું તો ભચડાઇજ મરવાના. લોટ થઇને પ્રાણીના પેટમાં વિષ્ટારૂપ થઈ જવાના અને **पुनरपि जननं पुनरपि मरणम्** એમ થવાનું.

મૂળમાં મ્હારી ઉમર તે વખતે ૨૦ વર્ષની હતી અને જમીન પર સઉ છું તેમ સૂતો હતો, એટલે મોરારભાઈ વિગેરેને તો નેડલો લાગ્યો. રાતના એક વાગે મોરારભાઇને હું સૂતા. સવારમાં વ્હેલો ઉઠી ધ્યાન કરતો હતો ત્યારે મોરારભાઈ કહે, 'બાપજી સૂતા મોડા ને ઉઠ્યા વ્હેલા?' 'હા ભાઈ.' ટુંકે પતાવી સ્નાન વિગેરેથી પરવારી શ્રીગુરૂદેવ

કને આવ્યા. ગામનાં નાનાં મોટાં શ્રીગુરૂદેવનો ઉપદેશ લેતાં હતાં. એક બાઈ ઉપદેશ લેવા આવ્યા તેની સાથે તેના ધણી હતા. વળી બે ચાર હરિજનો અને બ્હેનો હતાં. મહારાજશ્રી કહે 'આ લોટો છે તેને જુઓ છો?—"હા મહારાજ," બેન બોલ્યા.

'તેમ તમે તમારા દેહને જુઓ છો કે નહિ?'

'હા, મહારાજ' ઉપદેશ લેનાર બાઈ બોલી.

'આ લોટાને ભાંગી નાંખીએ તો શું રહે? એક હરિજન બોલ્યો 'પિત્તળ.'

'તેમ આ દેહ મરી જાય પછી શું રહે?' 'જીવ' બીજા હરિજને ઉત્તર વાળ્યો.'

'હા...હવે સમજ પડી.'

લોટો જેમ પિત્તળનો તેમ દેહ પણ જીવનો.

હવે લોટો ભાંગી જાય તેમ દેહનો પણ નાશ થાય. ત્યારે પિત્તળમાંથી લોટો થયો, તેમ જીવમાંથી દેહ થયો. લોટો ભાંગીને પિત્તળ રહ્યું તેમ દેહ મરીને જીવ રહ્યો. હવે આવો વાત ઉપર. જીવ કેવો છે તે તમે જાણો છો? વાત જરા ઝીણી છે. જીવ શી રીતે ઓળખાય? મ્હારી સામું ગુરૂદેવે જોયું. હું મનમાં બબડયો 'સુરતાથી.' હાં-એજ સુરતાથીજ જીવ ઓળખાય. કેવી રીતે કે, 'જોને ભાઇ હું તો 'આં' બેઠો છું પણ જીવ મારો તો ડીકામાં ને ડીકામાંજ છે.' એ આપણે કેવી રીતે બોલ્યા? સુરતા જવાથી બોલ્યા. એ સુરતા જે સંસારના પદારથમાં છે તે સુરતા ભગવાનમાં લાખી દઇએ તો આપણો જીવ ભગવાનરૂપ થાય કે નહિ? બાઇએ કહ્યું, 'હા મહારાજ થાય.'

ત્યારે એ ભગવાનમાં જીવ લાખી દઇએ, પણ કેવી રીતે લાખી દઇએ?

તો બાઇ કહે—ગુરૂ ઉપદેશથી.

'ખરી વાત; મહારાજશ્રી નાના બાળકની પેઠે ખુશ થતા બો
'એ ગરૂ નહિ પણ ગુરૂઉપદેશ લેવાથી આપણે ભગવાનનું
જડે છે. એ નામમાંજ સુરતા રાખવી એટલે પછી આશા ત્યાં વ
ને સુરતા ત્યાં મુકામ. માથે ગુરૂ હોય તો ખાંચાખુંચીમાંથી બચી જઇ
એ ખાંચાખુંચીના ગુરૂ ભોમીયા હોવાથી તે આપણને
લઇ જાય છે. તમારે તો માત્ર સુરતા રાખવાની એટલે કીકામાં ગ
ગયો હતો તે ભગવાનમાં જાય, વધારે કંઇજ કરવાનું નથી. '
હાશ મહારાજ' પેલી બાઇ બોલી. એમ કહી નારિયેળ ધરી તે
લાગી અને ગુરૂદેવે મન્ત્રોપદેશ આપ્યો. ગામમાં થઇ રહ્યું કે અક્રૂર
આવ્યા, ભગવાનને લઇ જવા અક્રૂરજી આવ્યા. આ રીતે સત્સંગ
અમારા બે દિવસ નિકળી ગયા. અમે ગિરજાશંકરને ઘેર જમતા હ
ત્રિજે દિવસે અમારે જવાનું હતું. તે ગિરજાશંકરની પ્રીતિ મારા
એટલી બધી કે 'બાપજી, નહિ આવે શું? જમવાને બબે ઉંચ
જાઉં.' ગાડાં જોડાવી ગાડામાં બેસી. કેટલાકોનાં ખાનગી ચરિત્ર
મહારાજ જાણકાર હતા તેમને એકાંતમાં તેઓએ સમજ પાડી અ
કુંભસ ગામ ઉતરી પડયા. રસ્તામાં પણ તેઓ ગિરજાશંકર મા
શિખિધ્વજ અને ચુડાલાની વાતો કરતા હતા. એ એક અપૂર્વ પ્રસં
હતો, જેમાં ગુરૂદેવની સરળતા હું સમજી શકેલો. જયગુરૂદેવ.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૨૩ મો સમ્પૂર્ણ થયો.**

(૦)

## ૨૪

શ્રી ગુરૂદેવે એક વખત અધિક માસમાં મોટું અનુષ્ઠાન કરેલું, તેમાં ૧૨૦૦૦ વિષ્ણુસહસ્ર નામના પાઠ અને છેલ્લે દિવસે આહુતિઓ વિગેરેના પ્રોગ્રામો હતા. અગીયારસ આવી. શ્રીગુરૂદેવે કહ્યું 'હરિજનો! આપણે ચોવીશ કલાકનું ઉભું ભજન કરીએ પણ ફસલનો ટાઇમ તે કોઇ હા કહે નહિ. ગુરૂદેવ અંતરજામી તે જાણી તો ગયા. તેજ દિવસે સાંજે નાગલ ગામમાંથી કેટલાક હરિજનો ગાડાં લઇને આવ્યા. મહારાજશ્રી ખુશ થયા, તેમણે પૂછ્યું કેમ 'કેમ અચાનક?' ત્યારે હરિજનો કહે 'કેમ મહારાજ તમે ગામમાં આવી ગયા તે કહેતા ગયાને? કે અગીયારસે ચોવીશ કલાકનું ઉભું ભજન કરવાનું છે તે આવજો.' આ વખતે હું તો પાસેજ હતો. મેં વિચાર કર્યો 'પ્રભુ તો ગયા નથી ને આ વાત શું કરે છે?' ગમે તેમ પ્રભુની લીલાનો પાર નથી. તેઓ તો સર્વેશ્વર સર્વાન્તર્યામી છે. અગીયારસે ઉભું ભજન એટલા ઠાઠથી અને મોજથી થયું કે બધા છક થઇ ગયા. બારસનો દિવસ આવ્યો. શેઠ નાથુભાઇ, શેઠ નગીનલાલ, પૂ. રણછોડ કાકા, ત્રિકમભાઇ, મગનભાઇ, મોટા નગીનભાઇ, મૂળચંદભાઇ, ઠાકોર-લાલ, અને બોરભાઠાનો વેદાંતી હરિજન વિઠ્ઠલભાઇ વાંચી એટલા તેનામાં એવા તો તલ્લીન થઇ ગયા હતા, કે એક બાજુ પર બાવીસ બ્રાહ્મણો સ્વાહા સ્વાહા કરતા હતા, અને તેમના અપૂર્વ ધ્વનિથી ગુરૂદેવ મંદિરનો ઘુમટ ગાજી રહ્યો હતો અને બીજી બાજુથી નાથુભાઇ રણછોડભાઇ, વિગેરેનો 'અલ્યા નગીનલાલ, આ દૂધ તો ઉભરાવાને માટે બહાર જવું છે.' ત્યારે રણછોડભાઇ બૂમ મારે 'પણ દૂધ તો ઠરી ગયું છે. એઇ જડભરત, ચાલ ઉઠાવ દૂધને વચલી ઓરડીમાં મૂકી આવીએ.'

અમે લોકો બટાકા છોલતા હતા. ત્રણ મણ દૂધ હતું ખળખળતું. વિઠ્ઠલભાઇ અને રણછોડભાઇએ દૂધનું તપેલું ઉંચક્યું અને પાછલા

ચોકમાંથી આ વાળી ઓરડીમાં લાવતાંજ તપેલું ઉંધુ વળી ગયું તે વિઠ્ઠલભાઇના દીલ પર. તે તો એટલું જ બોલ્યા એ! એ! પણ વિઠ્ઠલભાઇ તે જડભરત બહુ સમજુ ચંકાર અને જ્ઞાની. રણછોડભાઇના મ્હોં પર અને જડભરતના દીલ પર. એકાએક શોરબકોર થઇ ગયો. એક હરિજને યજ્ઞમંડપમાં જઇને પ્રભુજીને ખબર આપી પણ પ્રભુજી તે પ્રભુજીજ. યજ્ઞ વિધિનો ધ્વનિ તો ચાલુજ રહ્યો. આ બાજુ પર ચુનો તેલ વિગેરેનો મલમ વિઠ્ઠલભાઇ અને રણછોડભાઇના દીલ પર રેડાવા લાગ્યો. પણ આ બન્ને નિષ્ઠાવાળા ભક્તો એક બીજાને પૂછવા લાગ્યા.

'અલ્યા તું બહુ દાઝયો કે?' ત્યારે જડભરત કહે,

'ના રણછોડભાઇ તમે બહુ દાઝયા કે?' વળી મંદમંદ સ્મિત કરે. આખા શરીરે અને મોઢે ખળખળતું દૂધ પડેલું તેના ચકામા તો એવા પડેલા કે આપણને રડવું આવી જાય. બધા હરિજનો આસપાસ ફરી વળ્યા. મંદિરને પાછલે બારણે પાટપર બેસાડી તેલ ને ચુનાનો રસ ભેળસેળ કરી રેડવા માંડ્યો જેથી અગ્નિ ઓછી થાય. રણછોડભાઈ તો કહે 'બેસને હવે એમાં હું મોટું થાયું છે?' જડભરતને નગીનલાલ કહે 'ભગતજી, બહુજ વેદના થાય છે ખરું?' ત્યારે તેને જવાબ વાળ્યો; 'નગીનભાઈ, અનુપ્રસાદજીએ કહ્યું છે કે મરણ વખતની વેદનાનો જીવતાંજ અનુભવ કરી લેવો જોઇએ. એક ક્ષણ પણ એ વેદના વીસરી જવી નહિ જોઇએ. અમારા નગીનલાલ તો ઉતાવળીઆ અને પોચા તે તો 'જય ગુરૂદેવ, જય ગુરૂદેવ' કરીને તપેલીમાંથી પેલો મલમ રેડ્યા કરે અને ગદ્‌ગદ્ થતા જાય. થોડીવારે યજ્ઞ પૂરો થયો અને ગુરૂદેવ કાનીઆ ટોપી અને પિતામ્બર પહેરી પગમાં પાવડી સાથે ત્યાં આવ્યા અને જાણે રડતા હોય તેમ આંસુ સહિત પૂછવા લાગ્યા. 'ભાઇ બહુ, દાઝયા?' એટલે રણછોડભાઇએ કહ્યું 'ના મહારાજ, અમને તો કંઇ નથી થયું, તમો તમારે અહીંથી જતા રહો.' પછી નાથુભાઇને કાનમાં કહે 'એને કયાં અહીં આવવા દીધા? એ તો બેઠા બેઠા રડ્યા કરશે.'

જડભરત ભગતજી કહે 'મહારાજજી, અમને તો કંઇ થયું નથી.'

આ વખતે શ્રીગુરૂદેવની ગદ્‌ગદ્ મૂર્તિ હજુ મારી આંખ આગળ તરવરે છે. એમનું ઉઘાડા કુવાપર પાવઠી સહિત ઉભેલું સ્વરૂપ હજી મારી આંખોને લલચાવી રહ્યું છે. એમના પ્રેમના શબ્દો અને ટુંકાણમાં વેદનાયુક્ત બોલ મને હજી પણ રડાવી રહ્યા છે.

હરિજનો ઉપરની એમની અથાગ પ્રીતિ હજુ પણ મારા દીલમાં આવી આવીને સતાવે છે, એ સુંદર મનહર સ્વરૂપનાં ઓવારણાં લઇએ એટલાં ઓછાં છે. ગુરૂદેવ તો ત્યાંથી નજર નાખીને જતા રહ્યા. આ તરફ દાઝેલા હરિજનોની વેદના ઓસરવા લાગી. એકપણ ઝઝેલો ફૂટયો નહિ અને ગુરૂદેવે શ્રી ઠાકોરજીની સેવાની ઓરડીમાં જઇને રડવા માંડ્યું અને કહ્યું 'હે શુકદેવજી તારી સેવા કરનાર તારા હરિજનોને સેવાનું આ ફળ આપ્યું ?'

ત્યારે શ્રી શુકદેવજી હસતા હસતા આવીને કહે છે,

'હે વત્સ !' એમ ગભરા નહિ, આજના ત્હારા આ અમૂલ્ય મહોત્સવમાં મારારૂપ થયેલા હરિજનોની પવિત્ર સુરતાનો પ્રકાશ તારા એ વ્હાલા બાળકો ઉપર જાય તેટલાજ માટે મ્હેં આ પ્રકાર ઘડયો. આજે આખો દહાડો ત્હારા આ બે લાડકા બાળકોનું સ્મરણ ત્હારાં દરેક બાળકો કરશે એટલે તેમનાં પાપ તાપ મટી જશે. આ રીતે ઉત્સવમાં ભંગ પડયો તોયે બે કલાકમાં તો પાછા હતા તેવા થઇ આ બે પવિત્ર હરિજનો પાછા સેવામાં દાખલ થયા.

**આ રીતે શ્રી દિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૨૪ મો સંપૂર્ણ**

—=:o:=—

## ૨૫

એક વખત હું દિવ્યજ્યોતિ હીરાલાલ અંકલેશ્વર છોડી મુંબઈ આવ્યો પણ ગુરૂદેવ મ્હારા ઉપર વારંવાર કાગળ લખીને આશ્વાસન આપતા રહ્યા, કારણ મેં શું સંજોગમાં અંકલેશ્વર મુકયું હતું તે તેઓ જાણતા હતા. એ કાગળો એવા તો હૃદયસ્પર્શી અને ભાવનામય હતા કે તેનું સ્મરણ કરતાં અનાથોની અનાથતા ઉડી જઈ સનાથતાનું ભાન થાય છે.

ગુરૂદેવ લખે છે—'હીરૂભાઈ હું તમારી પાસેજ છું'

"જો જાહીકે મન વસે, સો તાહીકે પાસ,

જળમાં વસે કમોદિની, ચંદા વસે આકાશ"

અહા!,—શું ગુરૂદેવની મીઠી મધુર વાણી! મારા ગુરૂદેવ મારી પાસેજ છે મ્હારી નજીકજ છે, મ્હારા હૃદય કમળમાં બિરાજે છે, એવા દિવ્ય ગુરૂદેવનું વચન મને અમૃત કરતાં વધુ મીઠું અને પ્રાણ કરતાં પણ અધિક પ્યારૂં છે. જ્યારે હું અનેક કવિત્વ ભર્યા અલંકારોથી કાગળ લખું કે તેમનો વળતોજ પત્ર આવે તેમાં મારૂં અભિમાન તૂટી તૂટી જાય. મ્હારા ગુરૂદેવ કંઈ ગ્રામ્ય ન હતા. મારા ગુરૂદેવ અદ્‌ભૂત છે. હું કાવ્ય લખું તો તે મને ગામઠીયું કાવ્ય લખે પણ મને મારી નિરસતા જણાઈજ આવે.

જેનાં વચનથી અભિમાન દૂર ભાગે એવા પ્રગટ પ્રભુનો મહિમા ગાવાને આ રંક જીવ સમર્થ નથી. તેમના હસ્તાક્ષર જોતાં મને તે હૃદયમૂર્તિસમા ભાસતા, તેમનાં વચનો વાંચી અંતરમાં ગલગલીયાં થતાં. તેમાં પત્રમાં એવો વિવેક રાખે કે, આપણે જાણે મોટા હોઈએ. આપણા લોકો આપણને હીરાભાઈ કહે ત્યારે તે તો હીરૂભાઈ સિવાય બોલાવેજ નહિ. કોઈવાર દિવ્યજ્યોતિ કહે અને અંકલેશ્વરમાં મારા

પર તૂટી પડનાર સખા મિત્રમંડળીઓને મારો કાગળ વાંચવા આપે અને વારંવાર આશીષ વચનો ઉચ્ચારે.

'વિંધાયું તે મોતી બાકી બીજા પથરા જાણો રે'

× × ×

'ત્હારી સંગે વૈષ્ણવ થાયે તો તું વૈષ્ણવ સાચો,
ત્હારા સંગનો રંગ ન લાગે ત્યાં લગી તું કાચો,
વૈષ્ણવ નથી થયો રે શીદ ગુમાનમાં ઘૂમે'

એમ કહી કોઇવાર એવું કહે કે આપણે આપણાં સાધન ભજનની મર્યાદા ભૂલ્યા હોઈએ તો ઠેકાણે આવી જઈએ. ગમેતેમ પણ પ્રભુની લીલા એવી હતી કે હું તો વારંવાર એમજ કહું કે—

'જન્મોજન્મ શામળીયા વ્હાલા,
સંગ ન મુકું ત્હારો,
રંગીલા રંગ લાગ્યો મને ત્હારો-'

એમની સમસ્યારૂપની વાણીઓ અને તેનું સ્વરૂપ જાણતાં એટલો આનંદ થતો કે સંશયો છેદાઇ જતા અને દીલમાં દીનતાના ડાઘ રહી જતા. એ પ્રેમજ્ઞાનવૈરાગ્યપ્રચૂર વાણીના પ્રચારક શ્રીશુકદેવજી તેજ મ્હારા ગુરૂ એવી વાત જ્યારે મને યાદ આવે ત્યારે મને તો એમજ થાય,

"ગુરૂ મારા ઘેર પધાર્યા હેલીરે, હવે મ્હેં તો કુળમરજાદા મેલી રે.
જગત તણું વેણ લાગે છે મને ખોટું રે, હવે હું તો ગુરુચરણરજ લોટું રે.
જગત તણાં વેણુ તે ઝેરના પ્યાલા રે, ગુરૂજીના શબ્દ લાગે છે વ્હાલારે.
હતું અવળું સવળું કર્યું મારે વ્હાલેરે, હવે સખિ કોણ માથામાં ધૂળ ઘાલેરે.
સગાંને તે લેવું દેવું લાગે ખોટું રે. ગુરૂજીને ભાવે કરીને ભેટું રે.
વ્હાલો અમને લાડ તો બહુ લડાવે રે, બંગલામાં બેઠાં રે ઘાટ ઘડાવેરે.
બંગલો તો આપે અટકાવે આપ ખોલે રે, બંગલામાં વ્હાલા વડે સૌ બોલેરે.
બંગલાની કૂંચી વ્હાલાને હાથે તાળું રે,
બાપુ કહે ગુરુનામ લાગે મને વ્હાલુંરે."

એમની અજબ જ્યોતિના ઝળકારા, આજે છ છ વર્ષોનાં વ્હાણાં વાયાં, મારા હૃદય મંદિરમાં થયા કરે છે. એમના એકાંતમાં સંકેત, પ્રેમના સંદેશ અને હૃદયના વેશ મારા મનને હજુ પણ ક્ષોભ પમાડે છે. એ અવધૂતનો યોગીન્દ્ર વેશ દીલના દીલને ચટકે ચઢાવે છે. પાપ તાપની ઘડી એના સ્મરણથી જતી રહે છે. એના અંતર્યામીપણામાં બિલકૂલ ખામી નથી, તેમ એના કાલાકાલા બોલ મોંઘામાં મોંઘાં રત્નોના પ્યાર કરતાં વધુ પ્યારા લાગે છે. સ્વપ્નામાં જાગ્રતમાં, હરતાં ને ફરતાં એની મધુર વિણા સંભળાયા કરે છે. ખરેખર પ્રગટ પુરુષ તેઓ પોતેજ. તેઓ વારંવાર કહેતા કે, '**ઓળખો રે ઓળખો**' આવો અવસર આવ્યો છે તો ઓળખી લ્યો. શું કામ ભૂલાવામાં પડો છો? પેલા કબિરને આવીને મળી ગયા અને લોકો ભૂલાવામાં રહી ગયા. પેલા નામદેવને આવીને દર્શન દીધાં અને દુનિયા જોતી રહી. છે વિચાર? નક્કી કરો—જેને ભગવાનનાં દર્શન કરવાં હોય તે આવજો મળસ્કે મારી પાસે. જોજો ચૂકતા. શ્રદ્ધાળુ નાથુભાઈ શેઠ સવારના પહોરમાં ત્યાં જતા અને ગુરૂદેવની સાથે સંતલસ કરીને પાછા ફરતા. એ સંતલસની સમસ્યા તેઓએ જાણી લીધી છે. તેઓ હજી પણ માયાળુ દયાળુ ગુરૂદેવને યાદ કરીને ગમે ત્યાં ગમે તે ઠેકાણે રડી પડે છે.

થોડા વખત પહેલાં શેઠજી મુંબઈ આવેલા. એમની પવિત્ર પુત્રી મદનબેન અને પવિત્ર જમાઈ રમણલાલ સાધુ જેવા છે. તેમની ઇચ્છા થતાં તેઓ માંદાને માંદા મુંબઈ આવ્યા. ઘેર આવતાં માંદગી ઝાડાની લાગુ પડી ગઈ. છેવટે અંકલેશ્વરથી તેમના પત્નિને બોલાવવા પડ્યા, તે વખતે તેમની સેવામાં ગં. મોતીબેન, શ્રી. મદનબેન, અને બપોર સપોર શ્રીલીલાબેન વિગેરે આવતા હતા. ગુરૂદેવની દયાથી તેઓ સારા થયા. અમારે ત્યાં ધરગથ્થઉ સાધન ભજન થાય છે, તે વખતે જાણીતા ઓળખીતા પાળખીતા આવે છે. તેમાં એક શનિવારે શ્રી નાથુભાઈ શેઠ વિગેરે બેઠા હતા. તે વખતે તેમણે શ્રીગુરૂદેવનાં ભજનો અને પ્રસંગો એવાં કહેલાં કે અમને આંખમાં આંસુ આવ્યાં. વળી તેજ

રાત્રે તેઓ અમારી પાસે સૂતા હતા અને રાત્રિના બે વાગે મોટેથી રડી પડયાં, જે સાંભળી અમે સૌ જાગી પડયા.

તેમને પૂછતાં જણાવ્યું, 'અરે! હું આમજ એમની પાસે સૂતો હતો. શ્રીશુકદેવજીમાં હું ને શંભુભાઈ આગળ પાછળ સૂઈએ અને અંધારામાં તેઓ મારી પાસેથી જરી પણ ખસે કે હું તેમનેજ શોધું કે કંઈ જતા તો રહ્યા નથી? છાતી પર ને છાતી પર હાથ રાખી મુકું.

એ તો અવધૂત. આવી રીતે અમે...અમે સાથે ને સાથે ફરતાં ફરતાં અને સાચવતાં મહામહેનતે અંકલેશ્વર લાવ્યા અને છેવટે 'મને છૂટો પાડી લાઇઓ–'

એમ કહી ફરી રડવા લાગ્યા, ત્યારે મેં કહ્યું 'શેઠજી! પ્રભુના તો તમે લાડીલા. તે તો તમારી પાસેજ છે, તમો કાંઈ તેનાથી અજાણ્યા નથી.' હા, ભાઇ છે તો એમજ. શું એમની અનુભવની વાણી! શું એમના મીઠા બોલ! મંદિરની તો તેને ફકર જ નહિ. જે કંઈ કરે તે નાથુભાઈ અને છેવટે મને આવું કઇરું? અલ્યા તારા નામ પર નાદારી નોંધાવીને બેઠો કે જગતનું દેવું પુરાઇ શકે એમ નથી, ચોપડા તને સોંપી દીધા. હજુ શું કામ તપાવે છે? ' કંઇ ફીકર નહિ! એ જવાનો ક્યાં!' એવી એવી મધુર વાતો કરી શ્રીગુરૂદેવનું સ્મરણ કરાવતા અમારા કે અમારા હરિજનોના પ્રસંગ શ્રીગુરૂદેવથી જુદા નથી. કોઇ કહેશે કે આપ બડાઈ લખી કાઢી છે! અરે ભાઈ, આપ બડાઈ ભગવત્ નામ સ્મરણમાં રહેતી નથી. ભક્તિ ભજન કરવું.

'હરિ હરિજન ગુરૂ આતમા, ચારે એક રૂપ જાણ,'
'ગણપત મુક્તિ જો ચાહે, ભિન્ન ભાવ નહિ આણ'

તો પછી તેમના પ્રસંગો વચ્ચે આવે તેમાં ભિન્ન ભાવ કેવો આણવો?

મુંબઇ આવ્યા પછી શ્રીગુરૂદેવના પ્રતાપી પત્રોથી મ્હારા દીલમાં તાલાવેલી જાગી થોડો વખત રહી પાછો તેમને શરણે ગયો. તે વખતે તેમણે મને સપ્તાહ પ્રસંગ પર તેડેલો.

હીરુભાઈ તમે જરૂર આવજો......

તે વખતે શ્રીચીમનલાલ છગનલાલ તારકસ શ્રીગુરૂદેવના ઉપદેશી ન હતા. ઘરમાં રાત્રિદિવસ જે કોઈ વેપારી આવે કે ભાઈબંધ આવે તો વાત તો તેની તેજ થયા કરતી. છેવટે શ્રીચીમનલાલે શ્રીગુરુદેવને પત્ર લખી પોતે ઉપદેશ લેવાની ઇચ્છા જણાવી. તે તેમની ફળીભૂત થઈ. તે પ્રસંગ આગળ કહીશું. આવા પ્રસંગોમાં આત્માને જુદો ન પાડી શકાય તેમ ગુરૂદેવને જુદા પાડી ન શકાય.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૨૫ મો સમ્પૂર્ણ થયો.**

---

૨૬

**શ્રી** ગુરૂદેવની વાણીની બલિહારીજ છે.

પ્રભુ પરમાત્મા અભિન્નનિમિત્તોપાદાન કહેવાય છે. એ શ્રીશંકરાચાર્યનો સિદ્ધાંત–વિવર્તવાદ–શાંકરમત.

વિરૂદ્ધધર્માશ્રયબ્રહ્મવાદ–શુદ્ધાદ્વૈત–વૈષ્ણવ મત.

કરોળીઓ જાળું પોતાનામાંથીજ ઉત્પન્ન કરે છે. પોતેજ બાંધે છે અને પોતેજ તેમાં રહે છે, પોતેજ તેનો નાશ કરવાને સમર્થ છે.

મકાન બાંધવું હોય તો પહેલાં પોતે–પછી ઇચ્છા. એ ઇચ્છા વિકાસ પામી એટલે હુંમાંથી શક્તિરૂપે ઇચ્છા વિકાસ પામી.

**જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ, દ્રવ્યશક્તિ** (૧) જ્ઞાનશક્તિ એટલે બુદ્ધિ-**અક્કલ આપી**, (૨) ક્રિયાશક્તિ એટલે શિખવ્યું–ઇન્દ્રિયો, (૩)

દ્રવ્યશક્તિ – પદાર્થ – વિષયો. બુદ્ધિ – મેનેજર. ઇન્દ્રિઓ – કારીગર, પદાર્થ – સંચા.

દ્રવ્ય કોને કહે? પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા ને મન એ નવને નવદ્રવ્ય કહે છે.

અંતઃકરણ = સત્વગુણ = જ્ઞાનશક્તિ

ઇન્દ્રિય = રજોગુણ = ક્રિયાશક્તિ

વિષય = તમોગુણ = દ્રવ્યશક્તિ

ઉપલી ત્રણ વસ્તુઓ મળીને મકાન ત્રણગુણાત્મક બને છે અને તેના ઉપર શેઠ અને તેની ઇચ્છા એ બે રહે છે. એટલે પંચતત્ત્વજ સારી વસ્તુઓમાં કામ કરી રહ્યાં છે. 'પંચતત્વકા સબહી પસારા- જલથલ જગમેં એકહી ધારા.' (ધારા એટલે કાયદો)

ઉપલા દૃષ્ટાંત ઉપરથી પ્રભુજ અભિન્નનિમિત્તોપાદાન કારણ છે એમ સમજી શકશો. આટલું સ્પષ્ટ છે. હવે પછી વધારે વાંચીને વધારે ગુંચવાશો માટે,

'એક શબ્દ ગુરૂદેવકા, વાકા અનન્ત કોટિ વિચાર'
'જ્ઞાની મુનિ થક ગયે, ભેદ ન પામે પાર.'

આ રીતે આ એક પંચતત્ત્વાત્મક શબ્દ ઉપર વિચાર કરો તો જે વસ્તુ અઘરી છે તે સ્હેલી થઈ જાય છે, પણ વિચારજ કોને કરવો છે? રંભને બા, એમાં કંઈ જાદુ હોય! અરે! જાદુ તો પ્રભુના નામમાં છે. ભલાભલા મોટા મોટાને સ્વપ્નાં થયાં અને ઘરબાર સમ્પત્તિ પ્રભુને સોંપી રાધાકુંડ અને કૃષ્ણકુંડ પર આવીને પડ્યા. જીવનો શું ચમત્કાર છે ચમત્કાર તો ઇશ્વરનો.

એક વખત અકબર બાદશાહને કાને તુલસીદાસજીનું નામ પડ્યું. તેને એમ લાગ્યું કે હિન્દુ ફકીર કેવોક હશે? તેણે તો પોતાના માણસો મોકલી બારોબાર કેદખાનામાં નાખી દીધા. તુલસીદાસજી કહે 'મારો શો અપરાધ છે?'

બાદશાહ કહે છે કે 'તમારો ચમત્કાર દેખાડો!' ભક્તવીર તુલસીદાસજીએ હનુમાનજીનું સ્મરણ કર્યું. જોત જોતામાં હજારો વાંદરાંનાં ટોળે ટોળાં શહેરમાં ધસી આવ્યાં અને દરેક અમીરથી ઉમરાવોને તમાચા લાત મારીને કચ્ચરઘાણ વાળી નાખ્યો. પૂકાર કચેરીમાં પહોંચ્યો ત્યાં પણ એજ દશા હતી. બાદશાહે તુલસીદાસજીનો ચમત્કાર જોયો અને તેમને છૂટા કર્યા. આ રીતે ચમત્કાર પ્રભુના નામમાં છે. ચમત્કાર કરેલો થતો નથી, પણ આપણી સુરતારૂપી ગાયને મોહરૂપી કસાઇ મારી નાખે છે એટલે શું કરવું? સંસારમાં આસક્ત થયેલા પુરૂષોની વાસનાનો છેડો નથી. જેમ પૂર્વ દિશાનો કે પશ્ચિમ દિશાનો છેડો નથી તેમ વાસનાનો અંત નથી.

આવીજ રીતે કોઈપણ વસ્તુનો છેડો કાઢવા જઇએ તો છેવટે કોઠી ધોઈને કાદવજ નિકળે. એ વાસનાને તો નાખી દેવી જોઈએ.

**ક્યાં નાખી દેવી જોઇએ? વિશ્વેશ્વરમાં?** વિશ્વેશ્વરમાં વાસના ગઇ એટલે કામ થઈ ગયું.

તુલસીદાસે કામિનીમાંથી કામેશ્વરને પ્રાપ્ત કર્યા. સુરદાસજીએ પણ ચિંતામણિમાંથી ચિંતામણિ પ્રભુને મેળવ્યા. આ રીતે રમાથી રામ મળ્યાના દૃષ્ટાંત મોજુદ છે, પછી સંશય નકામો છે. એ વાસના છે તોજ વિશ્વેશ્વર મળે છે. માત્ર મલિન વાસના અને શુદ્ધ વાસના એવા એના બે ભેદ છે. શ્રાદ્ધમાં દર્ભ અને તલ વપરાય છે તેનું કારણ શું! દર્ભ ઉપરથી નાનાં ટુંકાં લાગે છે પણ તેનાં મૂળ જમીનની ઉંડાણમાં ઉતરી ગયાં છે. તલનો છોડ થાય છે પણ તેનાં મૂળ જરાક ખોદો કે નિકળી આવે; એવી રીતે દર્ભ તે **મલિન વાસનાનાં મૂળ** અને **તલ** તે **શુભ વાસનાનાં મૂળ.** બન્નેનાં મૂળ તો ખરાં પણ **મલિન વાસનામાં** 'હું ને મ્હારૂં' એટલું **વધારે હોય છે,** કે મરી ગયા પછી સાપ થઇને કે કુતરો થઇને રખેવાળ થાય છે, ત્યારે શુભ વાસનામાં રાજા મહારાજા થઈ પ્રજાનું પોષણ કરે છે.

એક શેઠ હતા તે વેપાર કર્યા કરે. એક દિવસ નારદજી આવી ચઢયા. શેઠે તેને આસન આપી બેસાડ્યા.

નારદજી પ્રસન્ન થયા. તેમણે શેઠને કહ્યું 'શેઠજી, મારે તમને કંઈ વાત કહેવી છે.' શેઠજીએ કહ્યું, 'મહારાજ, હમણા મને વખત નથી. છ મહીના રહીને આવજો.' છ મહીના રહીને નારદજી આવ્યા પણ શેઠને તો ફુરસદ નહિ. તેણે કહ્યું 'મહારાજ, ભલે પધાર્યા પણ એક વર્ષ રહીને આવજો.' એમ કરતાં કરતાં બે ત્રણ વાયદા કર્યા અને નારદજી તો જતા રહ્યા પણ તેમને તેનું કલ્યાણ કરવું હતું તે વાયદા પ્રમાણે ત્યાં જાય ખરા. એવામાં શેઠજી તો મરી ગયા. નારદજી આવ્યા તેમને છોકરાઓએ કહ્યું 'બાપાજી તો મરી ગયા.' 'એમ નહિ હોય' નારદજી બોલ્યા–'તો ઠીક. 'હું તેને હમણાંજ શોધી કાઢું છું.' ધ્યાન કરીને જોયું તો ઘરની પાસે એક કુતરું બેસી રહેલું.

તેની પર અંજળિ છાંટી અને નારદજીએ પૂછ્યું, 'કેમ શેઠજી, હજુ મારી વાત સાંભળવી છે કે?'

કુતરો કહે, 'ના મહારાજ આ મારો નાનો દીકરો બહુ રમતીઆળ છે અને છોકરાઓ માંહે માંહે વઢી મરશે માટે હું તેમની ચોકસી રાખું છું.'

'ઠીક' ખાધા પીધા વિના કુતરો તો થોડો વખત રહીને મરી ગયો.

ફરી નારદજી ત્યાં થઈને ગયા તેમણે છોકરાને પૂછ્યું 'અલ્યાઓ તમારો કુતરો ક્યાં ગયો? છોકરો કહે, મહારાજ, એ તો બહુ ભલો કુતરો હતો. ઘરમાં કશામાં મોઢું ન ઘાલે, ખાય નહિ પીએ નહિ અને ઘર સાચવતો હતો તે મરી ગયો.

નારદજી ડોકું ધુણાવીને કહે 'એમ નહિ હોય.' ફરી ધ્યાન ધરીને નારદજીએ જોયું તો ઘરમાં પતરાળાં નાખવાની ચોકડી તેમાં કીડો થઇ જન્મેલો અને કીડીઓ બાઝેલી. નારદજીને દયા આવી, તેમણે

અંજળિ છાંટી અને પૂછ્યું, 'કેમ શેઠ હવે તમને મારી વાત સાંભળવાનો વખત છે?'

શેઠ કહે, 'શું મહારાજ, મ્હારા છોકરાને ઘેર છોકરાં છે તે કેવા મઝાનાં રમે છે, તે હું પડ્યો પડ્યો જોઉં છું પણ આ કીડી રૂપી વાસના હરવા દેતી નથી.'

નાદરજીને જે ચીઠ આપીને તે તેનાં પર મન્ત્ર ભણીને પાછી અંજળિ છાંટીને કે પેલા કીડાનો દેહ છૂટી ગયો અને શેઠીઆને જ્ઞાન થયું અને આંખ ઉઘડી ગઈ.

આ રીતે મલિન વાસનાનાં મૂળ ઊંડાં હોય છે. શુભ વાસનાને મૂળ તો છે પણ ભરત રાજાને વાગતાંજ આંખ ઉઘડી ગઈ અને તરત મોક્ષનો અધિકારી થયો.

ભરથરી રાજા હતો તેને પિંગળામાં કેટલી આસક્તિ હતી પણ વાગતાની સાથે માયા છૂટી ગઇ. ભરથરી તે જીવ, પિંગળા તે બુદ્ધિ, વિક્રમ તે વૈરાગ્ય, અશ્વપાળ તે મન, અને વેશ્યા તે વાસના. પેલો જીવરૂપી ભરથરી પિંગળારૂપી બુદ્ધિની ચતુરાઇમાંજ ડૂબી ગયો પણ બુદ્ધિ તો અશ્વપાળ રૂપી મનના કાબુમાં હતી, પણ સદ્‌ગુરૂએ આપેલું મન્ત્રરૂપી અમર ફળ બુદ્ધિરૂપી પિંગળાએ મનરૂપી અશ્વપાળને આપ્યું કે એ ફળ વાસનારૂપી વેસ્યાને મળ્યું; પણ એ વાસના જીવરૂપી ભરથરીની ઉપર પ્રેમ ધરાવતી હતી એટલે તેણે તે અમરફળ મન્ત્ર જીવને પાછો સોંપ્યો. પિંગળારૂપી બુદ્ધિનો સંગ છોડી–વિક્રમરૂપી વૈરાગ્યને માળવા એટલે દેહનું રાજ્ય આપી પોતે પરમાત્મારૂપી ગુરૂના સંગમાં ભળી ગયો, આ રીતે ઇસારત છે પણ સમજવું કોને છે? એવા પુરૂષોની વાસના તલના ઝાડનાં મૂળ જેવી છે. બાકી દુન્યા તો, 'ભૂતોંકી યાદગારીમાં કલમા કુરાના ભૂલ ગયા.' પંચભૂતમાંજ મોહ પામીને કલમા એટલે મન્ત્ર અને કુરાન એટલે પુસ્તક ભૂલી ગયા.

બાકી ગુરૂ તો કોનું નામ? **को वा गुरुर्यो हि हितोपदेष्टा ॥** એ રીતે હિતનો ઉપદેશ આપે તે ગુરૂ. તે તમને વારંવાર જગાડે પછી

ઉંધમાં ઘેરવું શું કામ? ધારો કે ગુરૂ કોઈ વાર એવું બોલે કે તેમાં તમે ન સમજો તો સમજવું કે પ્રકૃતિ બોલે છે. બાકી આખા જગતમાં રાજ્ય તો ગુરૂદેવનુંજ છે. તે તમારા હિતને માટે તમને ઉંચે રસ્તે ચઢાવવાને કોઇને કોઈ રીતે નિમિત્ત શોધે છે. માટે ગુરૂ વિનાનો કાળ કંઇ ઠાલોજ નથી તો પછી તેને શરણે જવું શું ખોટું છે?

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો પ્રસંગ ૨૬ મો સમ્પૂર્ણ થયો.



૨૭

તમે જાણો છો કે ગુરૂ મહારાજને ગરજ છે તે કાલાવાલા કરે છે. 'હા-હા-ગુરૂ માહરાજને તમને ઉંચે ચઢાવવાની ગરજ છે અને તેથીજ કાલાવાલા કરે છે. રખે એમ માની લેતા કે બીજી કોઈ ગરજ છે. તમારા ઉપાધિ ભર્યા પદાર્થો અમને બિલકુલ કામના નથી, તમારા હાર ચંદનો અમને શરદી કરે છે અને ફાંસા જેવાં લાગે છે. પણ શું કરીએ? જે આજ્ઞા થઇ છે તે બજાવવીજ જોઇએ. પૈસા ખખડાવીને અહીં તમે અમને લલચાવો છો પણ એમ અમે લલચાવાના નથી. અમને તો અહીં સોનાનો ડુંગર દેખાય છે. માટે ગુરૂ કંઇ તમારા પૈસાથી લલચાવાના નથી, તમારા માનથી અંજાવાના નથી. જાણો છો? કુતરું પ્રસન્ન થાય તો—મોઢું ચાટે અને ગુસ્સે થાય તો બચકું ભરે, બહુ બહુ તો ખરડેલા પગે સેર્ટીન આપે. અમારે એવાં માન આબરૂ જોઇતાં નથી. અમારે તો શ્રીશુકદેવજીનું ભજન કરે એવા નિષ્કંચન હરિજન વ્હાલા છે. આ ઠાકોરજીએ મંદિર બાંધ્યું તો મંદિરનો ટેક્ષ કંઇ મ્યુનિસીપાલીટી લેતી નથી. તમારે તો ટેક્સ આપવો પડે છે, એનાથીજ અમને તો સમજ

પડી ગઇ છે. પ્રભુનું બહાનું મોટું છે. તમારા પૈસા અમારા જેવા ગામડીઆઓ અને વળી બ્રાહ્મણ શું વાપરી જાણવાના ? અમે તો ભીખ માગી લાવીને પાસેર ચોખા લોટામાં રાંધીએ તો તેમાં આનંદ છે અને એજ અમારો ધર્મ છે. કોઇ દિવસ ગાય તે વળી વાછરડાને ધાવીને મોટી થઈ છે કે ? તમે તો ગુરૂ મહારાજના વાછરડા છો. તમારી મોટાઇથી ગુરૂમહારાજ મોટા થવાના નથી. અમારો અહીં છેલ્લો નંબર હશે તો ત્યાં અમારો પહેલો નંબર છે. શ્રીશુકદેવજીનો ત્યાગ જોયો ? પરીક્ષિત રાજા જેનો શિષ્ય તેને એની હસ્તિનાપુરની ગાદી શું કામ લાગી ? 'માટે ત્યાગે ઉસસેં આગે ને માગે ઉસસેં ભાગે.' માયા તો ઉંધી છે. એને વળગવા જશો તો તે બીજાને વળગી પડશે. માટે ભાનામાના ભજન કરો ભજન કરો. તમે જે કંઈ પૈસા આપો છો તેના હિસાબના ચોપડા આ નાથુભાઇ કને છે તે જોઈ લ્યો. મંદિરમાં આવા મોટા ઓચ્છવ કીર્તનો થાય છે તે શેમાંથી થાય છે તેનો વિચાર કરો. અહીં તો મુઠ્ઠી ખુલ્લીજ છે. અહીં કંઇ ગુપ્તજ નથી. અમારે ક્યાં દીકરો છે કે તેને ગોંસાઇના બાલની પેઠે ફેરવવો છે ? માટે પૈસા આપી મોટા થવાવાનું નથી ! આ સરાધ ખવડાવીને લોકો મોટાઈ લે છે પણ એ અન્ન કેવું છે તે જાણો છો ? એ મરનારનાં પાપ ખાઇ ખાઈને તેજોહીન થવાનું કારણ છે, પણ બ્રાહ્મણ નહિ ખાય તો બીજા કોણ ખાય ? બ્રાહ્મણ અને અગ્નિને પાપ ધોવાનો અધિકાર છે. આ ઝાડુવાળો ધણુંએ સમજે કે મારે ઝાડુ કાઢી કાઢીને મરી જવાનું, પણ જાય ક્યાં એ એની નોકરી છે—ફરજ છે, તેમ બ્રાહ્મણનો ધર્મ છે તે તેને કરવાનુંજ. એ એની નોકરી છે, માટેજ ખા ગયા સો ખો ગયા ને દે ગયા સો લે ગયા, અમારે તો પરમાત્મા જે નોકરી આપે તે બજાવેજ છૂટકો. પછીથી અમને એ પ્રોમોશન આપશે. જો તમારા કાલાવાલા નહિ કરીએ તો તમે અહીં આવોજ નહિ. એ તો ગુરૂત્વાકર્ષણ છે, જેવું અમે કરીએ તેવું તમે શિખો. ઓફિસમાં ઓફિસર માન આપે તેને તમે ખૂશામદ સમજો છો ? પછી અમે માન આપીએ તેને તમે

કેમ ખુશામદ સમજો છો? અરે એતો પ્રસન્નતા કહેવાય, માટે અવળી મતિને સીધે રસ્તે વાળતાં શીખો.

અરે! આવું સવળું સમજનાર પાંચ પચીશ જણ થઇએ તો ધારીએ તે કરી શકીએ. માત્ર આપણે આપણું કર્તવ્ય જાણી લેવું જોઈએ. માટે જે કંઇ કરો તે હક્ક રાખીને કરો. આ તો મંદિરમાં નાથુભાઇ ઘણુએ કરશેજ, તો નાથુભાઇ જાણે નગીનલાલ કરશેજ; તો આ ઉપર સૂઇએ છીએ ત્યાં છત સડી ગઈ છે પણ તેની કોને પડી છે? હમણાં આપણાં ઘરમાં એવું કંઇ હોય તો તરત ખરચ કરવા મંડી પડીએ, જ્યારે અહીં કંઇ લેવું દેવું નથી; મંદિરને પૈસે મંદિર સુધારવું તેમાં પણ સુથાર મજુર લાવવાનું ભારે પડી જાય છે. તો પછી હક્ક જેવું રહ્યુંજ ક્યાં. 'મારા મા'રાજ.' અરે! મારાજ મહારાજ એમ માને, મારૂંજ મંદિર 'મ્હારૂં' એમ માને ત્યારે હક્ક કરેલો કહેવાય. આ તો કોને કોની પડી છે? એ હક્ક નહિ કહેવાય. આ મંદિરની પાસે પડોસીની બારી પડી છે એને બાર વરસ થવા આવ્યાં. કોને એમ છે કે લાવ બે જણ વચ્ચે પડી બંધ કરાવી દઇએ? આપણે એક ઈંચ જમીન માટે હાઇકોર્ટ સુધી લડીએ, પણ મંદિર માટે ઉત્સાહ કોને રહ્યો છે? ના, બા, એવું વેર કોણ કરે! કેમ કોણ કરે! એમાં વેર જેવું છેજ શું? જો, જો, કોઇને દુઃખ લાગતું હોય તો વ્હેલું વ્હેલું પણ નહિ કહું તો કોઈની ઉંઘ ઉડતી નથી. આ નગીનલાલને કહું છું તે ગું ગું પું પું કર્યા કરે છે. નાથુભાઇને કહું છું તે ધ્યાનમાં લેતા નથી. બીજા હરિજનો તો ધ્યાનમાં લેજ શાના? આમ વાત છે—મંદિર સાર્વજનિક છે, તમારા સૌનું છે. તમે ધારો તેવું કરી શકો છો પણ કોઇને કોઇની પડી નથી. એ તો મહારાજનો સ્વભાવ પડ્યો, પણ વાહ એમાં સ્વભાવ શું? હું એકલો બૂમો પાડું તે સારૂં લાગે? શ્રી શુકદેવજીનું મંડળ છે. એ મંડળપણું દરેક વ્યક્તિને લાગુ પડ્યું. હવે તો મારે તેની સોટી. આપણે તો દર્શન કરવા જઇએ. આપણે કંઈ કારભારી છીએ? કરે કારભારી હોય તે, એવા એવા કુતર્કવાદીઓ ભજન કરે તો પણ ઠીક અને નહિ કરે તો પણ ઠીક છે.

## ચૈતન્યચિદાભાસ

નિરંતર સ્મરણ કરવાથી તેના રૂપ થવાય છે. જડ ચૈતન્યની ગ્રન્થિનો નાશ થાય એ ફળ ભજનનું. એ ચૈતન્ય ચિદાભાસમાં એકરૂપ થતાં હજારો સ્વરૂપે થાય છે. જેમ આંખમાં કીકી તો રાઈ-પુર તલ જેવડી છે, પણ અનેક રૂપને જોઈ શકે છે તેમ ચિદાભાસ અનેક રૂપે થઈ શકે છે. મન્ત્ર જપાદિક નિઃસંશય થવાથી અંતઃકરણમાં ઉંડા ઉતરી જાય છે અને ચૈતન્ય અને અનુભવ નાભિથી પ્રગટ થાય છે, એનેજ અપૂર્વ કહે છે. માત્ર લક્ષ્યં જાણવું જોઈએ. જેને જેનો નિશ્ચય થાય તેને તેમાં તે દર્શાય. ચૈતન્યમાં શુકદેવ સાથે એકતા કરતાં શુકદેવ શુકદેવરૂપ રૂપ થઇ જવાય છે.

### પ્રત્યક્ષ ધ્યાનજ શ્રીસદ્‌ગુરૂમૂર્તિનું છે.

**ॐ सत्यं परं धीमहि** આદિનું ધ્યાન કરવાનું છે. પત્થર વિગેરેમાં શું દૈવત છે તે આપણે જોતા નથી. પછી શું ગુરૂમૂર્તિમાં જોવું? પત્થરમાં જેમ પત્થર વિગેરેનો દોષ જોતા નથી તેમ ગુરૂમાં મનુષ્યપણાના દોષ જોવાના નથી. બાકી મૂર્તિ અને સદ્‌ગુરૂનાં સ્વરૂપ એકજ સરખાં છે. બાલકૃષ્ણલાલજીના મંદિરમાં મૂર્તિની ઉપાસના છે તેમ ગુરૂ મંદિરમાં શ્રીસદ્‌ગુરૂની ઉપાસના છે. ચૈતન્ય જેમ મૂર્તિમાંથી પ્રગટ થાય છે અને ભજનારને સંશય રહેતો નથી તેમ ચૈતન્યગુરૂ સ્વરૂપજ છે તે દેખાય છે અને ઉપાસકને સંશય રહેતો નથી. આ રીતે ઉપાસના કર્યા વિના છૂટકોજ નથી. એમ નહિ કરીએ તો સનાતન ધર્મ બગડી જાય. નહિ શ્રદ્ધા હોય તો પણ બરોબાદ ભજન કરવું કારણ શાસ્ત્રસંતે પ્રતિપાદન કરેલું છે અને તેમાં મૂર્તિ કરતાં પણ વધારે અંશે ગુરૂમૂર્તિનું પ્રતિપાદન કરેલું છે. ઉપાસના તો સરખીજ છે અને ગુરૂમૂર્તિની ઉપાસનાની અનેક શાખો મળે છે, પણ પાષાણની મૂર્તિની પૂજા કરતાં ચૈતન્ય ગુરૂમૂર્તિની પૂજામાં વધારે સમજની જરૂર છે.

'એક ખાતું પડાવીએ પછી તેમાં અત્ર મતુ અને તત્ર શાખ કરીએ છીએ, તેમ આપણી ઉપાસનામાં ઉપાસના એ આપણું મતુ

અને **શાખ સન્ત અને શાસ્ત્ર**ની, આમ હોય તોજ કોરટમાં ચાલે તેમ પરમાત્માના રાજ્યમાં ચાલશે. ગમે તેમ ઓડ ઝોડ નહિ ચાલવાનું–સમજીનેજ, કે પાછળથી બગડી જાય નહિ. જે કંઇ કરીએ તેનું રહસ્ય પૂરેપૂરૂં જાણવું જોઇએ.

શ્રી કૃષ્ણરાધાની વાત મુસલમાનોને ન ફાવે અને ફાવે તો સામાન્ય વ્યક્તિ તરીકે કદાચ માને, પણ શ્રીકૃષ્ણ જગદ્ગુરૂ હતા તે તો શિષ્યજ દેખે, દીકરો બાપને દેખે તેવી રીતે. જેવી રીતે ઓચ્છવ કીર્તન વખતે મંદિર શણગારીએ છીએ સમારીએ છીએ તેમ **શરીર પણ ભજન કરવાને યમનિયમાદિથી સમારવું જોઇએ.** જેટલા દોષ આપણા શરીરના છે તે દૂર કરી ગુરૂદેવની સેવા કરવી. ॥ **देवो भूत्वा देवं यजेत** ॥' તેવી રીતે સાધકે ગુરૂમૂર્તિને એટલીજ સાડાત્રણ હાથની નથી માની લેવાની. દીવો છે તેટલોજ અગ્નિ છે એમ માની લેવાનું નહિ, પણ એ અગ્નિનો સુમાર નથી તેમ એ ગુરૂમૂર્તિના સ્વરૂપનો સુમાર નથી અને જે દીવો છે તે અગ્નિથી જુદો નથી તેમ સાડાત્રણ હાથની ગુરૂચૈતન્ય મૂર્તિ વિશાળ સર્વ વ્યાપકથી જુદી નથી. પિત્તળથી લોટી જુદી નથી પણ લોટી છે તેટલુંજ પિત્તળ છે એમ નહિ માની લેવું. એવીજ રીતે ગુરૂચૈતન્યનું માની ગુરૂ ગોવિંદ એકજ છે, એમ નિશ્ચય કરવો. '**मत्स्थानि सर्वभूतानि.**' 'સમોऽહં સર્વ ભૂતેષુ'

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૨૭ મો સમ્પૂર્ણ થયો.**



૨૮

**तत्रैव गंगा यमुना त्रिवेणी गोदावरी सिन्धुः सरस्वती च ॥**
**सर्वाणि तीर्थानि वसन्ति तत्र यत्राच्युतोदारकथाप्रसंगः ॥**

શ્રીહરિની કથાના પ્રસંગોએ દરેક તીર્થો આવીને ત્યાં નિવાસ કરે છે, પછી શ્રીહરિની સાક્ષાત્ જ્યાં મૂર્તિ છે એ સ્થળનું મહાત્મ્ય કેટલું હશે ?

'સર્વ તીરથ મારા ગુરૂજીના ચરણે ગંગા જમના રેવા'
'આનંદ મંગળ કરૂં આરતિ હરિગુરૂસંતની સેવા'

× × ×

'કહે પ્રીતમ ઓળખો એંધાણી હરિના જન હરિ જેવા,'
'નહિ જાઉં તીરથ યાત્રા ગુરૂ ઘરમાં ગંગા બતાવે રે.'

આવી આવી સન્તવાણીના ઉચ્ચારો શ્રીગુરૂદેવના મુખમાંથી નિતર્યા કરતા હતા, જ્યારે અંતઃકરણ શાન્ત સંતોષપ્રપૂર્ણ બની જતું. એક વખત શ્રીસદ્‌ગુરૂદેવ સહિત હું હરિપ્રસાદ મહારાજશ્રીના સુરત મુકામે હરિપુરામાં સપ્તાહ હતી ત્યાં ગયો હતો. સપ્તાહના છેલ્લા દિવસે ભગવાનની પધરામણી કરવી, એ હરિપ્રસાદજીનો નિયમ. શ્રીહરિપ્રસાદજી એ કંઇ સાધારણ હરિજન નહિ. જેવી રીતે પંચતત્ત્વ એ જગતનાં મૂળીયાં છે, તેમ શુકદેવ સંસ્થાનાં પાંચ મૂળીયાં પણ ગણાય છે. પહેલું મૂળીયું **પોતે-માતુશ્રી,** તેના ત્રણ મુખ્ય શિષ્ય **શ્રીલક્ષ્મણ** મહારાજ, **શ્રીહરિપ્રસાદ** મહારાજ, અને **શ્રીજગન્નાથ** મહારાજ, આ રીતે બ્રહ્મ-માયા-જલ-વાયુ-અને અગ્નિ એ શ્રીશુકદેવ સંસ્થાનાં બીજો ગણાય.

શ્રીહરિપ્રસાદજીની જેવી ભક્તિ શ્રીગુરૂદેવ પર હતી અને છે તેવી બીજા કોઇની ભાગ્યેજ હશે, એમની ગુરૂભક્તિ અને અનુભવ કોઇ ઓરજ છે, એ તેમના પ્રસંગો ઉપરથી જાણી શકાશે. તે વખતે અમારો મુકામ ઇલાયદોજ હતો. સપ્તાહ પૂરી થઈ. મોટો વરઘોડો

નિકળ્યો, રસ્તામાં મોટો માંડવો બાંધ્યો હતો ત્યાં સભા થઇ અને ગુરૂદેવનું તેજ અજબ ઝળકી ઉઠયું તેમણે સનાતન ધર્મ અને તેણે રચેલી બાંધેલી પ્રણાલિકાજ જીવને માટે તરણતારણ છે એમ જણાવી શ્રીહરિપ્રસાદજી તેના સુરત મુકામે સંચાલક છે તેને પોતાને હસ્તે એક સુંદર હાર પહેરાવ્યો. શ્રીહરિપ્રસાદજીની આંખમાંથી પ્રેમની ધારાઓ ચાલી જતી હતી. તેમણે ઉભા થઈ એક ટુંકુ વ્યાખ્યાન કર્યું અને શ્રોતાજનના દીલ ઉપર અજબ છાપ પડી. સભા બરખાસ્ત થઇ. અમે મુકામે ગયા ત્યાં શ્રી જગન્નાથજી મહારાજ પણ પધારેલા હતા.

મને પૂછે 'હીરૂભાઇ આ સુરત જેવા શહેરની વચમાં અને જ્યાં અનેક વિદ્વાનો છે ત્યાં હરિપ્રસાદ કેટલો નિર્ભયતાથી કથા કરે છે! કોઇની ત્હેને બ્હીકજ લાગતી નથી. વળી પ્રાકૃત ભાષામાં સપ્તાહ કરે છે?'

મ્હેં કહ્યું 'પ્રભુ એમાં કોણ બોલે! એનામાં પોતે બિરાજો છો. જ્યાં પોતે હો ત્યાં શી વાતની ખોટ હોય વારૂ?'

મહારાજશ્રી હસવા લાગ્યા અને પાસે બેઠેલા શ્રીજગન્નાથજી મહારાજને કહે, 'જોયા, આ સાંભળી સમજીને ઘંટ થઇ ગયા છે. વળી હું ગાડી ઉપર ઉભો રહીને ચમ્મર ઢોળતો હતો—તેમને તો એમ લાગ્યું કે આનો હાથ મચકોડાઈ જશે—' આ સાંભળી મને ઘણું લાગી આવ્યું કે હું સેવા કરૂં છું તેમાં પણ પ્રભુને મારી કેટલી દયા છે! વળી કથા પ્રસંગે મહારાજશ્રીનું વૈરાગ્યમય પ્રવચન ચાલતું હતું તે એટલું સજ્જડ અસરકારક હતું કે, જે બાઇના ઘરમાં એ સપ્તાહ થઈ હતી તે વચ્ચે બોલી પડેલી કે, મહારાજ આ મકાનમાં ભલે દરરોજ કથા થાય? મ્હારૂં શું છે?' આ નહિ ધારેલો જવાબ સાંભળી બધા છક થઈ ગયા. ગીતાના પ્રસંગે જ્યારે એમણે પ્રવચન પાછું શરૂ કર્યું તે વખતે વિશ્વરૂપનાં દર્શન અર્જુનને કરાવ્યાં તે વખતનુંજ આબેહૂબ સ્વરૂપ તેમનામાં આવિર્ભાવ થઇ ગયું; જે જોઇ મારાં તો હાંજાજ ગગડી ગયાં. હજારો મસ્તક અને હજારો હાથવાળું વિરાટ સ્વરૂપ જેમાં જીવો

તો મોટા મોટા દાંતની અંદર ભચડ ભચડ ચવાઈ ગયા છે, એમ બોલતાં તો તેમની જીભ એટલી ભયંકર રીતે બહાર નિકળી અને આંખમાંથી તેજ નિકળ્યું કે અમારૂં મન તેટલી મિનિટ શાન્ત થઇ ગયું. હરિજનો ! એ સ્વરૂપ અર્જુનનેજ દેખાયું ? મહાભારતમાં ઉભેલા કોઇને કેમ નહિ દેખાયું ? એના જવાબમાં કહે, 'ના ભાઈ' **दिव्यं ददामि ते चक्षुः पश्यमे योगमैश्वरम्** ॥ દિવ્ય ચક્ષુ આપું છું, મારૂં યોગેશ્વર્ય જો ! એ દિવ્યચક્ષુ તે શું હશે ? તે કેવાંક હશે ! આ શાસ્ત્રકારની યુક્તિ અને ભાષામાં ભલાભલા ગોથાં ખાય છે.

પડોશમાં રમતી છોકરી અને પડોશમાં રમતો છોકરો રમ્યા કરે અને જરા ઉમ્મરનો અધિકાર થાય એટલે મોટાં થાય. સમજણા થયાં કે તેમનાં માબાપ તેજ છોકરા સાથે વિવાહ કરી નાંખે, પછી પેલી બાલપણની રમત તો જતી રહે અને દિવ્ય સ્વરૂપ દેખાવા માંડે. તે વખતે તે છોકરો એને સાધારણ ન દેખાય. તે વખતે તેને તે પતિ પરમેશ્વર થઇ જાય, એ પણ સંસ્કારનાં ફળ છે. એજ રીતે ભાવનાનો પલટો વિધિથી થાય છે. એ વિધિ થાય છે એટલે તરત પલટો થઇ જાય છે. જ્યાં સુધી સાધારણ ઇતરાપિ પરાયા માણસ તરીકે તમે અહીં આવો છો ત્યાં લગી તમને હું કે હરિપ્રસાદ પુરાણીજ જણાઇશું, પણ જ્યારે તમે અમારો ઉપદેશ લેશો ત્યારે તરત ભાવ પલટો થઇ જશે અને જે પારકાપણું હતું તે જતું રહેશે અને ગુરૂ મહારાજ દેખાશે. એની તોલે ન આવે ત્રણ લોકમાં રે.'

એવી દિવ્ય સમજ, દિવ્ય દૃષ્ટિ, સહજમાં પ્રાપ્ત થઈ જશે.

આ વાતમાં સંદેહ નથી, તેમજ શ્રીકૃષ્ણે અર્જુનને આવી દિવ્યદૃષ્ટિનો સંસ્કાર કર્યો, જેનાથી તેને તેનામાંજ વિરાટ્ સ્વરૂપનાં દર્શન થયાં અને એ દિવ્યલોચન વડેજ વડના બીજમાં આખો વડ દેખાય તેમ શ્રીકૃષ્ણમાં તેને સાક્ષાત્ પરબ્રહ્મનું દર્શન થયું. આમ વાત હોવાથી બીજા કોઇને એ સ્વરૂપ ન દેખાયું તેનું કારણ આજ છે.

તમને જે સમજ પડે તે બીજાને નહિ પડે, કોઇ ઝીણું સમજે કોઈ જાડું સમજે એ બુદ્ધિ સંસ્કારના ખેલ છે. તમે કલ્પી શકો તેવું કોઈ ના પણ કલ્પી શકે. તમે માની લ્યો તેવું બીજું કોઈ માની ન પણ શકે. એ સૌ મનમનમાં ફેર છે. તમે સ્વપ્નામાં જોઇ શકો, તેવું બીજા નહિ જોઈ શકે. તમે જે અનુભવી શકો તે બીજા ન પણ અનુભવી શકે, એ દરેક વાતમાં સંસ્કારની જરૂર છે, એમ એ દિવ્ય સંસ્કાર શ્રીકૃષ્ણચન્દ્ર પરમાત્માએ અર્જુનને કર્યો તેથી તે જોઇ શકયો, વ્યાસાદિ ઋષિ તે જોઈ શકયા તેનું કારણ તેમને એ સંસ્કાર પ્રાપ્ત થયો હતો. એ રીતે શંકાને સ્થાન વગર ગીતા તે ગીતાજ છે. ગીતા ન હતે તો કળજુગ બહુ જોરમાં આવી જતે. કલિયુગને હઠાવવાને એક ગીતાજ છે. એ ગીતાનાં વખાણ શું કરીએ! આ રીતે પ્રભુજીના ગીતાના ઉપસંહારના ઉદ્‌ગારો જે મ્હારી સામું જોઇને ઇસારતથી સમજાવેલા તે હજુ તાજાજ છે. 'હે અર્જુન ટૂંકમાં એજ કે:—

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥**

**'બસ આટલુંજ કરજે.'**

(તું મારો ભકત પુરા મનથી થા. મારે માટેજ સર્વ કાંઇ કર. જ્યાં ત્યાં મનેજ નમસ્કાર કર, આટલા નિયમથી તું મનેજ પ્રાપ્ત થશે. આ હું તને સત્ય કહું છું. નહિ વિશ્વાસ બેસતો હોય તો (**प्रतिजाने**) પ્રતિજ્ઞા કરૂં છું. આટલું કહેવાનું કારણ કંઈ સ્વાર્થ નથી પણ તું '**प्रियोऽसि मे** મને પ્રિય છે, વ્હાલો છે. મ્હારા વ્હાલ-પણને લીધે આ પ્રતિજ્ઞા કરીને કહું છું.) મ્હારૂં હૈયું ભરાઈ આવ્યું. વાહ પ્રભુ! તમારી દયા કરૂણાનો પાર નથી. આવા કટોકટીના પ્રસંગમાં જ્યારે દુનિયા જડવાદ તરફ ધસી જાય છે, ત્યારે મ્હારા પ્રભુ મને આટલી અભય વાણીથી તેમના તરફ ખેંચી રહ્યા છે. એ જન્મ-મરણનો ભાર, એ અશુભ સંસ્કારોનો બોજો આવા વિકટ પ્રસંગે કોણ ઉંચકનાર છે! વાહ! ધન્ય ઘડી!

ઉપરોક્ત પ્રસંગને દશ વર્ષ વીતી ગયાં છે પણ હજુએ મંદમંદ હસતી મનહર પ્રાણ ચૈતન્ય મૂર્તિ વિસારી વિસરતી નથી. ધન્ય પ્રભુ જય જય.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંનો પ્રસંગ ૨૮ મો સમ્પૂર્ણ થયો.**



૨૯



વખતે 'શ્રીશુકલીલામૃત' માસિક ચાલતું હતું તે વખતે પ્રભુજીએ મને મુંબઇ છોડાવવા શ્રીભાગવત આશ્રમમાં મુકામ આપેલો. મારી સાથે શ્રીજગન્નાથ મહારાજ, શ્રી. દલપતરામ શુકલજી મહારાજ લીંડીઆદવાળા, ગં. દયાકોરમા તથા હું, એમ ચાર જણ અંકલેશ્વરમાં આવેલી માળીની વાડીમાં રહેતા હતા.

એ ભાગવત આશ્રમમાં શ્રીગુરૂદેવનું પૂજન અને અને શ્રીમદ્‌ભાગવતજીનું સ્થાપન કરેલું. શ્રીશ્રૌતસ્માર્ત સનાતન ભાગવત ધર્મનાં મૂળ દૃઢ થાય અને આ સંસ્થા દ્વારા **सत्यं परं धीमहि** નો મુખ્ય ઉદ્દેશ સફળ થાય તેને માટેજ સ્થપાયલી. તેમાં આવનાર જનારને ધર્મ પ્રત્યેનું જ્ઞાન સંપાદન થાય અને શ્રીશુકદેવજીના હરિજનોને અરસપરસ જ્ઞાન ગોઠડી થાય એટલા માટે ભાગવત આશ્રમ ખુલ્લો મુકાયલો અને તેને અંગે શ્રીશુકલીલામૃતની પ્રવૃત્તિ ચાલુ કરેલી. શ્રીગુરૂદેવ દરરોજ કથાવાર્તા મંદિરમાં કરે તે વખતે અમે ત્યાં જતા. એમનું મોક્ષશાસ્ત્ર તે વખતે પૂર્ણ જોશથી લખાતું અને છપાતું. એ નવ મહિનાના પ્રસંગ પછી શ્રીજગન્નાથ મહારાજની શિષ્ય મંડળી આવીને તેમને

તેડી ગઇ પછીથી મારે પણ મુંબઇ આવવું થયું. તે પ્રસંગે એક સમાહ મહોત્સવ થયેલો. તે વખતે સુરત મુકામેથી ગં. રતનબેન, ગં. મોતીબેન વિગેરે મંડળી મારી સાથે આવેલી અને તેમને સુરતમાં શ્રા. વિઠ્ઠલદાસ ઘેલાભાઇ ખાંડવાળાને ત્યાં બાર ભાગવત સપ્તાહ વખતનો પરિચય હોવાથી કથામાં ઘણોજ રસ પડેલો. દરમ્યાન એક પ્રસંગે સુરતથી શ્રીમદ્ ગોસ્વામિ શ્રી ૧૦૮ વ્રજરત્નલાલજી મહારાજ સહકુટુમ્બ પરિવાર સહિત શ્રીગોરધનનાથજીને મંદિરમાં પધાર્યા અને અનેક વૈષ્ણવોને ઘેર તેમની પધરામણીઓ થવા લાગી. સપ્તાહનો પ્રસંગ–ગામડે ગોહડેથી ઘણા હરિજનો આવેલા. ભાગવત આશ્રમમાં તો વસ્તી માય નહિ **श्रीशुकोपनिषद्**, જે શ્રીગુરૂદેવે શ્રીશુકદેવ મન્ત્ર રહસ્ય માટે લખેલું તેનું પઠન પાઠન કરાવવાનું કામ મારે માથે સોંપેલુ અને દરેક હરિજનને મારે ફરજીઆત એ જણાવવું પડતું અને મન્ત્રરહસ્ય સમજાવવું પડતું. દરમ્યાન એક આઇ. સી. એસ. થયેલા યુવાન યોગિરાજ સપ્તાહમાંજ આવી ચડેલા. તેમણે શ્રીશુકદેવજીનું હીંદી ભાષામાં સારૂં ભાષણ કરેલું. શ્રીગુરૂદેવને વૈષ્ણવ ધર્મની દીક્ષા હતી કારણ પુરાણ વૃત્તિ કરે તેને વૈષ્ણવ તો હોવુંજ જોઇએ, નહિ તો અણુમાર્ગીની કથા સાંભળે નહિ. આ બાજુ પર બ્રાહ્મણ શરીર એટલે સન્ધ્યા ગાયત્રી ભસ્મ તો કરવાનીજ ? એ નહિ કરે તો બ્રાહ્મણો કહે કે પેટ ભરવાને ગુવારસીંગ તાણી ! આવા ધર્મના ઝઘડાઓથી કંટાળીને અંકલેશ્વર મુકામે પારેખ ફળીઆમાં ગુરૂદેવે એકાંત વાસ સેવેલો. અને ત્યાંજ ૩૬ કલાકમાં આખા ભાગવતનું પારાયણ પૂરૂં કરવાનો નિશ્ચય નિયમ લીધેલો. તેમાં તેમની પ્રતિજ્ઞા હતી કે, આવા ભેદભાવવાળા ધર્મોમાંથી હે પ્રભુ ! તું મને સત્ય રહસ્ય સમજાવ.

શ્રીગુરૂદેવનું શરીર તો અસલથીજ નબળું અને રોગયુક્ત હતું પણ તેમણે શિષ્યોને સખત આજ્ઞા કરેલી કે વારંવાર શરીરના સમાચાર પૂછવા નહિ. એ પ્રકૃતિનાધર્મ છે, પ્રકૃતિ બજાવશે. દેહ તો મુસાફર-ખાનું છે તે રોગરાઇ રૂપી મુસાફરો આવે તેઓનો અતિથિ રૂપે સત્કાર

કરવો જોઇએ, અને અમે તો સચ્ચિદાનંદરૂપ એટલે ગુરૂને પ્રકૃતિ બનાવી દેવાના નહિ. એવું વારે વારે પૂછીએ તો મંદિર હસ્પિટાલ થઇ જાય. તમારે ભજન કરવાનો અધિકાર.

'ગુરૂ વિદેહી રૂપ હૈ, વાકા જન્મ મરણ નહિ કાળ;
જીન્ને દેખા ગુરૂ વણસતા, વાકા કયા હવાલ.'

આ રીતે શ્રીગુરૂદેવનું રૂપ છે, પછી પ્રકૃતિને વળગાડી દેવી ઠીક નથી. એટલે વારે વારે પગ દબાવવા, માથાં દબાવવાં, શરીર ચોળાવવું, એતો એમને ગમતુંજ નહિ. જ્યારે વધારે તાવ ભરાયો હોય ત્યારે શ્રીમદ્‌ભાગવતજીનું પારાયણ કરવા બેસી જાય, અને ૫૦–૬૦ અધ્યાય અસ્ખલિત વાણીથી એકાસને એકાંતમાંજ કરતા. ખાવાનું ચૂકતા નહિ. દેહને ભૂખ્યો તો રાખવોજ નહિ. અંદર કોણ છે? જાણો છો! શ્રીશુકદેવજી છે. એમને તો ભોગ લગાવવોજ. આવું કહે ત્યારે અમે હસતા અને એ પણ અમારી આંખમાં આંખ ઘાલી માથું અડાડી હસતા અને તારામૈત્રકની સંજ્ઞાથી આનંદ રેલાવતા. આ રીતે એકાંતમાં બેસી સત્ય ધર્મ માટે ગુરૂદેવે શ્રીમદ્‌ભાગવતજીનો આશ્રય લીધે તે વખતે તેમને એક સ્ફૂરણા થઇ.

**"तेनेयं वाङ्मयी मूर्तिः प्रत्यक्षा वर्तते हरेः"**

એટલે શ્રીમદ્ ભાગવતજીમાંથીજ પ્રભુ સંદેશો આપશે. તેમનાં અનુષ્ઠાનો કેટલાં કષ્ટમય હતાં કે ઘરમાં ખાવાને અન્ન નહિ, સ્ત્રી નહિ, અને ઝાડાપીસાબ થઈ જાય તો પણ પારાયણ તો ચાલુજ. મૂર્છિત દશામાં પણ તેઓ ભાગવતજીના શ્લોકો પાના વિના બોલ્યે જાય. આ અનુભવ મારો નથી પણ મ્હારા પ્રભુના મુખનો સાંભળેલો અને ગામના બીજા ઘણા લોકોનો કહેલો છે, અને જોયલો છે. શ્રીમદ્‌ભાગવતમાં **श्रीशुक उवाच । श्रीशुक उवाच** આવે તેના પર તેમની નજર બેઠી. પછી આદિનારાયણથી પરંપરા ગોઠવી અને ગેડ ઉકલી ગઇ. તેમણે જાણ્યું આપણે ડાળ પાંખડાંને પકડવાં નહિ તેમ ડાળપાંખડાંનો

તિરસ્કાર કરવો નહિ. હવે થડને બાઝવું એમ કહી તેઓએ શ્રીશુક-દેવજીની આરાધના કરવા માંડી. શ્રીશુકદેવજીનું સ્વરૂપ સમજાયું. નર્મદા કિનારે જઇ શ્રીશુકદેવજીની ઉપાસના કરી અને સાડાત્રણ દિવસમાં તેમને સાક્ષાત્કાર થયો. પછીથી આજ્ઞા પ્રમાણે અંકલેશ્વર આવ્યા અને ત્યાંજ રહ્યા. અહીં રહી તેમણે ગુરૂગાદી સ્થાપન કરી. એ શ્રીશુકદેવ પીઠના નામથી પ્રાપ્ત થઇ. અહીંનું જ્ઞાન તે તત્ત્વજ્ઞાન. આ જ્ઞાનમાં શ્રી શ્રૌતસ્માર્તસ્નાતન ધર્મનો બોધ ઉતરેલો. ભગવાન સિવાય બીજી કોઇ વસ્તુજ દુન્યામાં છે નહિ એ એમનો નિશ્ચય, પછી વૈષ્ણવ હોય, શૈવ હોય, અલ્લાને માનનાર કે ખ્રીસ્તી ધર્મને માનનાર હોય, જેને જેવું જોઇએ તેને તેવું આપવું એજ એમનો નિશ્ચય? કોઇને કોઇ ઠેકાણેથી ખસેડવા નહિ. કંઠી બાંધવાની નહિ કે ટીલામાં ફેરફાર કરવાનો નહિ. લુગડાં કે પહેરવેશ બદલવાનો નહિ. સિદ્ધાંત પણ ફેરવવાનો નહિ. બ્રહ્મવાદ કે વિવર્તવાદ તેમાં જરી પણ ફરવાનું નહિ. શુદ્ધાદ્વૈત કે કેવલાદ્વૈત કે વિશિષ્ઠાદ્વૈત કે દ્વૈતાદ્વૈત તેમાં કોઇનો મત ફેરવવાનો નહિ.

'જેનો જે મત હોય તે મતજ ખરો છે અને તેમાં પંચતત્ત્વ-રૂપે પરમાત્માજ છે એમ નકકી કરી આપવાનું.' જેનો જે ઇષ્ટ હોય તેના ઇષ્ટને ત્યાંજ હાથ ઝાલીને બતાવી આપવાનો. **सोऽयं देवदत्तः** જેને તમે માનો છો તે આજ છે એવો નિશ્ચય દૃઢ કરી આપવાનો પછી ભેદ ખેદની વાતજ કયાં? સમુદ્રમાં નાવ ચાલે પછી ચિલ્લા કયાં પડવાના? માત્ર સુકાનજ જાળવી રાખવાનું. એનાથી જે દિશામાં જવું હોય ત્યાં ચાલી જવાનું.

આ રીતે દત્તોપાસક, કે સત્યોપાસક, નર્મદાના ઉપાસક કે અંબા માતાના ઉપાસક, હનુમાનજીના ઉપાસક કે ભૈરવના ઉપાસક—જેનો જેમાં નિશ્ચય હોય પ્રીતિ હોય તેને તેમાં તેજ દર્શાવી આપવું અને ખુશી કરી મોકલી આપવાના ત્યારે શંકા રહે છે કે શ્રીશુકદેવ મંદિર કેમ નામ રાખ્યું? એતો વ્યવહારિક છે. જેનાથી આવું ઉત્તમ જ્ઞાન થયું તેનું નામ જોઇએ. જેણે ફંડમાં રૂપિઆ તેનું નામ રાખો છો કે

નહિ? તેમ અમારા દીલમાં જેની ઉપાસનાથી જ્ઞાન ઉતર્યું તેનું નામ રાખ્યું?

સવાલ—ત્યારે ગુરૂ શું કામ થયા? અને મન્ત્રોપદેશ આપવા કેમ માંડયો?

જવાબ—ડૉકટર નહિ થાય તો દવા લાગેજ શાની! વિશ્વાસ પણુ બેસે કે! અને દવા વિના કંઇ રોગ સારા થાય કે? તો ગુરૂ હોય, આદેશ મળ્યો હોય, એવી પદવી હોય તો કોઇ પૂછવા કે શંકા સમાધાન કરવા આવે. કોઇ માનતુંજ નહિ હોય તો સામાન્ય માણસની વાત કોઇ માને કે? વળી તેમનો આદેશ એ પાસ થયાનું સર્ટિફિકેટ અને તેમને સમજાવેલું જ્ઞાન, આપેલી યુકિત તે મન્ત્ર. તમને યુકિત, ચાવી કે મન્ત્ર બતાવીએ તેનાથીજ બધાં કામ થાય. નહિ તો શી રીતે થાય!

તમારી દિક્ષા કે મન્ત્ર ખોટો છે એમ થોડું કહીએ છીએ? અમે તો કન્સલ્ટીંગ ડોકટર પણ છીએ અને દવાખાનું પણ રાખીએ છીએ. જેને જે રૂચે તે લે. અમારે તમારી કનેથી ક્રી જોઇતી નથી. ફ્રી અમારા માલિક આપશે. આ રીતે ગુરૂદેવની મીઠી વાણી સાંભળતાં દીલમાં સંતોષ થતો. વાત તો બાજુ પર રહી ગઇ.

આ પ્રમાણે જ્યારે ૧૦૮ ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલ મહારાજશ્રી પધારેલા તે વખતે તેમને ભાગવત આશ્રમમાં પધરાવેલા: એનું કારણ એજ કે કોઇપણ ગુરૂ પ્રણાલિકા તોડવાની વિરૂદ્ધમાં તેઓ છે, પોતે અનેક શિષ્યોના ગુરૂ છે એમ ન માનવાને અને પોતેજ તેમના પિતાશ્રી ૧૦૮ ગોસ્વામીશ્રી મગનલાલજી મહારાજના ઉપદેશી છે એ નમ્રતા જાળવવાને ખરી ભકિતથીજ તેમણે તેમને ભાગવત આશ્રમમાં નિમન્ત્રેલા અને તેઓને મહારાજશ્રી ઉપર ઘણોજ પ્રેમ હતો.

એને માટે એક દ્દષ્ટાંત બનેલું કે જ્યારે શ્રીવ્રજરત્નલાલજી મહારાજ મહારોગથી પીડાતા હતા ત્યારે તેમણે પંડિતોની સભા કરેલી અને કયા સાધનથી જીવના આધિવ્યાધિ સંતાપ મટી જાય એને માટે

કોઇ પણ નિશ્ચય કરીએ; પણ કોઇએ કોઇ પણ સધનમાં પુરેપુરી શ્રદ્ધાથી ઉત્તર આપેલો નહિ. છેવટે શ્રીગુરૂદેવે તેમને પુરેપુરી ખાતરીથી અષ્ટોતરશત એટલે ૧૦૮ ભાગવતના અનુષ્ઠાન માટે પ્રાર્થના કરેલી અને એજ શાસ્ત્ર કલિયુગના દોષોથી પીડાતા જીવોના ઉદ્ધાર માટે સમર્થ છે એમ જણાવી તે માર્ગમાં પ્રેરેલા અને તે સાધન એમણે પ્રેમપૂર્વક કરેલું અને રોગ મુકત થયા પછી તેઓને સમ્પૂર્ણ પ્રેમ અને સહાનુભૂતિ શ્રીગુરૂદેવ પ્રત્યે વધી ગઇ. પોતે તેમના પર ઘણા પ્રસન્ન રહેતા અને વારે વારે કોઇ અંકલેશ્વરથી જનાર આવનારને તેમના સમાચાર પૂછતા અને હજુ પણ એજ ભાવ તેમનો અખંડ છે. અંકલેશ્વરમાં આવે ત્યારે ત્યાંના વૈષ્ણવો મહારાજશ્રી વ્રજરત્નલાલજીને ગુરૂદેવની વિરૂદ્ધમાં ઉશ્કેરે પણ બધાંને નહિ માન આપતાં પોતે મંદિરની મુલાકાતે આવતા અને મહારાજશ્રી પણ તેમની સામે ભેટ સામગ્રી લઇને જતા. ભાગવત આશ્રમમાં પધરામણી વખતે તો કલ્લોલ શબ્દોથી ગાજી રહેલો. તેમની સાથે તેમના બે લાલ હતા. તેમાંથી મોટા હતા તેમણે કોઇને પૂછ્યું 'આ કોની છબી છે?' ભાગવત આશ્રમમાં શ્રીગુરૂદેવની મોટી છબી અને શ્રીમદ્ ભાગવતજીનું સ્થાપન હતું. આ પ્રસંગ પુરો થયો પછી મહારાજશ્રીએ અમને ઉપદેશ આપ્યો. જોયું હરિજનો !!

આ રાજા આટલા નાના છે પણ તેમની દૃષ્ટિ કેટલી ચકોર છે! આપણાં છોકરાંઓનું ધ્યાન આ કોની છબી છે? આ ધર્મ પુસ્તક કયું છે? એમ કદી પૂછેજ નહિ. આ ઉપરથી એમ સમજવાનું કે જેને જેવા થવાનું છે તેને તેવા સંસ્કાર પાડવા જોઇએ. આપણે હરિજન થવું છે તો આપણે આપણા ઇષ્ટને ઓળખાવનારાં સાધનો રાખવાં જોઇએ. આતો ઘરમાં અંગ્રેજની કે નાયકાની છબી કે કોઈ એલ ફેલ વાણીવાળા પુસ્તકો રાખીએ, તેથી શું આપણા છોકરાં સંસ્કારી થાય કે? એમને વૈષ્ણવ ધર્મનો નિશ્ચય અને શ્રીબાલકૃષ્ણલાલજીના સ્વરૂપનો આગ્રહ છે એટલે તેમને બીજી કોઇ

છબી નજરે પડતાં તે કોની હશે તે સ્હેજે જાણવાનું મન થાય. એવા પુરૂષોજ ભવિષ્યમાં ધર્મનો મત વધારી શકે

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૨૯ મો સમ્પૂર્ણ થયો.**



૩૦

એક વખત પ્રભુજી શ્રીગુરૂદેવ સુરત ખાતે પધાર્યા, તેમની સાથે હું અને શ્રીજગન્નાથજી મહારાજ હતા. તેમને સહજ ઇચ્છા થઈ કે શ્રીવ્રજરત્નલાલ મહારાજશ્રીના દર્શને જઇએ. ચાલતાં ચાલતાં ચૌટા બજારમાં આવ્યા. મને કહે 'હાર લઈ આવ.' હું હંમેશ ગુરૂદેવથી બ્હીતો કારણ એમના શબ્દોમાં હું ગુંચવાઈ જતો. હું તો દોડ્યો અને છેક નાકેથી હારો લઈ આવ્યો. વાર લાગી. મનમાં વિચાર કર્યો, પ્રભુ ઉતાવળા થશે ને કંઈક કહેશે તો? પણ હું ગયો ત્યારે પ્રભુજી શ્રીવ્રજરત્નલાલજી મહારાજની સામે બેઠેલા હતા. અને શ્રીજગન્નાથજી મહારાજ પણ પાસેજ હતા. મને અંદર જવા દીધો અને ત્યાં જતાંજ મ્હેં મ્હારા ગુરૂદેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં અને પાસે જઇને બેઠો. તે વખતે ગુરૂમહારાજનું મુખ મંડળ લાલચોળ થઈ ગયું હતું. આંખમાંથી અશ્રુ પ્રવાહ નિતરતો હતો અને શ્રીવ્રજરત્નલાલજીની સામે જોઇને એક ધ્યાનથી:-

**यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं ।**
**द्वैपायनो विरहकातर आजुहाव ॥**
**पुत्रेति तन्मयतया तरवोऽभिनेदु ।**
**स्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि ॥**

આ સ્તુતિ કરતાં કરતાં તેઓ રડી પડયા. પછી બોલ્યા જે આપના દરશનથી મને બહુજ આનંદ થયો. આ વખતે શ્રીવ્રજરત્નલાલ મહારાજશ્રી છાંદોગ્ય વાંચતા હતા. તેમણે કહ્યું તમે તો બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી અને અમે તો રહી ગયા. મહારાજશ્રીએ હસતાં હસતાં કહ્યું આપ પોતેજ બ્રહ્મરૂપ છો હવે આપને શું બાકી છે! પછી તમારો શું કાર્યક્રમ ચાલે છે વિગેરે વાતચિતો થઇ અને મારા લાવેલા હાર પ્રભુજીએ-જગન્નાથજી મહારાજે અને મેં ધરાવ્યા એટલે સમાધાની કને પ્રસાદ પાનનાં બિડાં મંગાવી આપ્યાં. યથાશકિત ભેટ કરી અમે ત્યાંથી જતા રહ્યા. રસ્તામાં મહારાજશ્રી મારો હાથ પકડીને ચાલતા હતા અને હું પણ તેમની જોડેજ ચાલતો હતો અને સમાલતો કે પાવડીને લીધે વખતે આડો અવળો પગ થઇ જાય. પછી રસ્તામાં મને કહે 'જોયું કેવું નિયમસર કામ છે.' એનું નામ તે વ્યવસ્થા. બધું વ્યવસ્થાસર. એનું નામ તે રાજા મહારાજા. એટલો કાયદો નહિ હોય તો ધક્કા ધકકી થઇ જાય તો? બીજાની વાત ગમે તે હોય પણ શ્રીવ્રજરત્નલાલની વાત જુદી છે. ઉપનિષત્ શાસ્ત્રો વિગેરેનું વાંચન કરે છે. એમની કીર્તિ બધા બાળકોમાં વધારે છે. એ તો નાનપણમાંથીજ શાસ્ત્રીઓ રાખીને ભણેલા. શાસ્ત્રાર્થ કરવામાં પણ કુશળ છે. હું ને જગન્નાથજી મહારાજ હસવા લાગ્યા. શ્રીજગન્નાથજી મહારાજ મૂળથીજ થોડા બોલા તેણે કહ્યું 'બાપજી ખરી વાત છે.' શ્રીહરિપ્રસાદજીને મુકામે આવ્યા. ત્યાં આગળ રસપોળીનું જમણ હતું. 'રસ ખાટો છે?' એમ કોઇએ પૂછ્યું. ભગવાને કહ્યું-'જરાક છે ખરો.' હું આઘો બેઠો હતો; પછી કહે-'તું એમ વિચાર કરે છે કે રસ હું મીઠો કેમ કરતો નથી?' પણ સાંભળ મને એ ખટાશમાં દ્વેષ નથી પછી મીઠાશ અને ખટાશ સરખીજ. બાકી કરીએ એમાં ના પણ નહિ. આ રીતે મઝા કરતાં વખત જવા લાગ્યો. બપોરે આરામ લીધો. સાંજે કથા સાંભળવા શ્રોતાઓ આવ્યા. આજે તો બાપજી પધાર્યા છે તેમની કથા છે એટલે દરરોજ નહિ આવનાર પણ ત્યાં આવ્યા અને

મહારાજશ્રી બધાની ખબર પૂછે. ભાગવતજીમાંથી પ્રસંગ ન બોલતાં મોઢેથીજ બોલવા માંડયું.

આપણે બધા અહીં બેઠા છીએ પણ આપણે કોણ છીએ તે તો આપણે બધાએ જાણવું જ જોઇએ. એ નહિ જાણીએ તો કથા સાંભળવાથી પણ શું સાર? તમે તો ભગવાન ગુરૂમાહારાજ કહીને આવો છો, સેવાભકિત કરો છો, શ્રદ્ધા રાખો છો, એ તમારા મોટાં પુણ્ય અને ભગવાનની કૃપાજ છે, બાકી આવા વખતમાં આવી શ્રદ્ધા થવી રહેલી નથી. દુન્યામાં તો મોટાઈ વધી ગઇ છે. ગુરૂ મહારાજ તો જાડા કુંડાળા જોઇએ. ગુરૂમહારાજ તો શાન્તજ બેસી રહે, બહુ બોલે નહિ, બહુ ખાય નહિ, એમ તમે ધારતા હો તો તે ભૂલ છે. બહારના પદાર્થ સાથે ગુરૂમહારાજનો સંબંધ છેજ નહિ. તમે પાણી પીવા આવો છો પછી લોટાનાં વખાણ વખોડ કરવાની જરૂર નથી; પણ એ તો માયા. ચાંદીનો લોટો હોય તો વખાણ થઇજ જાય, પણ જેને ખરી તરસ લાગી છે તેને તો પાણીનોજ ખપ છે તેને ચાંદીનો લોટો શું ને પિત્તળનો લોટો શું? માટે તમને તરવાની ખરી ઇચ્છા થઇ હોય તો તમારે મહારાજનાં બહારનાં વર્તન તરફ ધ્યાન નહિ આપવું જોઇએ. પેલા કબિર હતા. તેને દુન્યાના લોક દરરોજ પજવે. કબિરે વિચાર કર્યો 'આ લોક શું સમજતા હશે? લાવ એવું કરૂં કે ખરા હોય તેજ રહે અને ખોટા હોય તે ખસી જાય!' એક દહાડો એક વેશ્યાને બોલાવી તેના હાથમાં હાથ નાંખી હાથમાં દારૂની બાટલી લઇ પીતા પીતા તે બજારમાંથી જવા લાગ્યા, પેલા લોકો તો વિચારમાં પડી ગયા કે આ તે મોટો મહાત્મા? જોયું, આ તે કબિર!! છટ્ છટ્ લોકોને ખરો છેતરતો હતો. હવે કોણ એનું નામ લે. એમ કરતાં બજાર ફરી લોકોમાં 'હો હા હી હુ' થયું પણ કેટલાક ભાવિક લોકો હતા તે તો એમજ કહેવા લાગ્યા કે, 'ભાઇઓ, વેશ્યાનો સંગ અને અને દારૂનું વ્યસન કેટલી બૂરી ચીજ છે કે પોતાની આબરૂ, પોતાનો દેહ, અને પોતાનું સર્વસ્વ ડૂબાડી દે છે એ બતાવવાને ગુરૂદેવે આ

લીલા કરી. મૂળમાં કબિર તો બહુજ જ્ઞાની હતા પણ તેમની પ્રાસંગિક આ લીલાથી લોકોએ કકલાણ મચાવી મુકયું અને તે પણ જાણી જોઇનેજ. આ રીતે **ગુરૂના ઉદ્દેશ હેતુ** જાણ્યા વિના તમે કેવળ બહારના દેખાવનેજ માન આપો તો અધવચ ખરી જવાવાનું છે; જો કે એવું વર્તન કરવાની હિમ્મત સત્ય સમજનાર નથીજ કરતા પણ આવા ઘાટ ગુરૂના છે. માટે ભગવાનને ભજવા આવ્યા છો તો ભગવાનનેજ જોજો. આડુંઅવળું જોવાનું નથી. આડુંઅવળું જોઇને માળ ચઢવા જાશું તો કાતરીયું માથા સાથે ભટકાઇ પડશે, માટે ભગવદ્ ભજનમાં ચઢવું હોય તો એક સુરતા રાખીનેજ ચઢશો, જેથી મનુષ્ય દેહનું સાર્થક થશે

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૩૦ મો સમ્પૂર્ણ થયો.**



## ૩૧

'સપ્તાહ' એટલે સાત દિવસ. **सप्त + अह** સપ્તાહ સાત દિવસનું ભજન કીર્તન શ્રવણ વિગેરે.

પ્રયોગ–પ્ર + યોગ = પ્રયોગ–પ્રકર્ષ વડે યોગ કરવો. તે યોગ એટલે 'મેળાપ'. આપણો આ સપ્તાહ પ્રયોગ છે. આ સાત દિવસનો કથા સાથે ઘણોજ દાબીને મેળાપ છે એટલે વિશેષ કરીને ભગવાનના સ્વરૂપનાં શ્રવણ કીર્તનને તો મેળાપ છેજ. એ વસ્તુ કેવી છે? ॥ **वेद्यं वास्तवमत्र वस्तु शिवदम्** । એ વસ્તુ ખરેખરી કલ્યાણ **કારી છે એમ જાણવું**. એ ભાગવત શાસ્ત્રનું બંધારણ શેના પર છે? અધિકારી, વિષય, સમ્બન્ધ ને પ્રયોજન. એ અનુબંધ ચતુષ્ટય કહેવાય. એનો અધિકારી કોણ? **निर्मत्सराणाम् सताम्**—અદેખાઇ દોષ, મત્સર દોષ, જેનો જતો (૧) રહ્યો છે એવા સત્પુરુષો તેના **અધિકારી.**

'વાસ્તવિક વસ્તુ એટલે **सत्यं परं धीमहि** એમાનું સત્ય. '**सत्**' એજ એનો વિષય છે.—વાસ્તવિક વસ્તુ પરબ્રહ્મ પરમાત્મા જ એનો વિષય છે.

(૩) 'સમ્બન્ધ શું છે?' જીવ બ્રહ્મની ઐક્યતા.—જીવો બ્રહ્મૈવ નાપરઃ જીવ બ્રહ્મથી જુદો નથી. એ એકતાજ એનો સંબંધ છે. જ્ઞાન પ્રતિપાદન થાય છે, ગ્રન્થ તેને પ્રતિપાદન કરે છે એ સંબંધ.

(૪) 'પ્રયોજન શું'? '**कैवल्य**' એક પ્રયોજન છે. મુક્તિ એજ પ્રયોજન. આ ચારે વસ્તુ **धर्म प्रोज्झितकैतवोऽत्र परमो निर्मत्सराणां सताम** ॥ એ શ્લોકમાં કહ્યાજ છે. સપ્તાહમાં નિયમો લઇ બેસવાનું કારણ એ કે મોનજીભાઈ ખસી ન જાય, આગસ ન ખાય તેને માટેજ નિયમ લઇ બેસવું, કારણ **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो:** ॥ **देवाग्निगुरुसन्निधौ**—દેવ ગુરૂ અને અગ્નિના સમિપમા પાણી મુકું છું. આ પાણી મુકવાથી મન રજીસ્ટર થઈ જાય. લખાઇ જાય એટલે મન ફૂદાફૂદ કરતું અટકે. એટલો નિયમમાં પાવર છે.

નિયમનું પાણી મુકવાનું કારણ?

આ કાયદાજ સનાતન ધર્મ છે.—મનને વશ કરવું એતો સનાતન ધર્મનો નિયમ છે. દરેક ગ્રન્થમાં ઇષ્ટદેવનું મંગળાચરણ હોય છે, કારણ '**इष्टदेवतास्मरणं विधेयं सावधान** ॥' ઇષ્ટદેવતાના સ્મરણથી સાવધ થઈ જવાય છે. અહીં ઇષ્ટદેવ શ્રીશુકદેવજીનેજ શ્રીશુકદેવજીના હરિજનોએ માનવાના છે, કારણ તેમનું સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**। जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट् ।**

એ વ્યાસસૂત્ર બ્રહ્મસૂત્રનું મુખ્ય સૂત્ર જેના પરથી શારિરીક ભાષ્ય લખાયલું છે અને **जन्माद्यस्य यत:** । એના ઉપર અણુભાષ્ય શ્રીમહાપ્રભુજીએ કર્યું છે. અહીં ઇતરતઃનો અર્થ જુદો થાય છે. નૈમિષારાણ્યની વાતો છે. તે અયોધ્યાની પાસે છે. શ્રીશુકદેવજીની મૂર્તિ ૐ અને એના ઉપરથી જે શબ્દો થયા છે તે તેનાં કિરણ, સૂર્ય અને

તેનાં કિરણુની પેઠે. બીજા દેવોની પેઠે તેની સ્થૂલ મૂર્તિ નથી. એમની મૂર્તિ એજ ૐકાર અને ૐકાર એજ શ્રીશુકદેવજી, અને એનાજ આપણે હરિજન છીએ, બીજા કોઈના નહિ. ૐકાર મુખ્ય અને બીજાં નામ એનાં સ્વરૂપો, તેમ શ્રીશુકદેવજી અને તેના હરિજનો. આવી રીતે શ્રીશુકદેવજી આપણા ગુરૂ છે એટલે આપણે ૐકારનેજ ગુરૂ માનીએ છીએ. જેવી રીતે 'બાપા બાપા' એમ તો બધા કહે છે પણ કોઈ પૂછે; 'અલ્યા ! તારા બાપાનું નામ શું? બાપા બાપા કહે તેમાં શું સમજ પડે? ત્યારે પેલો કહેશે કે 'તલકચંદ' એટલે સમજ પડે છે, તેમ ગુરૂદેવ ગુરૂદેવ કહીએ છીએ પણ અલ્યા કોણ ગુરૂદેવ? ત્યારે કહેશે 'શ્રીશુકદેવજી' એટલે સમજ પડે છે.

હવે 'તલકચંદ' બાપ થાય તો છોકરાંને શું વાંધો છે? તેમાં તેને દ્વેષ નથી. તેમ શ્રીશુકદેવજી ગુરૂ થાય તેમાં શિષ્યોને શું વાંધો છે! તેમાં તેમને રીસ નથી. છોકરો બાપનું નામ લે તેમાં દુન્યાને હારવું છતવું નથી, તેમ શ્રીશુકદેવજીનું નામ શિષ્યો લે તેમાં દુન્યાનું શું જવાનું છે?

બધાજ આપણા બાપને બાપ કહે એ કંઇ રીત ન કહેવાય. તેમ બધાજ આપણે જેને માનતા હોઈએ તેને માને એ પણ રીત ન કહેવાય. એવી વાતમાં રામ રાગ નકામો છે. કોઈ મોટો કસાઈ હાથમાં ધારીયું લઇને માથા પર ધસી આવી ને કહે મને બાપ કહે! મને ધણી કહે! તો જીવ જતાં પણ આપણે ન કહીએ. એવો ઘાટ નિશ્ચયવાળા ગુરૂમુખીનો છે. તે તો એમજ કહે '**ભલે દુશ્મન બને દુનિયા તમે ના કોપશો બાપુ.**'

**'માટે જેનાથી જ્ઞાન થાય તેજ ગુરૂ.'**

**આ પુસ્તકમાં.**

**उपक्रमोपसंहार अभ्यासोऽपूर्वता फलम् ।**
**अर्थवादोपपत्तिश्च लिङ्गं तात्पर्यनिर्णये ॥**

જેવી રીતે ઉપક્રમ તેવીજ રીતે ઉપસંહાર. શાસ્ત્રોમાં જે વિષય પ્રતિપાદન કર્યો હોય તેજ વિષય ઉપસંહારમાં આવી રહે. જેવી રીતે આંબાની ગોટલી. આંબાની ગોટલી વાવી હોય અને પાછી અખિલ ફેલાઈ ગયા પછી ફળમાં તેની તેજ આવી રહે. આ રીતે શ્રીમદ્દભાગવત શાસ્ત્રમાં સત્ય પરં ધીમહિથી ઉપક્રમ થઈ સત્ય પરં ધીમહિ ઉપસંહારમાં આવી રહે છે. આ રીતે શ્રીમદ્દભાગવતશાસ્ત્રનું બીજજ સત્યં પરં ધીમહિ છે. દુન્યામાં પોતાનું મોઢું જોવું હોય તો આરસીની જરૂર છે, તેમ ગુરૂ તો આરસી છે. શાસ્ત્ર પણ આરસી છે. તેમાંથી તમારૂં મન માનતું કાઢવું હોય તો પોતેજ શુદ્ધ થવાનું છે. પોતે જો શુદ્ધ થાય તો ખરેખરૂં મોઢું દેખાય.

દુન્યામાં બે વસ્તુ છે. **આરસી** અને **છબીવાળો આયનો.** આરસી એ શાસ્ત્ર ગુરૂ સન્ત—અને છબીવાળો આયનો તે મૂર્તિઓ.

'પોતે પોતાના દોષને હણે, અને પારકા દોષને હૃદે નવ ગણે;
નન્ના તેની નિર્મળ દશા, જેના હૃદિયામાં હરિ વસ્યા.'

આરસીમાં ડાઘો દેખાય અને આરસીને સાફ કરશો તો તેથી ડાઘ દેખાતો બંધ થવાનો નથી. પોતેજ શુદ્ધ થઈ ન્હાવાની જરૂર છે. જેવા તમારે થવું હોય તેવા તમારા દોષ સુધારવાથી થઈ શકો. દુન્યાની મૂર્તિમાં તો તમને એકજ સ્વરૂપ દેખાશે પણ ગુરૂમાં તો તમે જે માગશો તે દેખાશે–બંસીવાળો, મહાદેવ, દત્તાત્રેય વિગેરે. કારણ મોઢું જોવાને જેમ આરસી છે તેમ પોતાના ઈષ્ટદેવ જોવાને જ ગુરૂમૂર્તિ છે.

આ બધી વાતો ભાવનાથી થાય છે. કેવી રીતે ? સોપારીમાં વિષ્ણુ. જલમાં નર્મદા ગંગા કાવેરી વિગેરે વિગેરે. પોતાના દોષ દૂર કરવાને ગુરૂમૂર્તિ છે. આ રીતે સાત દહાડામાં તમને તમારા ઈષ્ટદેવનો પરચો મળવોજ જોઈએ. પછી 'વાંચિતો વાંચનો ચાલ્યો જાય ને વૈશંપાયન તે કોની માય' એમ નહિ. કહ્યું જે તે 'હું' જે કહ્યું તે 'હું' એમ નહિ. આજે સપ્તાહ છે તે શ્રી. શુકદેવજી મંદિરની સપ્તા છે. અહીં તો પ્રભુને હાથ ઝીલીને બતાવીએ છીએ. 'નામ' રૂપે 'ગુરૂ' અને 'છે' રૂપે 'ગોવિંદ'

આ વાત છે. 'દડી પડી મેદાનમેં સબ કોઈ ખેલન જાય.' 'નહિ કીસીકા બાપકી, જીતે સો લે જાય.'

કોઇ ચોકસીને ત્યાં જાય ત્યાં બધી જાતના દાગીના છે પણ જે ખરચે તેને મળે છે. તેવી રીતે જેની જેટલી શ્રદ્ધા તેટલુંજ તે લઈ શકશે. બીન શ્રદ્ધાવાળાથી કંઈજ નહિ બની શકે, સંસારમાં પણ વિશ્વાસવાળાના હૃદયમાં કંઈક રહેશે અને તેવાનોજ શબ્દ માન્ય થાય છે, તેવીજ રીતે વિશ્વાસવાળાના હૃદયથી ભગવત કથા સાંભળવાનું ઘણુંજ ફળ છે. તેને તો **मार्गे मार्गे जायते साधुसंगः संगे संगे जायते कृष्णकीर्तिः ॥ कीर्तौ कीर्तौ जायते ब्रह्मज्ञानम्॥ ज्ञाने ज्ञाने स्यात्तदाकारवृत्तिः॥**

આ માર્ગમાં '**ભગવત્**' સિવાય નથી કોઇ પંથ કે વાડો તે સમજજો. ભણતર તો એકજ છે. આ બધી ગવર્મેન્ટનીજ શાળાઓ છે અને જુદે જુદે ઠેકાણે ભણવાનું છે પણ ભણવાનું જુદું નથી. હવે શ્રીશુક-દેવજી જગતની ઉત્પત્તિનું મૂળીયું વર્ણવે છે.

**। स एवेदं ससर्जाग्रे भगवानात्ममामाया ।**

આ રીતે ભગવાનેજ આ જગત નિપજાવ્યું પણ તેમાં પ્રકૃતિનો ભેળ કર્યો. એમ ન કર્યો હતે તો છુટા ઘીની ન્યાતમાં જેમ હાથ ધોવા પડે છે, અને તે પચી શકતું નથી, તેમ અજ્ઞાન છે માટેજ જીવોની રૂચી માટે નામરૂપાત્મક જગત રચ્યું. અજ્ઞાની જીવને રૂચીકર થવાનેજ આ જગત્‌લીલા છે. બાકી જીભને જેમ ઘી ચોંટતું નથી કારણ તે સ્વસ્વરૂપ પાણીમાં છે તેમ જ્ઞાનીને મન એક પ્રભુ આનંદમય છે. તેનેજ જગલીલા બાધ કરી શકતી નથી. આવી રીતે ઈષ્ટદેવના સ્મરણમાં રહે, સ્વસ્વરૂપમાં રહે તેને જ્ઞાન છે માટે તે માયાથી ચીકટાતા નથી. આરસીમાં કંઈજ નથી છતાં બધુંજ કલ્પી લીધું છે. મૂળ તો અન્ન શુદ્ધ હતું પણ શરીરનો સંગ થવાથી દુર્ગંધયુક્ત થઈ વિષ્ટા થઈ, તેમ મૂળ શુદ્ધસચ્ચિદાનંદ

પ્રભુજ; પછી અજ્ઞાનથી તેને જગતદ્રૂપ બનાવી દીધો. આવીજ રીતે ગુરૂમહારાજમાં કંઈજ નથી પણ માણસે તેમાં ખોટી ખરી કલ્પના કરી બધુંજ બગાડયું.

**આ રીતે શ્રીદિવ્યજયોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૩૧ મો સંપૂર્ણ થયો.**

—⊰)◉(⊱—

૩૨

માણસેજ બધું બગાડયું. લુગડાં અન્ન વગેરે બધુંજ બગાડયું. નીચમાં નીચ અને ઉતરતામાં ઉતરતો આ દેહ છે. આ આપણું સ્વરૂપ પંચ મહાભૂતથીજ છે. આવા શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વરૂપમાં અજ્ઞાનથી આરોપણ કર્યું, માટેજ કહ્યું છે કે,

'માયા પડળ પરાં કરે, તેનાં દિવ્ય લોચન ઉઘડે;'

ભગવાને અર્જુનને એ દિવ્ય લોચનો આપ્યાં, સદ્‌ગુરૂએ શિષ્યને આપ્યાં:-

"સદ્‌ગુરૂએ તો અંજન આંજ્યાં, પડળ હમારાં નાખ્યાં કાપી,
સચરાચર લાગ્યું છે હરિમય ભાસવારે

આ રીતે ભગવાનને આપેલાં નેત્રથી અર્જુને વિશ્વરૂપનું દર્શન કર્યું તેવી રીતે શ્રીસદ્‌ગુરૂએ આપેલાં નેત્રથી શિષ્યે પ્રભુનું યથાર્થ સ્વરૂપ ઓળખ્યું.

**। अखंडमण्डलाकारं व्याप्तं येन चराचरम् ।**
**। तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः ॥**
**अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया ।**
**चक्षुरुन्मिलितं येन तस्मै श्रीगुरवे नमः ॥**

આમ ખરી વાત છે છતાં અડસાચડસી પર વાત આવી જાય છે. હેં ત્હેં આમ કર્યું માટે હું આમ નહિજ કરૂં. વળી કેટલાક એવા પણ છે કે ત્હેં કર્યું તે હું પણ કરૂં ત્યારેજ રહું. આવી અજ્ઞાનતા કયાં સુધી ચાલે? તું કરે તે હું કરૂં, એ ચલે કબલગ, જબ લગ ચલે તબ લગ. માટે આવી વાત મુકી પ્રભુજીએ જે બતાવ્યું છે તેમાંજ આનંદ માનો.

'સદ્‌ગુરૂએ તો અંજન આંજયાં પડળ હમારાં નાખ્યાં કાપી
સચરાચર લાગ્યું છે હરિમય ભસવારે.'

'જયાં જોઇએ ત્યાં હરિહરિ ઠાલો નહિ ઠામરે, સઘળે રમેયો રામ રમી રહ્યો રે.'

જેમ દૂધને પાણી એકઠાં હોય છે અને તે જુદાં અગ્નિથી થાય છે, તેમ અવિદ્યા નાશ થતાં વિદ્યા રહે છે અને દૂધ પણ બળીને માવો રહે છે તેમ વિદ્યા પણ ઠરીને અનુભવ રૂપ થઇ જાય છે. બાકી વિદ્યા અને અવિદ્યા બન્ને બંધનરૂપ છે. પણ એક ખાનદાન છે બીજી નુગરી છે. ડાહ્યો માણસ બન્નેથી દૂર થાય છે.

પેલી ગામને છેડે એક ડાકણ હતી તેને એક ખાનસો જુવાન જોધ જેવો માણસ સપાટામાં લીધો. તેને ભોળવાને લગન કર્યાં પણ એનો હેતુ વખત આવે કામમાં લઈ લેવાનો હતો. એક દહાડો પેલો સૂતો હતો. એટલામાં બીજી એક ડાકણ આવીને તેને ઉપાડી ગઈ, પેલો તો જાગ્યો, વિચાર કરવા લાગ્યો કે આ વળી કઇ બલા છે? પછી પેલીએ કહ્યું–અલ્યા ભાઈ, પેલી ડાકણ હતી તે તને ફસાવી મારી નાખવાની હતી અને તેથીજ હું તને અહીં ઉપાડી લાવી છું.

પેલો કહે આ વળી કેવી વાત? તે તો બિચારો મુંઝાવા લાગ્યો.

એવામાં પહેલીવારની ડાકણ ઘેર આવીને જુએ છે તો પેલો ન મળે. તેને ખબર પડી કે પેલી બીજી એને ઉપાડી ગઈ છે એટલે તે તો સમડીનું રૂપ લઇને બાઝવા આવી. પેલી બીજી કંઇ ઉતરે એવી ન હતી તેને ખબર પડી ગઈ. પછી તેણે પેલાને કહ્યું, જો જો હો–

પેલી તમારી આગલી મારી સાથે બાઝવા આવી છે પણ તેને હું હમણાંજ મારી નાખીશ. તમને હું આ અડદીયા મન્ત્રીને આપું છું. તે છે કાળી અને હું છું કાબરી. અમે આકાશમાંથી લડતાં લડતાં નીચે આવીએ ત્યારે પેલી કાળીના ઉપર આ અડદીયા નાખી દેજે એટલે એ મરી જશે.' પેલો તો ખૂશ થયો અને બોલ્યો સારૂં. પેલી કાબરી રૂપ લઈ કાળી સાથે લડવા ગઈ.

ત્યાં ખૂબ ચાંચાંચાંચીથી લડાઈ થઇ. પેલો અડદીયા લઇને નીચે ઉભો હતો. લડતી લડતી તે નીચે આવી એટલે તેણે તો કૂદીંગ દઇને 'કાળીએ સ્વાહા અને કાબરીએ સ્વાહા' કરીને અડદીયા નાખ્યા તે તે બન્ને મરી ગઈ.

આ રીતે વિદ્યા અને અવિદ્યા બન્ને જ્ઞાનીને બંધનરૂપ છે પણ કાંટો કાઢવા કાંટાની જરૂર તેમ અવિદ્યા કાઢવા વિદ્યાની જરૂર છે. પછી બન્ને કાંટા ફેંકી દેવાના. કટકરેણુ મેલને લઇને પાણીની નીચે બેસે છે તેમ અવિદ્યાને લઇને વિદ્યા શાન્ત થઈ જાય છે.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૩૨ મો સમ્પૂર્ણ થયો.**

---

સંવત્ ૧૯૯૨–કાર્તક વદ ૭ ને વાર શનિ.

## ૩૩

એક વખત શ્રીગુરૂદેવ રા૦ રા૦ નગીનલાલ ગંગારામ કાપડીઆને ત્યાં પધારેલા, તે વખતે વાતાવરણ એવું હતું, કે શ્રીશુકદેવજીના યુવાન સાધકો એક ટોળેજ રહેતા હતા. શ્રીયુત શેઠજી શ્રી નગીનલાલ તુલજારામ, શ્રી મગનલાલ કલજુગ, શ્રી પ્રદ્યુમ્નલાલ

લ. દેસાઈ, શ્રી ઝીણુાકાકા, રા૦ મુલચંદભાઈ, રા૦ રમણુલાલ જમનાદાસ, રા૦ રમણુલાલ છોટાલાલ કાપડીઆ આ રીતે દરેક પોતાના કામધંધેથી પરવારીને સાંજે પાંચ વાગે કે તરત ભેગા થઇ જળકુંડ તરફ ચાલી જતા અને ત્યાં શ્રીમન્નારાયણુની ધૂન કે રામાકૃષ્ણુાગોવિંદા કે શ્રીરાધાવલ્લભ વિગેરે ભગવન્નામોચ્ચાર કરતા હતા અને અહીં તહીં ફરતા હતા. દરમ્યાન શ્રી. નગીનલાલ ગંગારામ કાપડીઆના ઘરમાં એક એવું તો સુંદર શણુગારગૃહ કરેલું કે તેમાં સુગંધી અગરબત્તી અને ફૂલોનો સુવાસ ચોમેર ફેલાઈ રહેતો અને આનંદ આનંદ થઇ જતો. સાંજે શ્રીગુરૂદેવ કને આખું ટોળું જતું અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને શ્રીગુરૂદેવની વાણી સાંભળતું અને ત્યાંથી પાછું ફરીને શ્રીશેઠજીને ઘેર આવતું. આ વખતે કોઇને પોતાનાં દેહગેહનું ભાન ન રહેતું. ખાવાપીવાનું જ્યાં મળતું ત્યાં અને સૂઈ રહેવાનું અને પલંગ કે પથારી નહિ પણુ સાદડી શેતરંજી ગમે તે મળે ત્યાં પડી રહેવાનું. લગભગ દશ વાગા સુધી શ્રીભુવનારાયણુની સુંદર છબી ઉપર ધ્યાન કરવાનું અને હરિ ૐ નો ઉચ્ચાર કરવાનો. જેની ધૂનમાં જે આવે તેજ બોલવાનું પણુ ભગવન્નામોચ્ચારજ કરવાનો. આ રીતે ફળીયામાંથી બ્હેનો અને ઘરનાં માણુસો છોકરાં છૈયાં સુદ્ધાંત આ કામમાં સામેલ હતાં. શ્રીગુરૂદેવ આ વાત જાણુતા હતા. તે તો હંમેશ દરેક શિષ્યના કલ્યાણુમાં હતા. "આપણું મંદિર સાર્વજનિક છે, ભજનને માટે છે. ગમે તેમ તમે ભજન મંદિરમાંજ કરો, જેથી તમને અધિકસ્ય અધિકં ફલમ્. અધિકનું અધિક ફળ મળે એમ તેમનું કહેવું હતું. પણુ આ સ્થાન યુવાન મંડળને ફાવી ગયું હતું, વળી શેઠજીનો સિતારો તે વખતે એમજ વાગતો હતો અને મને ગુરૂદેવની મર્યાદા પડતી આગળ પડીને ભાષણુ કરવાની કે બોલવાની તો આવડતજ નહિ. હૃદય પાંખડી ખુલેજ નહિ, લખીએ બાર હજાર પણુ ગુરૂદેવની પાસે બોલવું એ તો અઘરું, તેથી ગુરૂદેવ મારા પર નારાજ પણુ રહેતા પણુ ઉપાય ન હતો. હું તેમનીજ ભક્તિમાં

ચકચૂર રહેતો હતો પણ ગુરૂદેવનો ઉદ્દેશ સમજવા છતાં તેને અમલમાં મુકી શકતો નહિ. વળી વગર ગુણે લોકમાં અને સાધકોમાં અમુક પ્રેમ મળેલો તે મને ગમતું ન હતું. હું વારંવાર ગુરૂદેવને કહેતો, પ્રભુજી, ના કહેવા ઉપરાંત સાધકો પ્રેમ કરે છે અને પૂજન ઉચ્છિષ્ટાદિ લે છે પણ પ્રભુજી તેમાં કંઇ બોલતા નહિ. તેઓનું હૃદય શું હતું તે હું સમજી શકયોજ નહિ. તે તો મારી કોઇ વાત ધ્યાન પર લેતાજ નહિ. દરમ્યાન એક કેશવદત્ત મહારાજ અંકલેશ્વરમાં આવ્યા. તેમની પધરામણી શેઠજીને ત્યાંજ થઇ. તેઓ કેશવભકિતમાં મસ્ત હતા. તેમને પોતાના ગુરૂની સેવા કરવી હતી તે જળગાંવ ધૂળીઆ તરફથી આવેલા. તેઓ અમારી કને ધ્યાન કરાવે અને જય ગોવિંદ હરે–જય ગોપાલ હરે–એમ ગીત ગોવિંદની અષ્ટપદી બોલાવે. ઘરમાં ગાયનની તો દરરોજ તડીજ હોય–ગાયનમા પ્રભુનાંજ ભજન બીજું કંઇ નહિ, કારણ નગીનલાલ શેઠ અને પ્રદ્યુમ્નલાલ વિગેરે ગાયનનાજ શોખીન અને હું અને રમણલાલ જમનાદાસ સાંભળવાના શોખીન; આ રીતે કાર્ય ચાલતુ હતું. એક દિવસ ચંપકલાલ જમનાદાસ અમારે ત્યાં એ મહોત્સવમાં આવેલા અને તેમને પણ એ સ્થળ પસંદ પડી ગયું અને ગુરૂમહારાજને જઈને વાત કરી, કારણ એમનો સ્વભાવ ઘણોજ ચિકિત્સક છે એટલે ગુરૂમહારાજને પણ ત્યાં આવવાની પ્રેરણા થઇ એટલે અમે તેજ દિવસે પ્રભુજીનું ભજન ઠેરવ્યું,

ષોડશોપચાર સહિત પૂજા અર્ધ્ય પાદ્ય ગુરૂદેવ બારણામાં આવ્યા કે દરવાજામાં ઉભા રાખી ઝારીથી પૂજન કર્યું. શ્રી. નગીનભાઇ શેઠના ધર્મપત્ની શ્રીસરસ્વતીબેને અને તેમની પાવડીજી અમે ઉચકી લીધી અને પ્રભુને ઉપર ભજનભુવનમાં પધરાવ્યા. પ્રભુ તો નાના બાળકની પેઠે ખૂશ ખૂશ થઇ ગયા. ચારે બાજુ ભીંતો પર ખાદીના તાકાઓથી પડદા અને કમાનો અને તેનાં ઉપર વિધવિધ શોભિતી ઝાલરો અને કોઇક કોઇક તકતા અને જમીન પર દિવાનખાનામાં પાથરણાં પણ સુશોભિત પાથરેલાં. પ્રભુજીને બિરાજવાની ગાદી અને પૂજા વિગેરેનો

ઠાઠ ઓરજ હતો. એક બાજુ પર કેશવદત્ત મહારાજ ગુરૂદેવના વડીલ બન્ધુ પણ આવેલા. પ્રાણશંકરજી પણ હતા. આખા હરિજન મંડળ સમસ્તનો મેળાવડો હતો. ઘરમાં તો ભીડ માય નહિ ને ઉપર નીચે દેવી મંડળને બેસવાની જગ્યા પણ નહિ રહી. પછી પ્રભુજીએ ઘણી પ્રશંસા કરી અને વ્યાખ્યાન પણ શરૂ કર્યું. એ વખતે નવા ઉપદેશી નટવરલાલ ઓરણાવાળા અને શ્રી. ચીમનલાલ નરભેરામ દેશાઈ વિગેરે પણ આવેલા, આનંદની તો વાતજ શું કરવી. નરસિંહ મ્હેતાનું વ્યાખ્યાન ચાલતું હતું. રાત્રે બે વાગે ભજન પૂરૂં થયું અને બધાજ પ્રસાદ આરતી કરી સૌ સૌને મુકામે વિખરાયા. આવું ભજન એક શ્રી. મગનલાલ પ્રાણજીવનદાસ કાપડીઆના ઘર સિવાય હજુ કોઈ બીજા સ્થળોએ થયું છે એમ મને યાદ નથી.

એ વખતનો વિચાર કરતાં એમ જણાય છે કે ભક્તિનો પ્રવાહ રેલની પેઠે ધસી આવેલો તેને મર્યાદા ન હતી, તે તો વધ્યેજ જતો હતો. આ મંડળ ચાર મહિના રહ્યું પછી કામકાજ અને સંસારી વાતાવરણને અંગે તે ધીમે ધીમે ઓછું થઈ ગયું. સાધકો ગામ પરગામ ગયા અને એ પ્રવાહ ઓસરી ગયો. આ પ્રસંગમાં શ્રી ગુરૂદેવ સમ્મત હતા. તેમને તો હરિજન ભજન કરે, ભાવ ભક્તિથી પ્રભુને ભજે એ સારી રીતે ગમતું હતું પણ મને આજે સમજ પડે છે કે જે વસ્તુ જ્યાં શોભતી હોય ત્યાંજ શોભે. સંસારીને માટે ઘર અને હરિજનોને માટે મંદિર, દર્દીને માટે દવાખાના હૅસ્પીતાલ અને વેપારીને માટે દુકાન. પછી ઘરનું ગમે તેવું સારૂં વાતાવરણ હોય પણ તે ત્રણ ચાર દિવસથી વધુ સારૂં રહી શકે નહિ. ગમે તેવો ભક્તિનો પ્રવાહ સંસારમાં હોય પણ જીવભાવ ઉત્પન્ન થવાનોજ. છતાં શ્રીશેઠજીનું ઘર મંદિરની તોલેજ હતું.

બરોબર ચાર મહિના પછી વિના વિક્ષેપેજ આ મંડળ છૂટું થઈ ગયું. આ હેતુજ શ્રી ગુરૂદેવનો હશે એમ મને તેમણે પ્રેરણાથી કહ્યું અને વધૂમાં જણાવ્યું, 'હીરૂભાઈ મંદિર તે મંદિર અને ઘર તે ઘર' 'મંદિર હરિજનોનું ભગવાનનું અને ઘર સંસારી શેઠીયાનું.

વળી તેઓ કહેતા ' ભાઇ, ઈસ્ટીમ્બર ને નાવડામાં ફેર છે, તેમ ભજન કરવાનું મંદિર અને ઘરમાં ફેર છે અને એવી જગ્યાના ફેરથી ફળ પ્રાપ્તિમાં પણ ફેર પડે છે. કોઈ સરસ હેઠાણાની જમીન હોય તેમાં એક દાણો વાવો તો અચ્છેર જુવારનું કણુસલું આપે છે અને કોઇ રેતીવાળી અથવા રાસી જમીનમાં અથવા સખત જમીનમાં દાણો વાવો ત્યાં દાણો ભાવે તો ભાવે નહિ તો ત્યાં કંઇ પાકતું પણ નથી, અને પાકે છે તો ન્હાના ન્હાના દોંડવાંજ પાકે છે, માટે જ્યાં ભજનનીજ ભાવના છે, ભજનને માટેજ જગ્યા છે ત્યાં કોઈ જાતનો ભેળસેળ નથી. એવી જગ્યા તે હેઠાણાની સકકઈ જગ્યા સમજો અને સંસારી વિકાર વાસનાવાળી રેતીવાળી જગ્યા તે રાસી જગ્યા ઉતરતી અને જે પાપમય વિચારોમાંજ વપરાતી જગ્યા તે સખત જગ્યા સમજો. આ રીતે જગ્યા જગ્યાના ભેદ છે. કોઈ જગ્યામાં મંદિર બંધાય છે તો કોઇ જગ્યામાં પાપાચાર થાય છે અને કોઇ જગ્યામાં પાપાચાર અને પુણ્ય બન્ને થાય છે. એ મંદિરની જગ્યા તેજ ગુરૂમહારાજની જગ્યા.

એ—પાપ પુણ્ય મિશ્રિત જગ્યા તેજ હરિજનની જગ્યા.
એ—પાપાચારની જગ્યા તેજ—સંસારીની જગ્યા.

સખત જગ્યામાં વાવેલો દાણો ઉગે નહિ એટલે તેમાં ગમે તેવાં ભજનનાં બીજ નાંખોને પણ તેમાં કંઇજ ફળ નહિ. ઉલ્ટા સાંભળી સાંભળીને અભિમાન વધારી ગાંગરૂ થઇ જાય. એવો ધાટ સંસારીનો છે.

રેતી મિશ્રિત જગ્યા—તે હરિજનની. તેમાં વાવેલો ભજનનો દાણો ઉગે છે પણ ઓછા પ્રમાણમાં અને જોઇએ તેવો ફાલ આવતો નથી. એવો ધાટ હરિજનનો છે.

હેઠાણાંની જગ્યા—તે ગુરૂમહારાજની શ્રીઠાકોરજીની. ત્યાં કરેલું ભજન કે પ્રભુ નામનો એક ઉચ્ચાર હજાર ગણો વધી જાય છે અને ફાલ નહિ ધારેલો આવે છે. એવો ધાટ ગુરૂસહિત ભજન કરનારનો છે.

માટેજ લોકો તીર્થમાં, એકાંતમાં, કે મંદિરમાં જઈ પ્રભુનું નામ લે છે અને ભાવના પ્રમાણે વત્તા ઓછા ફળને પ્રાપ્ત કરે છે. દરેક વસ્તુને વધારી આપવાને ઉત્તેજક પદાર્થ જોઇએ.

છોકરાને વધુ ભણવાને પુસ્તક, વિદ્યાર્થીનો સંગ કે માસ્તરની મહેરબાની વિગેરે ઉત્તેજક છે. છોકરાઓને ભણવાને જેમ છે તેમ હરિજનોને પણ વધારી આપવાને હરિજનનો સંગ, ગુરૂ મહાજનના શબ્દો, અને ધર્મ શાસ્ત્રો છે. જેમ ભણવાને નિશાળ છે તેમ હરિજનોને ભજન કરવાને મંદિર છે. આ પ્રમાણે કહીને તેઓ દીવો બતાવતા અને દીવાની ઉપર કાચનો શેડ બતાવી કહેતા 'આનાથી લાઈટ અજવાળું વધે છે, ખરૂં ? તેમજ ગુરૂના સંગથી શિષ્યનું ભજન વધે છે. તમે સ્વતન્ત્ર ભજન કરો એના કરતાં હરિજનના સંગમાં કરો અને તેના કરતાં પણ ગુરૂસંગમાં કરો તે તો ઉત્તરોત્તર વૃદ્ધિજ છે, એમ સમજી હંમેશ ભજન કરવું. આ હેતુથી શ્રીગુરૂદેવને ધાર્મિક કામો જેની જેની જગ્યા હોય ત્યાંજ કરવાનું પસંદ હતું. આ વાત અમે પાછળથી સમજેલા.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૩૩ મો સમ્પૂર્ણ થયો.**



## ૩૪

એક વખત મન્ત્ર પુરૂશ્ચરણનો પ્રયોગ શ્રીગુરૂદેવે માંડયો. તેનો કાર્યક્રમ એવો કે દરેકે મંદિરમાં સૂવું, સવારે વહેલા ઉઠવું સાડાચાર વાગે, અને સૌ સૌને મુકામે દંત ધાવન, શૌચાદિથી પરવારી સોડે કપડાં પહેરી મંદિરમાં આવી જપાનુષ્ઠાન કરવું. દરેકે પોતપોતાની જગ્યા મુકરર કરવાની હતી. આગલી રાતે અમે એક સુંદર મંડપ

શ્રીશુકદેવ પાઠશાળાના વિભાગમાં બાંધ્યો અને બાર જણને બેસાય એવી ગોઠવણ કરી. પછી બીજા ભલે આવે અને બેસે પણ બાર જણે તો નિયમ પૂર્વક જપ કરવાના. સવારના ૬ થી ૯ સુધીનો પ્રોગ્રામ હતે. પછીથી શ્રીગુરૂદેવનું પ્રવચન રાખ્યું હતું. આ વખતે હું તથા નગીનભાઇ તથા મોટા નગીનલાલ શ્રી. મગનલાલના ઘેરજ સંધ્યા વગેરેથી પરવારી મંદિરે જતા. આગલે દિવસે જગ્યાની પસંદગી વખતે મેં કહ્યું 'પ્રભુ! હું તો સન્મુખજ બેસીશ.'

પ્રભુજીએ જવાબ વાળ્યો—'ત્યારે હમણાંથીજ નક્કી કરી લે, ઉઠ! હું તો સામુજ બેઠો. પૂર્વ દિશામાં મધ્યમાં શ્રીગુરૂદેવ, તેમની ડાબી બાજુ પર શ્રી. નાથુભાઈ અને જમણી બાજુ પર શ્રી. રણછોડભાઇ અને હાજી, નાથુભાઈની નજીક મોહનલાલ સોની ત્રિકમભાઇ, દામોદર મારવાડી, નાથુભાઇ સોની. સામી બાજુ પર વચ્ચે હું મારી ડાબી બાજુ શ્રી. શેઠ નગીનલાલ તથા મોટા નગીનલાલ તથા જમણી બાજુ શ્રી મગનલાલ તથા મધુભાઇ વિગેરે હતા. આવી રીતે બાર ભાગવતોનું મંડળ જપ કરતું હતું. સવારના પહોરમાં શ્રીગુરૂદેવ વ્હેલા ઉઠે અને ઉઠાડે.

કોઇવાર રાત્રે બે વાગે ઉઠે અને પૂછે, 'કોઇ જાગો છો કે'? હું અથવા નાથુભાઇ ભગવાનની સામે જઇને બેસીએ, તે તાલાવેલીથી પૂછે, નાથુભાઇ! તમને ભગવાન મળ્યા! ત્યારે નાથુભાઇ નમ્રતાથી કહે 'હા, મહારાજ.'

પછી તેઓ વારંવાર શ્રીપ્રભુના હોવાપણાનો ખ્યાલ આપે. આશીષ આપે. કોઇ નહિ જાગ્યા હોય તો **विश्वं विष्णुर्वषट्कारो** વિગેરે વિષ્ણુ સહસ્રનો પાઠ કરે અને સૌ જાગી રહે એટલે પોતે પણ સ્નાન શૌચાદિથી પરવારી મંડપ આવી બેસે. તેમનું સ્વરૂપ તે વખતે નવયુવાન બાલકિશોર જેવું તેજસ્વી લાગે, શરૂઆતમાં મન્ત્રના ન્યાસ કરાવવાનું કામ મને સોંપેલું. 'શુચિર્ભૂત થાઓ' એમ કહી મન્ત્ર ન્યાસ કરતા કારણ મંત્ર ન્યાસ વિના શરીરમાં દેવનો વાસ થતો નથી.

अथ श्रीशुकदेवमहामन्त्रस्य भगवान् श्रीशुकदेवऋषिः । सर्वव्यापकसर्वेश्वरसर्वान्तर्यामिश्रीसच्चिदानंद परमात्मादेवता भक्तिबीजं, ज्ञानवैराग्यौ किलक विपद्विदारणमस्त्रम् ॥ चतुर्विधपुरुषार्थसिद्ध्यर्थं जपे विनियोगः ॥

अथ करन्यासः ।

ॐ शब्दरूपायेतत्यंगुष्ठाभ्याम् नमः ।

ॐ विग्रह इति तर्जनीभ्यां नमः ।

ॐ सत्यरूपायेति मध्यामाभ्यां नमः ।

ॐ धीमहीत्यनामिकाभ्यां नमः ।

ॐ तन्नः शुकेति कनिष्ठिकाभ्यां नमः ।

ॐ प्रचोदयादीति करतलकरपृष्ठाभ्यां नमः ।

अथाङ्गन्यासः ।

ॐ शब्द रूपायेति हृदयाय नमः ।

ॐ विग्रह इति शिरसे स्वाहा ॥

ॐ सत्यरूपायेति शिखायै वौषट् ।

ॐ धीमहीती कवचाय हूं ।

ॐ तन्न शुकेति नेत्रत्रयाय वौषट् ।

ॐ प्रचोदयादिस्राय फट् ।

अथ ध्यानम्

श्रीशुकदेवं मुनीन्द्रं निगमफलप्रदं भ्रान्तिहर्तारमीशम् ।
क्लेशघ्नं कलिकल्मषघ्नमभयं शांतिप्रदं श्रीहरिम् ॥
श्रीमद् भागवतस्वरूपममरै रीड्यंमहैश्वर्यदम् ।
तापघ्न गुरुवर्यमेकमरं ध्यायामि ध्येयास्पदम् ॥

આ રીતે ઇષ્ટદેવના ન્યાસ ધ્યાનાદિ કરી સૌ જપ સમાધિમાં લાગી જતાં, અને કોઈ હાલે નહિ કે ચાલે નહિ. કોઈ ઢીલો પોચો થાય અને ઉંઘવા લાગે કે બીજો જાણે તો તેને ધીરેથી સાવધ કરે. સાત દિવસનો પ્રયોગ અને નવલાખ મન્ત્ર જપવાના. દરરોજ જે જેટલા કરે તેના તેટલા નોંધાય. સૌ કામ પતી જાય પછી ધટિયંત્રના ટકોરા સહિત શ્રીગુરૂદેવ ધ્યાન મુક્ત થાય, પણ આ ત્રણ ચાર કલાક તો જરાક પણ હીલચાલ ગુરૂદેવમાં જોવામાં આવી નથી. તે તો એકજ આસનબદ્ધ રહેતા. **સ્થિરસુખમાસનમ્** એમણે તો કહેલુંજ કે 'ભાઈ' શરીરને સુખ થાય તેજ આસન કરવું, અમારામાં શ્રી શેઠજી નગીનલાલ કોઈવાર ઝોકે ચઢી જતા અને જપજપની ઠેકાણે રહી જતાપણ પાછળથી તેમણે કમ્મર કસીને આંકડો આણેલો ખરો. જેનો જેટલા ખૂટે તે ગુરૂદેવ કરી લે. દરરોજ પાછળથી વ્યાખ્યાન થાય, તેમાં આગળ જણાવેલી ભૂમિકા અને ભક્તિ વિગેરેની વાતો તો હોયજ. ધ્યાન કોનું કરવું ! કેમ કરવુ ? એને માટે તે દિવસે શ્રીધ્રુવનારાયણની ભલામણ કરેલી.

એક દિવસ મ્હેં પૂછ્યું, (મહારાજશ્રી, ગુરૂમૂર્તિનું ધ્યાન ન કરવું ? તેમણે કહ્યું તે તો શ્રેષ્ઠજ છે પણ તેમાં અધિકાર જોઇએ, એમ કહી હસવા લાગ્યા.

**ध्यानमूलं गुरुमूर्तिः पूजामूलं गुरुपदम् ॥**
**मन्त्रमूलं गुरोर्वाक्यं मोक्षमूलं गुरुकृपा ॥**

આ શ્રીગુરૂગીતાનાં વાકયો અમે દરરોજ પ્રસાદ આરતી થયા પછી બોલતા અને સમજતા, પણ વાત ઘણી સંભળાય એટલે ઓહો ! થઇ જાય. જ્યાં સુધી નવી વસ્તુ હોય ત્યાં લગી નવાઇ લાગે, વખત જાય પછી એનો ભાવ પણ કોણ પૂછે? ઘડિઆળ ઘડિઆળ કરીએ અને ઘડિઆળ આવે કે પછી ઘડિઆળનો ભાવ કોણ પૂછે ? સાધુસન્તની સેવા કયારે મળશે કયારે મળશે ? અને જ્યારે મળે ત્યારે દોષ દેખાય.

આ જીવનો સ્વભાવજ એવો થઈ ગયો છે કે નવી ગીલ્લી નવ દહાડા ને બહુ કરે તો દશ દહાડા. જીવની તાલાવેલી નથી દીઠું ત્યાં લગી, અંકલેશ્વર જોયું નથી, જોયું નથી. આ જોયું એટલે જ્યાં જોઈએ ત્યાં ઝાડ પત્થર ને પાણી સૌ એકનું એકજ. તીરથ તીરથ કરીએ પણ તીરથ કર્યાં પછી, 'એ તો ભાઈ નહિ દીઠા હોય ત્યાં લગી, જ્યાં જોઈએ ત્યાં પાષાણ પાણી તો એકના એકજ તો. એમાં શું વધારે છે? તેથીજ દરેક વસ્તુનું મહાત્મ્ય જાણવું જોઈએ; પણ એ પણ મગજમાં ઉતરવું જોઇએને? આ રીતે સાંભળી સાંભળીને એવા રીઢા થઈ જાય છે કે પછી તેમના દીલમાં નવાઇ જેવું કંઈ રહેતું નથી. કંઈ કરવાનું કહીએ તો અમે તો બહુજ કર્યું. અમારા જેવી સેવા આવા જમાનામાં કોઈથી બની શકે એમ નથી.

છેક નર્મદામાંથી પાણીના હાંડા ભરીને માથે લઈને શુકદેવજીનો ટેકરો ચઢ્યા છીએ. વાત પણ ખરી, પણ એવા લોકના બોલવામાં એક જાતનું મન્દપણું આવે છે. વળી સુરજબા કરીને તેમના વૃદ્ધ ભક્ત હતા તે કહેતા 'જ્યારે મહારાજ અંકલેશ્વરમાં આઈવા ત્યારે દોરીલોટો લઈને આઈવા'તા અને ખાવાને ધાન પણ ન્હોતું. મોટામંદિરમાં ઉતરેલા. જુવાન ૧૯ વરસની ઉમ્મર અને ભાગવતની કથા કરે. તે હું ઘરમાંથી કહું અને થાળ ભરીને જાઉં અને જઈને જોઉં તો મહારાજ રડ્યા કરે. આથી મહારાજ ધૂનમાં ને ધૂનમાં ચાલ્યા જવાનું કહે પણ બેસી રહું અને જમાડ્યા વિના હું પાછી આવુંજ નહિ. આ બધું થયું પછીથી સાત દહાડાનું ઉભું ભજન થયું અને પછીથી નાથુભાઈ અને માણેકલાલ માંડવાવાળા અને વિઠ્ઠલના બાપા એટલે (માણેકલાલ) મળીને આ મંદિર બાંધ્યું અને મહારાજને તેડી લાવ્યા. એ જમીન પણ મારી કમળીએ આપી. તે બિચારીએ કહ્યું કે એ જમીનના એવા મોટા ભાગ્ય કે ભગવાનનું ભજન થાય. હવે આ બધા નવા હરિજનો થયા.

ગુરૂમહારાજ અનેક વાતો કહેતા અને હસતા. બાકી ગુરૂમૂર્તિનું ધ્યાન તો ઉત્તમજતો, પણ એ ગેડ બેસવી જોઇએને! ગુરૂમાં દોષ

ઘણાએ દેખાય, ગુરૂ ઊઠતા દેખાય ગુરૂ ડોલતા, ચાલતા, બોલતા, ખાતાપીતા, હસતા, ખીજવાતા દેખાય એટલે તેમાં નિશ્ચય થવો સહેલો નથી અને કદાચ થાય, પણ તોયે તેમાં ધ્યાન બેસવું અઘરૂં છે. જે દોષ મૂર્તિમાં છે તેજ દોષ ગુરૂચેતનમાં પણ છે.

મૂર્તિમાં જડપણાનો દોષ અને ગુરૂમાં મનુષ્યપણાનો દોષ. આ રીતે બન્ને દોષથી ભગવાન દેખાતો નથી.

જડભાવને દૂર કરીને મૂર્તિ જુએ તો ભગવાન જરૂર દેખાય અને મનુષ્યપણાનો દોષ દૂર કરીને ગુરૂને જુએ તો ભગવાન કેમ ન દેખાય? જરૂર દેખાયજ, માટે કરવું છે અને બનતું નથી એનાં ફાંફાં છે. મ્હેં કહ્યું:—

'મહારાજશ્રી! ગોરધનનાથજીમાં એક ભક્ત રહેતા હતા તે કહે છે કે આપણને ઠાકોરજીની છબી કેમ દેખાય? સાત વરસનો બાળક કેમ ન દેખાય? એ દેખાવોજ જોઇએ.'

ત્યારે મહારાજશ્રી કહે કે 'નહિ દેખાય.'

હું તો વિચારમાં પડી ગયો 'કેમ નહિ દેખાય?'

'બસ નહિ દેખાય' ફરી ગુરૂમહારાજ બોલ્યા. એ વાત જુદી છે. માથું પટકીને મરી જઈએ તોપણ નહિ દેખાય. આ સામે ભીંત છે તેમાં માથું મારો તો તેથી શું દેખાઈ જાય કે? એમ બનેજ નહિ! એ તો એની કૃપા જોઇએ! કૃપા હોય શ્રીરામકી, એની કૃપા હોય તોજ દેખાય. મોઢે બોલ્યા કરવાથી કંઈજ નહિ વળે. આ રીતે ગુરૂમહારાજ સાથે વાતોના આનંદમાં વખત અને વર્ષ ક્યાં ગયાં તે જણાયાંજ નહિ.

**આ રીતે શ્રીગુરૂદેવ સાથેના શ્રીદિવ્યજ્યોતિના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૩૩ મો સમ્પૂર્ણ થયો**

—— ❖ ——

૩૪

મુંબઈથી અંકલેશ્વર ગયો તે વખતે સમાઈ પ્રસંગ હતો. શ્રી. મગનલાલ પ્રાણજીવનદાસ કળજુગવાળાને ત્યાં મુકામ હતો. તેમનાં સ્ત્રીપુત્ર વિગેરેનો પણ ભાવ સારો હતો. પાછળથી ચીમનલાલ છગનલાલ તારકસ, મારા વડિલ બન્ધુ, પણ આવેલા અને શ્રી. ભોગીલાલ ગીરધરલાલ માસ્તર અને તેમના કાકા શ્રી. લલ્લુભાઈ ભુખણદાસ પટેલ કોશાડ ગામના પટેલ પણ આવેલા. અંકલેશ્વરમાં ભક્તિ, ભકિત અને ભકિતજ જાગી રહી હતી. અમો ચાર મિત્રો શ્રી. નગીનલાલ, શ્રી. મગનલાલ, શ્રી. મોટા નગીનલાલ, શ્રીગુરૂદેવની સામે બેસી રહેતા અને તેઓ કહે કે 'હવે જાઓ' ત્યારેજ જતા. જઈને પણ મગનલાલને ઘેર જમી ખાઈને ભેગા થઈએ આરામ લઈ મંદિરે જઈએ, ત્યાંથી રાત્રે પાછા ઘેર આવી ભજન કરીએ. એક દિવસ શ્રીગુરૂદેવને આમન્ત્રણ કરવાનો વિચાર થયો. એવણશ્રી પણ કાપડીઆ હતા. કોસંબાના તાકાઓ પર તાકાઓ છોડ્યા અને આખા દિવાન-ખાનામાં જે છત છે ત્યાં લીલી ચંદની પાથરી દીધી અને આજુબાજુની ભીંત પર કમાનો અને લાલ કોસંબાની ઝાલરો ટાંગી દીધી. વચ્ચે અજવાળાને માટે ભભકતી લાઈટ ટાંગી અને કાચની સળીની ટોપી પહેરાવી દીધી. આ પ્રસંગને માટે ખાસ નવાં ગાદલાં અને ગાદી સીવડાવ્યાં કારણ પ્રભુજીને પધરાવવાના હતા.

ગામના માળીઓને ખાસ વરદી આપી દીધેલી કે પારિજાતકની કળીઓ, સાહેલીનાં ફૂલની કળીઓ, અને ગુલાબ મોગરા વિગેરે જે હોય તે મોકલી આપવું. રચનામાં આખો દિવસ ધુંચવાઈ ગયો. મટુમા વિગેરે જાણીતાં બેનોને તેડાવી મગનલાલના પત્ની શ્રી. મણીબેન, અને ગં. બેન મોતીબેન, ગં. વિમળાબેન, અને નગીનલાલના પત્નિ શ્રી. સરસ્વતીબેન વિગેરે માળાના હાર ગુંથવા લાગ્યાં, પણ મોટા નગીનલાલ તો શ્રી. બાલકૃષ્ણલાલજીનાજ ઉપાસક; તેમને તો હિંડોળા પારણા ભરવાની સેવાનોજ શોખ એટલે તેમણે તો ફૂલની ચમરી

વિગેરે એવી તો તૈયાર કરી કે ન પૂછો વાત. તે અવસરને માટે ચાંદીનાં ફૂલ તૈયાર કરાવેલાં અને બેઠકવાળો હીંચકો મંગાવી હિંડોળો એવો તો આસોપાલવ ચંદન વિગેરેનાં પાંદડાથી ભર્યો કે મોગરા જાઈ જૂઈ, ચંપો, સાહેલી વિગેરેનાં પુષ્પથી ખંડ તો બ્હેક બ્હેક થઈ ગયો, વળી મહારાજશ્રીને માટે એક મુગટ અને એક મોરલી તૈયાર કરેલાં. જાણે મહારાજાધિરાજનો રાજ્યાભિષેકજ કરવાનો હતો. આ બધી ગોઠવણ ગુપ્તજ રાખેલી અને ભગવાનને માટે બરફથી કુટ અને સુકો મેવો મંગાવી રાખેલો. પ્રભુને માટે ષોડશોપચાર સહિત પૂજાને માટે ચાંદીનાં વાસણો કાઢી તેમાં ફળફૂલાદિ નૈવેદ્ય ધરી રાખેલાં. રાત પડી અને રાત્રે દશવાગે શ્રીગુરૂદેવને તેડવા ગાડી મોકલી. અમે પહેલેથી શ્રીગુરૂદેવને કહેલું, 'પ્રભુ એક મનોરથ કરવાની ઇચ્છા છે જ્યારે તેડાવીએ ત્યારે પધારશો.' તે વખતે હસતા હસતા તેમણે હા કહી હતી. મૂળમાં ગામડું અને આ મનોરથો પુષ્ટિ માર્ગના અને ગામલોક એમજ સમજે કે શ્રી. બાલકૃષ્ણલાલજી કે ગોસ્વામી મહારાજજ આવી રીતે આવા મોટા મનોરથોના અધિકારી છે અને ગામમાં વૈષ્ણવો પુષ્ટિમાર્ગનું જોર પણ વધારે એટલે અમારી આ ખાનગી મન મનાવવાની પૂજા અર્ચા અમે ખાનગીજ રાખેલી, પણ પ્રભુ તો જે આવે તેને કહે કે, આજે મગનલાલને ત્યાં કંઈક ખાનગી મનોરથ છે અને લોકોના દાંતેમોઢે અમે ચારે જણ ચડેલા એટલે જોવાને કૌતુકને બ્હાને, ભક્તિને બ્હાને મંદિરમાં હરિજનો આવેલા પણ ખરા. રાત્રે દશવાગે ગાડી જતાંજ ગુરૂમહારાજ પાઘડી પહેરીને ઉતર્યા અને ગાડીમાં શ્રી. રણછોડભાઈ, શ્રીનાથુભાઈ, શ્રીત્રિકમભાઈ અને પોતે આવ્યા. શ્રીચંપકલાલ પાછળથી ચાલીને આવેલા. એમનો સ્વભાવ ચિકિત્સાનો ખરો. શ્રીમતી તારાબેન જે પુષ્ટિ રહસ્યને પૂરેપૂરાં જાણનાર અને શ્રીગુરૂદેવના ઉપાસક તેઓને તો તેડું મોકલેલુંજ અને શ્રીનગીનલાલ ઉભયના માતુશ્રીઓ અને દેશાઈ ફળીઆમાંથી શ્રીછગનલાલ. હ. દેશાઈના ભાઈ હીરાલાલ અને તેમના પતિ તારાબેન પણ આવેલા, રમણલાલ જમનાદાસ તેમની

સાથેજ હતા. ઉપર આવીને જોયું તો ગુરૂદેવના હિંડોળાની સામે માણસપૂર આયનો અને પાસાપર પણ એવોજ મોટો બીજો આયનો ટાંગેલો. તેમાંથી પાછળ બેઠેલાને પણ ગુરૂદેવનાં દર્શન થાય એમ હતું. બધાં માણસ સરખાં હોતાં નથી, બધાંના મનોરથો સરખા નથી.

'ભક્તિમાં અદેખાઈ કોણ કરે? મૂર્ખ–પણ સ્પર્ધા હોય ખરી, ત્હેં કર્યું તો હું પણ કરૂં એમ બને પણ કરેલાની કિંમત ન કરતાં અદેખાઈથી વખોડી નાખે એના જેવું નુગરાપણું હરિજનમાં ન જોઈએ' એમ મહારાજશ્રી દરરોજ કહેતા હતા. શ્રીગુરૂદેવ આવતાંજ તેમને એક સ્વચ્છ ઓરડામાં લઈ ગયા, ત્યાં સાદડી પાથરી હતી. અર્ઘ્યપાદ્ય પૂજા થઈ અને ઘરના સ્ત્રી વર્ગે અને પુરૂષ વર્ગે સુંદર પોશાક પહેર્યા;–તિલક કીધાં અને ગુરૂદેવને પહેરવાને પિતાંબર લાવ્યા પ્રભુ તો હસતા જાય અને પહેરતા જાય. અમારા મનથી અમારો આત્મા અને અમારા ગુરૂદેવ જુદા ન હતા. અંકલેશ્વર ગામમાં લોકપ્રથાથી ઉપરવટ થઈને આ કાર્ય કરેલું, તે એમને એમ નહિ, કેવળ ભક્તિ અને ભક્તિજ અમારા દીલમાં ઉભરાતી હતી એટલે પ્રભુને હિંડોળામાં પધરાવી 'ફૂલનો હિંડોળો ભર્યો ફૂલરહી જુમના'—એમ કરીને તેમના બાજુબંધમાં ફૂલની પહોંચી આંકડાવાળી પહેરાવી ગળામાં વૈજયંતી માળા અને માથાપર મુકુટ, કેડમાં કટિમેખલા, ફૂલનો કંદોરો અને પગમાં રૂમઝુમીયાં ઝાંઝર પહેરાવ્યાં તે પણ ફૂલનાંજ, પગ મુકવાને નીચે ગાદી હતી તેના ઉપર ચાંદીનો થાળ ધરીને ચરણ ધોયાં, કેસર કસ્તુરી બરાસ પંચામૃત, અને અભ્યંગાદિ કરી–ધૂપ દીપ નૈવેદ્ય અને ચંદન પુષ્પ કરી આરતિ કરી છેવટે એક આરસી લઇને હું બાજુપર બેઠો હતો તે આરસી પ્રભુજીના મોં આગળ ધરી. પ્રભુનો કંઠ ભરાઈ આવ્યો. ધીરે ધીરે શ્રીકૃષ્ણનો આવિર્ભાવ તેમનામાં થયો અને નેત્ર સ્થિર થઇ ગયાં. શ્રીનગીનલાલ ગંગારામ કાપડીઆ–અને અને અમે ચારે વ્યક્તિના હૃદયમાં પ્રેમાવેશ થયો,—એટલે શેઠજી તો પાસેજ વાજાપેટી ઉભી કરી રાખેલી હતી તેના ઉપર દોડીને ચઢી બેઠા અને

" મને પ્યારી લાગે હાંરે છબી સુંદર મોહનવરની
મોર મુકુટ પિતાંબર સોહે ગળે વૈજયંતી માળા "
મને પ્યારી લાગે...........

આવી રીતે ગદ્દગદ્દ કંઠથી ભાવમિશ્રિત ભજન નિતરવા લાગ્યાં. ચાંદીનાં પુષ્પે વધાવ્યા પછી શ્રીમગનલાલ અને તેમના ધર્મપત્નિ મણિબેન, શ્રીનગીનલાલ અને તેમના ધર્મપત્નિ સરસ્વતીબેન વિગેરેએ અને નગીનલાલના માતુશ્રી અને શ્રીમતી તારાબેને તેમને મંદરીતે ઝૂલાવ્યા. પ્રસંગ એવો આબેહૂબ હતો કે શ્રીનવકિશોર વૃન્દાવનવિધુ વ્રજચન્દ્ર બાલગોપાલ સહિત આ કુંજ પુલિનપર રમવા આવ્યા છે, એના સખાઓ એની સંઘાથે છે, દીલમાં પ્રેમનાં ચાંદરણાં ઉતર્યાં છે, હર્ષોન્મત્ત થઇ ગોપીકાઓ નાચી ઉઠી છે. આનંદનો રણકાર સર્વસ્થળમાં થઈ રહ્યો છે, ભગવાનના હાથમાં મુરલી હતી. સ્તબ્ધતા તો દરેક સ્થળે હતી. કોઈ કંઇ બોલતું ન હતું, એટલે ભગવાને મેઘ જેવી ગંભીર વાણીથી કહ્યું. ' આ લીલાનું રહસ્ય શું ? આ ભાવ કઈ જાતના ? તમને દુનિયાની દરકાર છે ? નથીજ, ત્યારે તો આમ કર્યું છે પણ હું કૃષ્ણ નથી શ્રીકૃષ્ણ થવાનો મારો અધિકાર નથી પણ તમે મને એ પાઠ આપ્યો, તો મારાથી ના પણ કહેવાતી નથી. વ્રજમાં શ્રીકૃષ્ણ પોતાના સખાઓને આધીનજ હતા. અહીં મ્હારૂં કંઇજ ચાલે એમ નથી. આંખ ખોલીને જુઓ. શ્રીકૃષ્ણજ અહીં છે, તેની મધુર લીલાજ છે. અહીં નિષ્કપટ ભાવથી જોજો. તમારા મનમાં જે હશે તેજ દેખાશે, પ્રભુ વધારે બોલી શકયા નહિ—તે તો ધ્યાનમગ્નજ થઈ ગયા અને એક ભજન બોલ્યા.

" ધન ધનરે ગોકુળીયું ગામ, ધન આ ધરતીને; "
" મ્હારે વ્હાલે કર્યો વિશ્રામ, ધન આ ધરતીને. "
" ધનરે પિચ્છ પેલા મોરનાં કહીએને, હરિને મુગટ બીરાજે, ".
" ધન કટકો પેલો વાંસલડીનો, મારા પ્રભુજીનાં મુખ પર વાજે; "...ધન

" ધનરે ઝાડ પેલાં કદમનાં કહીએ, જ્યાં બેઠા ભગવાન "
" ઝાઝાં ઝાડવાં ઝૂકી રહ્યાં છે, હરિ તે તો પ્રભુને કરતાં પ્રણામ. "...ધન

" એ ધન્ય નીર પેલાં જમનાનાં કહીએકે, ત્યાં બેસી હરિ ન્હાયા."
" ધન મેહેતા નરસિંહની જીભલડી; જેને હેતે હરિગુણ ગાયા. "...ધન

આ રીતે આજાનબાહુ ગુરૂદેવે એવું ગાયું કે સૌનાં દીલ દ્રવી ગયાં. ભજનના ઘોંઘાટમાં અમારા ગળામાંથી રૂદનનો ઘોઘરો ધ્વનિ નિકળતો હતો, કોઈ હસતા હતા, કોઇ જોતા હતા, કોઇ સ્થિર હતા. શ્રી તારાબેન ઝુલાવતા હતા. આ રીતે આ લીલા એક કલાક રહી. ધીરે ધીરે થાળ આરતિ પ્રસાદ થયાં અને ગુરૂદેવને માટે ગાડી આવી ને જતાં જતાં મારા માથાપર મુકુટ મુકતા ગયા અને હસીને કહેવા લાગ્યા (આ તારૂંજ કારસ્થાન છે.) સૌએ ઉવારણાં લીધાં ને પ્રભુજી પધાર્યા.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૩૪ મો સમ્પૂર્ણ થયો.**



## ૩૫

દુન્યામાં દરેક જાતના અવતારો થાય છે તેમાં શિષ્યને માટે ગુરૂનો અવતાર થાય છે. બ્રહ્મને ઉપાધિ **આનંદ** છે. ઇશ્વરને ઉપાધિ **માયા** છે, જીવને ઉપાધિ **દેહ** છે અને ગુરૂને ઉપાધિ **જ્ઞાન** છે. આ ઉપાધિઓ નહિ હોય તો કદી પણ કામ થાય નહિ, કામ કરવાને માટે ઉપાધિ ડીગ્રી જોઇએ, એ ડીગ્રી એટલે ઉપાધિ. જ્ઞાન વિના શિષ્યનું કામ નહિ થાય. માયા વિના ઇશ્વરથી કામ નહિ થાય, આનંદ વિના બ્રહ્મ નહિ ઓળખાય અને દેહ વિના જીવ કયાં રહે! એખરૂં ચેતન છે એ વાત ખરી પણ ચેતનને પણ રહેવાને સ્થાન જોઇએ કે નહિ! પાણીને રહેવાને લોટો જોઇએ કે નહિ! હાથ, પગ, માથું, ધડ વિનાનું

ચેતન શું કરવાને સમર્થ છે. કંઈજ નહિ. તેમ **मणिना वलयं वलयेन मणिर्मणिना वलयेन विभाति करः।**
**पयसा कमलं कमलेन पयः पयसा कमलेन विभाति सरः ॥**

આ રીતે મણિથી વલય એટલે કંકણ અને કંકણથી મણિ અને મણિ અને કંકણથી હાથ શોભે છે. પાણીથી કમળ અને કમળ વડે પાણી, પાણી અને કમળવડે સરોવર શોભે છે. એવીજ રીતે શિષ્યવડે ગુરૂ અને ગુરૂવડે શિષ્ય અને શિષ્ય ને ગુરૂવડે મંદિર—મંડળ શોભે છે. આમ ચેતન માયાવડે અને માયા ચેતનવડે અને માયા ચેતનવડે દેહ શોભે છે. આમ સમજી ગુરૂના, ઈશ્વરના, બ્રહ્મના કે જીવના દોષો જોવા નહિ કારણ અંધકાર વડેજ અજવાળાની કિમ્મત અને અજવાળા વડેજ અંધકારની સમજ પડે છે એમ જાણી રાગ દ્વેષ કરવો નહિ. આમ સમજીને મંડળના મુખ્ય માણસો અને સામાન્ય માણસોએ કોઈ કોઈને ઉતારી પાડવાના નથી.

આ રીતે ઉપર વર્ણવી ગયેલા બનાવ પછી એક બનાવ મારે માટે બન્યો તેની જરૂર તો નથી પણ ગુરૂદેવના સ્મરણમાં એ પણ આવી જાય છે. ગુરૂદેવ પધાર્યા પછી:—

'હઠ છોડ સખિ ચલ સંગ મોરે, તોહે વ્રજમેં કહાન બોલાવત હૈ'

એ ભજન સવારમાં ઉઠી પાંચ વાગે ગાવા લાગ્યો રાતના ઉજાગરામાં સૌ ઉંઘી ગયા હતાં પણ મને તો ચેનજ નહિ પડે, તે હું વ્હેલો ઉઠ્યો, નાહ્યો અને નગીનભાઈ જાગી પડયા. હું ઉભો હતો તે નગીનલાલ શેઠે મને હિંડોળા પર બેસાડી દઈ આગલી રાતવાળો મુકુટ માથાપર પહેરાવી દીધો, નાહીને ધોતીયું વિંટાળીનેજ હું ઉપર આવેલો લુંગીની પેઠે, અને નગીનલાલને તે ગમી ગયું, પહેરણ પહેરેલું હતું. હિંડોળાપર બેસાડી તેઓ પેટી વગાડવા લાગ્યા એટલામાં મગનલાલ દાંતણનો કુંચો ચાવતા હતા તે દાતણ ફેંકી દીધું અને તબલા બજાવવા લાગ્યા.

"હો માળા લાદે બેઠી જપું તેરા નામ તુલસીકી માળા લાદે.'

'રામભજન ઓર તુલસીકી માળા પહેરનેકા દુશાલા, હો માળા લાદે'

'બેઠી જપું તેરા નામ તુલસી કી માળા'

આ ધૂન ચાલી રહી છે ત્યાં શ્રીમગનલાલના પત્નિએ મજાકમાંજ સાડી ઓઢાડી દીધી અને પુરુષાભિમાની જીવ છતાં મને તે વખતે ભાન ન રહ્યું અને સ્વીકારી લીધી એટલે મગનલાલે દાગીના હાથમાં ઘાલી દીધા. અમારા વડિલ નગીનભાઇ તો 'જયશ્રી રાધાવલ્લભ ગોવિંદ ગોપાલ વાસુદેવ જય જય' કરીને હાથ જોડીને પાસે બેસીને પંખો નાંખવા લાગ્યા. આજુબાજુના લોકોએ તડમાંથી જોયું અને બધા નીચેથી બારણાં ઠોકવા લાગ્યા. આ વખતે મારા માથા પર ગુચ્છાવાળા વાળ અને ટુંકી દાઢી હતી, પણ ભાનજ કોઇને ન હતું. બારણાં ઉઘાડી નાંખ્યાં એટલે માણસો ટોળે ટોળે આવવા લાગ્યાં. આ તરફ ગુરૂદેવ સેવા પૂજા આરતી પારાયણથી પરવારી ઉપર જઈ કોઈ દહાડો નહીને આજે સૂઈ ગયા હતા. શ્રીમતી તારાબેન દર્શને ગયા પણ મહારાજ ન મળે. ઉપર ગયા. બાએ કહ્યું સૂઈ ગયા છે, સૂવા દો. હજુ સુધી મંદિરમાં કોઇને ખબર નહિ. એટલામાં મહારાજશ્રી બેઠા થઇ ગયા અને બોલ્યા. હું અહીંજ નહતો. હું તો મગનલાલને ઘેર ગયો હતો. ત્યાં કંઇ જુદીજ લીલા ચાલી રહી છે, એટલે તારાબેન ત્યાં આવ્યા અને છક થઈ ગયા. પ્રભુએ કહ્યું હું અહીં નથી એટલે જરૂર ત્યાં કંઇ હોવું જોઇએ. રસ્તામાં પાર્વતીબેન વિગેરે અહીંથી દર્શન કરીને પાછા ગયેલા તે કહે, ત્યાં તો હીરાલાલ રાધિકા બન્યા છે—આબેહૂબ રાધિકા—તારાબેન સ્થૂલ વસ્તુ કરતાં ભાવને વધારે માને તે ઝડપભેર આવેલા તેણે તથા નગીનલાલના માતુશ્રીએ હીંડોળો ઝૂલાવ્યો. આ રીતે રાતે અને દિવસે શું સંકલ્પથી કામ થયું તે ન સમજતાં ચાર વાગા સુધી આ કામ રહ્યું, ભગવાનનું નામ સ્મરણ થયા કરે. હરિજન નહિ એવા પણ લોક આવી ગયા, કોઈને નાટક, કોઇને ચેટક તો કોઈને લીલા દેખાય, હજાર રૂપિયા આપતાં જે હું નહિ

કરૂં તે તે વખતે થઇ ગયું. પ્રભુજીએ એવોજ વેશ આપ્યો, એ રીતે પ્રભુ પ્રસન્ન થતા હશે એમ સમજી સાંજે પાંચ વાગે જમ્યા. આનંદમાં ૪૮ કલાક ક્યાં જતા રહ્યા એ જણાયું નહિ. એવામાં મારા શરીર પર ઝઝેલા થઇ આવ્યા તે કોઇ કહે માકડી ઉડી. દરો ને ચોખા વાટીને તેના ઉપર લગાડયા. ગુરૂમહારાજને અહીં માંકડી ઉડી તે તેમણે પણ દરોઇને ચોખા વાટીને લગાડયા.

એકજ વખતે બન્નેને ઝઝેલા એકજ જગ્યાપર થયા. આ વખતે ગુરૂદેવે ઇસારત કરીને એટલુંજ કહ્યું:

**॥ गुरुर्नैव शिष्यश्चिदानंदरूपः शिवोऽहम् शिवोऽहम् ॥**

હીરૂભાઇ એમાં નાનપ નથી. શ્રીરાધિકા અને શ્રીકૃષ્ણ એ કંઇ પાર્થિવ વસ્તુ નથી. પાણી અને તેની શીતળતા, સૂર્ય ને તડકો, જ્ઞાન અને અનુભવ, શબ્દ અને અર્થ એ જુદા નથી પણ નામ ભેદ છે, તેમ છે, એમાં પુરૂષપણાનો ભેદ લાવવાનો નથી. એ અને એની ઇચ્છા. એ શ્રીકૃષ્ણ અને એની ઇચ્છા રાધિકા. લોકોને શું જોવું છે ! તમાસો. આપણો ક્યાં એ ધંધો છે? ભકતોને એ જોવું તું. હું એ જોવું. નમોરે નમસ્કાર તારી પાવડીકુ દેવા ॥ **त्वदीयं वस्तु गोविंद तुभ्यमेव समर्पये** ॥ પછી ત્હારૂં શું છે! પુરુષ એકલો શ્રીકૃષ્ણ છે, બાકી આખું જગત ગોપીરૂપ છે. આવા મોટા ગોંસાઇના બાળકો જસોદાનો વેશ લે છે, કલ્લાં પહેરે છે તો પછી ધર્મમાં જેની ગતિ નથી તે તો ગમે તે બોલવાના પણ તેમાં નીચું જોવાનું નથી. કોનાં ભાગ્ય કે શ્રીરાધિકા થાય! એ કંઇ પુરૂષમાં સ્ત્રીપણું જોવું રહેલું નથી. તેટલી ભકિત જોઇએ. એ કંઇ નાટક નથી કે ચોપી ચાપીને બનવાનું ને બોલવાનું. એ તો મ્હારા વ્હાલાની લીલા, બિલાડી કાળી ને ડોળા પીળા, આમ કહી ગુરૂદેવે રહસ્ય સમજાવ્યું. આપણું મંદીર તો જ્ઞાન મંદિર છે, આરસી છે, જેને જે જોવું હોય તે દેખાય. એમાં સંશય નહિ. આ એનોજ ચમત્કાર. કૃષ્ણ રાધા નહિ જોયા હશે તેને દેખાયા તો હશે.

સાંજના જ્યારે અમે કથામાં બેઠેલા ત્યારે આખા ગામમાં જે ચર્ચા ચાલતી હશે તે મહારાજશ્રીના કાન પર આવી. કથામાં અમે બેઠેલા તે વખતે તેમણે જરા ક્રોધપૂર્વક મને પૂછ્યું, હીરાલાલ ! આ બધી લીલાઓ કરવાનું કારણ શું ? લોકવિરૂદ્ધ કામ શા માટે કરો છો ! જો કે મારા મનમાં તો સમાધાન હતું છતાં હું ગભરાઈ ગયો, હું કંઇ બોલ્યો નહિ; એટલે મગનલાલ બોલ્યા 'કેમ બધા મૂર્તિને ઝૂલાવે. તો અમે અમારા ગુરૂદેવને ઝૂલાવ્યા' ચેતનમૂર્તિને ઝૂલાવી ?'

'તો ઠીક તમે દેખાદેખી કંઈપણ કરશો નહિ. તમારી શ્રદ્ધા જોઇએ. આ દુન્યામાં તમારી પૂંઠે પડી છે માટે સંભાળીને કામ કરજો.'

મગનલાલ કહે—'દુનિયાને શું ? અમે અમારા ઘરમાં ફાવે તેમ કરીએ. અમે કંઈ કોઇને બોલાવતા નથી. પછી જેને ફાવે તે બોલે-મને તેની દરકાર નથી. હાથી પછાડી છો કુતરાઓ ભસે.'

ગુરૂદેવે આ રીતે મગનલાલભાઇ જે મુખ્ય ઘરના માલિક હતા તેનો નિશ્ચય શું હતો તે કથામાં આવેલા સંશયી શ્રોતાઓને સંભળાવ્યો. લોકોનાં મોઢાં ઉતરી ગયાં અને ચર્ચા બંધ થઇ. આ રીતે ગુરૂદેવના અંગે બનેલા પ્રસંગમાંથી ગુરૂશિષ્યની સંયુકત લીલાનો પ્રસંગ પુરો થાય છે. ત્યાર પછી એવા પ્રસંગ મંદિરમાં તો થતાજ પણ તેમાં રહસ્ય જોનારને રહસ્યજ દેખાતું.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૩૫ મો સમ્પૂર્ણ થયો.**



૬૬

સર્વ વસ્તુઓનો આનંદ અંદર રહેલો છે તે લે છે. ઇન્દ્રિયો કર્મ કરે છે, કેરી મીઠી લાગે છે તેની અંદર સ્વાદનો અનુભવ થાય છે. સ્વાદેન્દ્રિય તેની લ્હેજત ઉડાવવાનું સાધન છે. આ રીતે દરેક વસ્તુની લ્હેજત અંદરજ છે. કોઇક સમજનારજ સમજે છે. કોઇ કહે છે કે મારી આંખને આ બહુ ગમ્યું, કોઇ કહેશે મારા કાનને સારૂં લાગ્યું. આ રીતે ઇન્દ્રિયો જે લ્હેજત લેવાનાં સાધન છે તેને અનુભવના રૂપમાં ફેરવી નાખે છે, પણ તેમ નથી. સ્વાદ લેનાર જુદો છે. એકનો એક શબ્દ એકને ગમે—બીજાને નહિ ગમે. એકની એક વાત એકને યાદ રહે—બીજાને નહિ રહે, એનું કારણ અંદર છે તેજ દરેક વસ્તુનો ગ્રાહક છે. ગ્રહણ કરવાનું સાધન ઇન્દ્રિયો છે, તે ધ્યાનમાં ન લેતાં મોઢેથી બકાશો મારે તે મૂર્ખ છે. દીલની ગદરી દૂર કરે તો નામ નજરે આવે રે...'

પ્રભુનું સ્વરૂપ એમ ઇન્દ્રિયોના મોજ વૈભવોમાં જાણવામાં નહિ આવે. એ તો સમજણથીજ જણાય, પણ સમજણ તો દૂર રહી ગઇ દૂર. હું તો કહું છું કેઃ—

ચતુરાઇ ચૂલે પડી ઉઠી અક્કલમાં આગ,
ભણ્યો ગણ્યો કીસ કામકો લક્ષ્ય ન લીયો લગાર.

માટે આ બધું જુઓ છો તે શું છે તેનો વિચાર કરો. તમારા ખોટાખોટા તર્ક ચલાવશો નહિ, તેમ દેખાતી વસ્તુમાં કોને દેખો છો તે પણ ધ્યાનમાં લેજો. અરે! પ્રભુજ આ વેશ લે છે. નાટકના એક્ટરની પેઠે એની મરજીમાં આવે છે તે વેશ લે છે.

નથીરે કોઇ નર ને નથી કોઇ નારી, નથીરે કોઇ ભાગ્યેગશાળી ભિખારી;
જુઓરે તમે આતમતત્ત્વ વિચારી, અનુરેભવીઓ આતમતત્ત્વ વિચારો.

આ સમજણ આપવાની મોટા પુરૂષની ફરજ છે, એને તો રોનજ ફરવાની છે—'એ જાગતા રહેજો'—બહુ અંધારૂ હોય ત્યારે

હોય ત્યારે બહુ દિવાઓ જોઇએ, બહુ ચોકીવાળા જોઇએ. ખૂબ ભયમાં ખૂબ ચોકીવાળા જોઇએ. માટેજ કલિયુગમાં લુચ્ચાઓથી બચાવવાને ગુરૂદેવ વારંવાર ચેતાવ્યાજ કરે છે. જાગતા રહેજો રે જાગતા રહેજો. જો જો જાગ્રત નગરીમાં ચોર ન લૂટે. આ કળજુગમાં જાગતા દેવ જેના પરચા મળે છે એવા અંતરનાથ, નારણદેવ, બદરીનારાયણ, રામેશ્વર, જગન્નાથ, દ્વારિકેશ વિગેરે બેઠા છે, તે શું કરે છે જાણો છો? તમારૂં હિન્દુધર્મનું—આર્યાવર્તનું, ભરત ખંડનું રક્ષણ કરવાને તપશ્ચર્યા કરે છે અને તમારૂં કલ્યાણ કરવા સારૂજ બિરાજે છે. એને પથરા માનીને અપમાન કરશો નહિ, અવગણના કરશો નહિ, અવગણના કરશો તો તમે તમારૂંજ ગુમાવશો, જે ધર્મની, જે દેવની ડાળી પર ઉછર્યા છો તેને મૂરખાની પેઠે વાઢી નાંખતા નહિ. એ વાઢી કાઢશો તો પરકાઇજ જશો અને પારકાના તાબામાં જવું પડશે તે જુદું. આ કળિજુગ છે કળિજુગ છે. સાચું તે ખોટું અને ખોટું તે સાચું એમ ભેળસેળ કરશો નહિ, દાળ ચોખા ભેગા કરી નાંખશો તો મરનાર પાછળ નાંખવાની ખીચડી થઇ જશે, તે કંઇ લગન જેવા મંગળ પ્રસંગે વપરાવાની નથી માટે સમજો સમજો.

ભગવાનનું ભજન કરનારનું સ્વરૂપ કેવું હોય છે તે ખબર છે? 'ચડી બ્રહ્મ ખુમારી ન ઉતરે, થયો આત્મ દ્રષ્ટે ઉજાસ હરીરસ પીઇએ' આવું ચોખ્ખું ચાંદરણા જેવું છે પણ જેનાથી કલ્યાણ થવાનું હોય તેનાથીજ થાય, માટેજ

'દોરી સંચો સૌ એના હાથમાં, ભરાવ્યાં ડગલાં ભરે,'
'જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે.'

એવા બ્રહ્મનિષ્ઠ પુરૂષોની બલિહારી છે. એક વખત ભગવાનનો કાયદો પણ ફરી જાય.

પેલા નારદજી હતા—તે એક બાઇના ઘર આગળથી નિકળ્યા, બાઇએ મહારાજની ઘણી પૂજા કરી અને હાથ જોડીને પૂછ્યું મહારાજ તમે કયાં જાઓ છો? નારદ કહે, 'હું ભગવાનને મળવા જાઉં છું.'

બાઈ કહે, 'ત્યારે કૃપા કરીને ભગવાનને પૂછજો કે મ્હારૂં વાંઝીયા મે'ણું ક્યારે ટળવાનું છે?'

નારદજી કહે 'બહુ સારૂં'

નારદજી ફરતાં ફરતાં વૈકુંઠમાં આવી પહોંચ્યા, ભગવાને અને લક્ષ્મીજીએ માન આપ્યું, બેસાડયા, પૂજા કરી, પછી પૃથ્વીપરના સમાચાર પૂછ્યા. નારદજીએ વાતમાં ને વાતમાં બાઇનો સંદેશો કહી સંભળાવ્યો, ભગવાન કહે સાત જનમ સુધી એને વાંઝીયા મ્હેણું રહેશે. વળી નારદજી ફરતા ફરતા પૃથ્વીપર આવી લાગ્યા, પેલી બાઇને ત્યાં. પેલી બાઇએ પૂછ્યું 'કેમ મહારાજ! ભગવાનને પૂછી આવ્યા?'

નારદજીએ કહ્યું, 'હા, ભગવાન તો કહે છે કે સાત જનમ સુધી ત્હારા નશીબમાં છોકરાં નથી. પેલી બાઈ તો નિરાશ થઇ ગઇ.

એવામાં એક ઘણાં વર્ષ તપ કરીને ઉઠેલો સાંઇમોલા બૂમો પાડતો ત્યાં આવ્યો. 'એક રોટી, દેગા ઉસકુ એક લડકા હોગા. દો રોટી દેગા ઉસકુ દો લડકા હોગા. તીન દેગા ઉસકુ તીન હોગા.'

પેલી બાઇએ આ સાંભળ્યું અને સાંઇને બેસાડીને તરત ઉન્હા ઉન્હા ત્રણ રોટલા કરીને ખવાડ્યા. સાંઇ તો આશીષ આપી જતો રહ્યો.

પેલી બાઇને તો એક, બે ને ત્રણ છોકરા થયા, ખાસ્સા ગુલાબી ગોટા જેવા. નારદજી પાછા ત્યાંથી નિકળ્યા અને આશ્ચર્ય પામ્યા. તેણે બાઇને પૂછ્યું. 'આ છોકરા કોના?' બાઇ તો હરખનાં આંસુ પાડતી બોલી...'મહારાજ આપના.'

'ઓ...તારીની, કાળીઆ મને ખોટું કહ્યું, હવે તારી વાત છે.' નારદજી તો કચવાતા કચવાતા વૈકુંઠમાં આવ્યા.

પણ તે આવે તે પહેલાંજ ભગવાને તો 'અરરર! જીવ જાય છે, પેટમાં બહુ દુઃખે છે' એમ બૂમ મારવા માંડી.

લક્ષ્મીજી તો ગભરાઇ ગયા. નારદજી પાસે આવ્યા ને ભગવાને તો 'અરરર જીવ જાય છે' એમ બૂમ પાડવા માંડી.

નારદજી તો પૂછવા અને ઠપકો આપવા આવેલા તે વાત તો બાજુપર રહી ગઇ અને કહેવા લાગ્યા 'શું ઉપાય કરીએ મહારાજ'

અરેરે કોઇ આંખ કાઢીને ચોપડે તો મટી જાય.

નારદજીએ કહ્યું, 'મહારાજ હમણાંજ લઇ આવું છું'

એમ કહીને પૃથ્વીપર આવ્યા અને ઘણાને કહ્યું, ભગવાન માંદા છે, આંખ આપોને! પણ કોઇ આંખ આપે કે? એટલામાં એક ઝાડ નીચે પેલો સાંઇમોલો બેઠેલો તેને નારદજીએ કહ્યું. પેલાએ તો એકદમ આનંદમાં આવી જઇને કહ્યું. બહોત ખુશી કોનસી ચૈયે? ડાબી ઓર જમણી? નારદજી મુંઝવાયાયા, પેલાએ તો કહ્યું, કુછ ફીકર નહિ. એક કાંટો લઇને જમણી અને ડાબી બન્ને આંખ કાઢી આપી અને કહ્યું અલ્લાકુ જો ચાહીએ સો વાપરો. આ તો નારદજી વૈકુંઠમાં આવ્યા ન આવ્યા ત્યાં તો ભગવાન સારા થઇ ગયા. હાશ હવે નરમ પડી ગયું.' ઓ—ત્તારીની પેલાએ બિચારાએ આંખ આપી ને આતો સારો થઇ ગયો અને પેલો આંધળો થયો' ભગવાને કહ્યું 'જોયું! જે આંખ આપે તેજ દીકરા આપે તારી પાસે આંખ ન્હોતી! કે બીજાની માંગવા ગયો'

આ રીતે પુરણ ભક્તજન જે છે તેના શબ્દથી કુદરતનો કાનુન ફરી જાય છે. એવા બ્રહ્મ ખુમારીવાળા અને મહાત્માની વાતજ ન્યારી છે ભગવાનની ઇચ્છા અને તેની ઇચ્છામાં તેને ભેદ નથી અને ભગવાનને પણ ભેદ નથી.

**આ રીતે શ્રી દિવ્યજ્યોતિના શ્રી ગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૬૬ મો સમ્પૂર્ણ થયો.**



૩૭

અન્તરાત્મા શું વસ્તુ છે તે જાણવાને કેટલાઓ જોગી જતિ જંગલ સેવે છે, કેટલાઓ તપ કરે છે, કેટલાઓ ઉંધે માથે લટકે છે, કેટલાએ ભીના કપડે પાણીમાં ઉભા રહી સૂર્યાદિ દેવોને આરાધે છે, આ બધી સાધનાઓ પ્રભુનામમહિમાની છે. પ્રભુ નામના મહિમા એટલો બધો છે કે ગમે તેને પણ ખેંચાણ થયા વગર રહેજ નહિ, ખેંચાણ થાય ત્યારેજ કામ થાય.

'આઠે પહોર ઉલામણ મ્હારા અંગમાં, બીજી વ્હાલી ન લાગે વાત...મને વહાલો વિસાર્યો ન વિસરે.'

આ રીતે જેના હૃદયમાં આઠે પહોર પ્રભુમિલનની આશા છે તેને શું કહેવાનું છે! તે તો ચકચૂર રહે છે. એને તો,

'રામરસ પ્યાલા હૈ ભરપૂર, પીયોરે કોઈ ઘટક ઘટક ઘટક...'
'અરે એ લાગી કલેજે ચોટ, લગ ગઈ ખટક, ખટક, ખટક...'

આ રીતે છે પછી શું કરવું ? **આખી દુનિયાનો વળ તમારા પગ નીચે છે.** પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ દરેક દિશાઓનો છેડો તમારા પગ નીચે છે. દરેક વાતની સમાધાની મનથીજ છે.

'મનકે. મારે મર ગયે, મનને છોડાયા રાજ.'
'જીન્ને મનકુ જાનીયા, ઉન્કા સરીયા કાજ.'

તો પછી એ મનનેજ મનાવવાનું છે. આખી દુનિયાનું થરમામીટર તમેજ છો. તમે તમને ધારો એવા બનાવી શકો છો. પહેલાં તો ખાંડ પીગળીને ચાસણી થઈ જાય. પછી એને બિબામાં રેડે અને પછી તેનો આકાર થઇને નિકળે, તેમ મનનું હું પણું ઓગળી જાય અને તેને ઠેકાણે તું પણું આવે તો પછી ગુરૂરૂપી બીબામાં ધારીએ તેવા થઇને નીકળીએ.

'ખખ્ખા ખાંડના બીબાં ભરે, કોયલ કુંજર ને કાગડો કરે;
મીન મગર જલચર બહુ જાત, જેવું બીબું તેવી ભાત;
મીસરી જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડનાં બીબાં ભરે.'

આ રીતે પ્રભુજ પ્રભુજ જ્યાં ત્યાં સભર ભર્યો છે, તેમાં ઇસારતથી સમજી જવાનું છે. એ ઇસારતમાં સમજે તેજ તરે બાકી બધા જોયા કરે. પેલા ઝાડ પાસે ઉભા રહીને લોકો બીજનો ચન્દ્ર બતાવે છે અને જેની નજર પડી જાય તેને કેટલો બધો આનંદ થાય! એવી રીતે–

**पूरुष एवेदं यद्भूतं यच्च भाव्यम् ।**
**त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवहः ॥**
**त्व मात्मा ज्योतिः.........**

આ રીતે પ્રભુજ સચરાચર વ્યાપેલો છે એમાં શંકા શું રાખવાની છે? જીવનું જીવપણું મટી જાય તો જરૂર જીવ બ્રહ્મરૂપ થાય. એ જીવપણું મટાડવાને તો ભજન સાધન છે,–મળ વિક્ષેપ અને આવરણ દૂર થાય તો વાસના ક્ષય, મનો નાશ, અને તત્ત્વજ્ઞાન થયા વિના રહેજ નહિ. એને માટે કર્મ ઉપાસના ને જ્ઞાન તે સેવા સ્મરણને ધ્યાન સમજવાં. ગીતામાં પણ કર્મ ઉપાસના ને જ્ઞાનના છ છ અધ્યાયો કહ્યા છે અને અર્જુનને સમજ પાડી છે.

અંકલેશ્વરમાં શ્રી. નગીનલાલ ગંગારામ કાપડીઆને ત્યાં એમના મામાશ્રી ચુનીલાલ પ્રાણજીવનદાસની પાછળ સપ્તાહ બેસાડી. તેમને માટે કંકોત્રી છપાવવા હું સુરત ગયો અને નવયુગ પ્રેસમાં છપાવીને પાછો આવ્યો. સપ્તાહને માટે મોટો મંડપ બાંધવામાં આવ્યો અને રચના પણ ઉત્તમ કરી. ઘરના આંગણામાં સપ્તાહ કરાવવાનો નિશ્ચય થયો કારણ ઘર સાંકડું પડે. ફળીયું પણ જરા ઢંગવાળુ છે એટલે એમણે શ્રીસોમનાથ મહાદેવથી માંડી ફળીઆના અડધા પલ્લા સુધી માંડવાનો વિસ્તાર કર્યો. નગીનલાલ શેઠ એટલે પહેલા કોઈ વાતનો નિશ્ચય નહિ. પછી એમનું કામ એવું વધી જાય કે જાણે નવી નવી લીલાઓ. નગીનભાઇની કંકોત્રી છપાવવામાં વધૂ ખરચ કર્યો તે ગુરૂદેવને ગમ્યું

નહિ અને મને જરાક કડક ભાષામાં ઠપકો આપ્યો. પણ મારું મન પોચું તે હું તો મંદિરને ઓટલે જઇને છૂપો છૂપો રડવા લાગ્યો પણ તેનો ઉપાય શું ? નગીનભાઈ કંઈ બોલ્યા નહિ. તે વખતે શેઠ ચીમનલાલ મુંબઇથી આવેલા. સપ્તાહની તૈયારી એટલે એમને તો પોતાના સગાં વ્હાલાંઓને નોતરેલાં અને બહારગામથી મિત્રમંડળ પરન્યાતિ વિગેરેને બોલાવેલાં–અને સૌ હોંસે હોંસે આવેલાં. એમ કરતાં તેમને આખા ફળીઆના મકાનોમાં ઉતારો આપવો પડેલો. તેમાં સુરતથી શ્રીડાહ્યાભાઇ નગીનદાસ માસ્તર, હીરાલાલ ભજીયાવાળા, ભરૂચથી બરફીવાળા, અને કાશીએથી અરવિંદ ઘોષના જાણીતા શિષ્ય શ્રીકાશીભાઇ અમીન અને ગામના તો ઘણા લોકો ઉપરાંત નાના મોટા દેલાડ, ગડખોલ, અને અંદાડા, દીવાદીવીથી મહેમાનો આવતા, કારણ ગુરૂમહારાજની સૃષ્ટિ આ ગામોમાં હતી. આ પ્રસંગ નિમિત્તે કેટલાક પડદાઓ ચિતરાવેલા.

**अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ।**
**ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ।**

**नायमात्मा बलहीनेन लभ्यः । वन्दे मुनीनां गुरुम् ।**
**सत्यं परं धीमहि । श्रीशुकदेवो विजयतेतराम् ।**

વિગેરે વિગેરે કાપડ પર ચિતરાવી તેના મુદ્રાલેખો આજુબાજુ ચોઢાવેલા. રસોઇને માટે પડોશમાં શ્રી. છગનશેઠના વાડામાં સગવડ કરી હતી. દરેક કાર્ય પર દરેકને નીમી દીધેલા. બપોરનો મધ્યાન્હ થાય કે કથા પૂરી થાય એટલે ગુરૂદેવ માળ ઉપર પધારે ત્યાં તેમને માટે પલંગો નાંખેલા. તેમને માટે દુધની ફરાળ ગં. મોતીબેન વિગેરે કરતા હતા. વડોદરાથી જાણીતા મહારાજશ્રી નરહરિલાલ પણ આવેલા અને તેઓ પણ પૂર્ણ શ્રદ્ધાથી તેમાં ભાગ લેતા. શ્રીભોગીલાલના મર્હુમ બેન શ્રીમતી કમળાબા પણ આવેલા. શ્રીશુકલીલામૃત માસિક ચાલતું હતું અને તેનું કામ મારે કરવાનું તે સામેના દિવાળીબાના ઘરમાં ગુણો નાખી હતી ત્યાં બેસીને આવેલા લેખો લખીએ અને ચી. બાલુભાઇ માણેક-લાલ મને મદદ કરતા. આ પ્રમાણે ગોકુળગામ જેવું અંકલેશ્વર

ખરેખર ગોપ ગોપોત્સવ ઉપરાંત ગોપીઓને ફરવા જેવું થઇ ગયું હતું અને તેમાં આવા શ્રદ્ધાળુ હરિજનને ત્યાં સપ્તાહ એટલે નાનાથી માંડીને મોટાં સુધી એમની સેવામાં હાજર. તેઓના દીલમાં કોઇનેજ માટે વેર નહિ ઝેર નહિ. દરેકને ઘેર કામે અગવડ સગવડે જાય અને તનતોડ સેવા કરે તે તેમને આ વખતે કામ લાગેલી.

શ્રીગુરૂદેવ પ્રવચન કરે તે વખતે મનમાં તો એવો આનંદ થાય કે અહીં ભગવાન પ્રગટજ છે, સવારના ગુરૂદેવનું પૂજન અર્ચન અને ભાગવતજીનું પૂજન થાય. ગુરૂદેવનો રિવાજ કે દરેક શ્રોતાને તે પોતાના કંઠમાંના હાર આપે અને પહેરાવે, **देवो भूत्वा देवं यजेत्** ॥ છાતી ખુલ્લી મુકાવી પૂજન કરાવે. કહે કે આડો અન્તરપટ ન જોઇએ. ફોટો પડી જવો જોઇએ, એ ફોટો પડી જવામાં આડું કપડું ન જોઈએ, એમ કહી અમીભરી દૃષ્ટિએ તેઓ દરેકને હાર પહેરાવતા. આ તો સનક, સનંદન, સનાતન, સનત્કુમારની કથા છે, તેમાં સાંભળવા આવનાર ઉદ્ધવ, અક્રૂર, નારદ વિગેરે છે. અહીં કોઇ ફલાણા છે, ફલાણા છે એમ માનવાનું નહિ. જ્યાં લગી અહીં બેઠા છો ત્યાં લગી ચૂપચાપ બેસી રહેવું. હરિનામ સ્મરણ સાંભળવાનું અને પરમેશ્વરને ઓળખી લેવાનો. અહીં કોઇ ઝેરવેર રાખવાનાં નહિ. આ તે કંઇ સાધારણ સપ્તાહ નથી. શ્રીશુકદેવજીએ પરીક્ષિતના મોક્ષને માટે કહેલી સપ્તાહ છે. શ્રીનગીનલાલ પરીક્ષિત્ છે ને તમે બધા અઠ્યાસી હજાર ઋષિ મુનિઓ છો, માટે સમજી જશો. ભાવનાથીજ ભગવાન દેખાવાનો છે. એક વખત શ્રીહરકીસનદાસ મોદી (ગામના મોટા શેઠીયામાંના એક) જેમને ગુરૂદેવના ઉપર ઘણી શ્રદ્ધા હતી તે આવી ચડેલા. તેમની સાથે શ્રીનારણદાસ ખુશાલદાસ, તથા ગુલાબદાસ લલ્લુભાઇ નગરશેઠ અને અમૃતલાલ જગજીવનદાસ, અને નાથુભાઇ તુલસીદાસ, વિગેરે બેઠેલા. તેમણે શેઠને પ્રશ્ન કરેલો. 'મોટાભાઇ, ગીતામાં જે **वांसासि जीर्णानि यथा विहाय** એ શ્લોક છે તેને માટે તમે શું સમજો છો? એ **વાંસાંસિ** એટલે શું! એ કપડું તે કયું?' શેઠજીએ ઘણો વિચાર કરી જવાબ આપ્યો 'મહારાજ આ દેહજ બદલવાનો છે.' મહારાજશ્રી કહે–

ના એમ નહિ, અહીં વાસાંસિનો અર્થ આપણે માટે વાસના સમજવાનો છે. વાસનારૂપી દેહ મુકીને જીવ બીજી બીજી વાસનાઓમાં પ્રવેશ કરે છે. જો કે સર્વ સાધારણ સામાન્ય અર્થ દેહને બદલવાનું બતાવે છે, પણ દેહ પણ વાસના પ્રમાણેજ, માટે વાસનાયુકત જીવ એક વાસના છોડીને બીજી વાસનામાં પરોવાય છે, પ્રવેશ કરે છે. અહીં 'જીર્ણ' શબ્દ છે, પણ જીર્ણજ શરીરવાળા શરીર બદલે છે અને જુવાનો નથી બદલતા એમ નથી. એક વાસના પુરી થઇ કે બીજી વાસનામાં જીવ પરોવાય છે; એ જીવનો નવો દેહ. ખરી રીતે જોવા જઇએ તો વાસનાજ જીવનો દેહ છે. શ્રીમદ્ ભગવદ્ ગીતા એ પાઠ કરવાનું પુસ્તક છે તેમ વિચારવાનું પણ પુસ્તક છે, 'સંજય' તે કોણ? 'અર્જુન' તે કોણ? 'દુર્યોધન' તે કોણ? 'ધૃતરાષ્ટ્ર' તે કોણ? 'શ્રી કૃષ્ણ' તે કોણ? 'દ્રોણ તે કોણ? એ વિગેરે પ્રશ્નો છે, જો કે અધ્યાત્મ ગીતામાં એ બધું કહ્યું છે અને અભ્યાસ પણ આ ગીતાનોજ કરવાનો છે.

**कुरुते गंगासागरगमनम्. व्रतपरिपालनमथवा दानम् ॥ ज्ञानविहीने सर्वमनेन मुक्तिर्न भवति जन्म शतेन. भजगोविन्दम्।** માટે આપણે જ્યારે સત્સંગમાંજ આવ્યા છીએ તો વ્યવહારિક ભાષાની ઉપર જે નિશ્ચયાત્મિકા ભાષા છે તેને જાણવી જોઇએ. બધા ભેદો છે પણ સમજમાં કંઇ ભેદ છે? 'ખારૂં' તમે સમજો અને બાળક સમજે તેમાં કંઇ ભેદ છે? ભેદ તો બધા પ્રકૃતિમાં છે માયામાં છે, ભેદ પરમાત્મામાં નથી. પ્રકૃતિ એટલે અજ્ઞાન અને પરમાત્મા એટલે જ્ઞાન. એટલે પરમાત્મામાં ભેદ નથી એટલે જ્ઞાનમાં ભેદ નથી માટેજ **यज्ज्ञानं तद्ब्रह्म** જ્ઞાનને પરમાત્મા એકજ છે, માટે હંમેશ પ્રાકૃત વિચાર નહિ કરતાં જરીક જ્ઞાનના પણ 'કરવા. તેજ પ્રસંગ વખતે નરહરિ મહારાજ પણ શ્રીગુરૂભકિત વિષે ઘણું કહેતા અને દરરોજ નવો નવો આનંદ થતો. સાંજે ગામની મંડળી અને બહારગામથી આવનાર મંડળી બેસીને ભજન કરી સઇ જતી.

બે કલાક અવાજ શાન્ત રહેતો અને સવારમાં વહેલા ઉઠી શેઠજી સૌને ન્હાવાને હાથમાં દાતણનો કૂંચો લઇને મોટાં મોટાં તપેલાંઓની નીચે લાકડાની ગાંઠો હોમતા અને ચેતાવતા.

શ્રીશુકદેવજીના હરિજનોમાં શ્રી. નાથુભાઇ અને નગીનભાઇ એ બુટ્ટીઓ છે. જો કે બન્નેનાં ધ્યેય એક છે પણ રહેણીમાં ફેર છે. શ્રી. નગીનલાલ અજાતશત્રુ છતાં શત્રુવેષ્ટિત પુરૂપ છે, એનું ઉંડાણ માપવાની મારી શકિત નથી. શ્રીકૃષ્ણના જન્મ વખતે પ્રભુજીનો રોપહાર જુસ્સો એવો હતો કે ન પૂછો વાત

'નંદ ઘેર આનંદ ભયો જે કનૈયા લાલકી
બમ્મનકો દાન દીયો હાથી ઘોડા પાલખી
નંદ ઘેર આનંદ ભયો જે કનૈયા લાલકી.'

એ પ્રસંગે દધિ ઉત્સવ થાય છે–શ્રોતાઓ ગોવાળીઆ બની જાય છે અને શ્રીરણછોડભાઇ જેવા પ્રેમી હરિજનો દધિ માખણ ઉરાડે છે અને સૌ બે હાથ જોડી પ્રભુના ધ્યાનમાં મગ્ન થઇ જાય છે. તે વખતે દેવીમંડળ પણ પ્રભુ પ્રાગટ્યનાં ગીતો ગાવા મંડી જાય છે. મંદિરમાં એવો મહોત્સવ થાય છે કે કરોડો રૂપિયા ખરચે એ આનંદ મળે નહિ, પ્રભુ પ્રેમનો પ્રાદુર્ભાવ થવો સ્હેલે વહેલે નથી. એ તો એની કૃપા હોય તોજ થાય. કોણ એવો હોય કે પ્રભુ પ્રાગટ્યની કથાવાર્તા સાંભળી આનંદમાં નહિ લોટી પડે! એવે વખતે ખજુરા જેવું મોઢું ચઢાવી કોઇકજ ફરતું દેખાય. તેમાં ખાસ કરીને દેવીમંડળને તેમાં બહુજ રસ પડે.

'આજે આનંદ નંદજીને ઘેર રે,'
'વ્રજમાં થઇ રહી લીલા લ્હેર રે,'
'ગોપી અતિ રે હરખભર્યાં આવે રે,'
'મ્હારા વ્હાલાને મોતીડે વધાવે રે.'

આવાં આવાં ભજનો ગાય, વળી આરતિ કરે.

'ઉતારો આરતિ શ્રીકૃષ્ણ ઘેર આવ્યા,
હરખને ઉલ્લાસે શામળીઓ ઘેર આવ્યા.'

આ વખતે શ્રીકૃષ્ણ જન્મ વખતે બિજલુખણદાસ ભગત જેઓ બાજુમાંજ રહેતા હતા તેઓ આવ્યા હતા, તેમણે તાલકીરતાલ લઇ બબ્બેની જોડી કરી-જન્મોત્સવ એવો તો ઉજવ્યો કે તેમની બોલવાની ઇશારત અને ભાવ ઉપરથી ભણેલાગણેલાનું હાવકાઇનું અભિમાન ઉતરી ગયું અને હૈયું ભરાઈ આવ્યું. શબ્દ નિકળેજ નહિ. એ પ્રેમોન્માદ બે કલાક રહ્યો. તાલ, પખાજ, તબલા, હારમોનિયમ, દીલરૂબા વિગેરે વાગે અને પ્રભુ નામની ધૂનો ચાલે. ચારે બાજુ ગીત ધ્વનિ સિવાય બીજું સાંભળવાનુંજ નહિ પછી પૂછવું શું ?

આ રીતે જ્યાં જ્યાં અને જે જે સ્થળે પ્રભુનો જન્મોત્સવ થતો ત્યાં પ્રાગટ્યનો આનંદ કોઇ ઓરજ આવતો. પછી ભજનાર ભજાવનારની ભાવના. શ્રી. નગીનભાઇ તો ભાવનુંજ પુતળું. સપ્તાહના અનેક દૃષ્ટાંત સિદ્ધાંતો છે, તે કથા પ્રસંગે ચાલુજ રહેતા. સપ્તાહ સમાપ્તિ બેન્ડ અને ભજન મંડળીથી થઇ. સાજન મહાજન મોટા પ્રમાણમાં હતું. તે વખતે ભટ્ટાચાર્ય મહારાજ પણ પોતાના શિષ્યાનુયાયિઓને લઈને પધારેલા. તે સર્વેના મેળાવડામાં શ્રીગુરૂદેવે ગદ્‌ગદ્‌ સ્વરે ભાષણ કર્યું.

**મ્હારા વ્હાલા હરિજનો !**

શ્રીશુકદેવજીની આ લીલાનું વર્ણન કરવાને કઈ કલમ સમર્થ છે?! જ્યાં જોઇએ ત્યાં પ્રેમ પ્રેમ અને પ્રેમ છવાઇ ગયો છે. આ પ્રેમ કંઇ દુનિયાનો નથી ! આ પ્રેમ તો ધન્યભાગ્યવાળાનો છે. આ પ્રેમનાં વખાણ હું તો શું કરૂં ! પણ આપણી પાસેજ ઉભેલા શ્રી.સનકાદિક શેષ શારદા વખાણી રહ્યા છે. શ્રીયુત શેઠ નગીનલાલ ભાઇ જ્યારે નાના હતા અને ગોરધનનાથજીમાં અમારી સપ્તાહ ચાલતી હતી ત્યારે એમના મામા સાથે તેઓ સોનાના કલ્લાં પહેરીને આવતા હતા. મૂળથીજ તેઓમાં ધર્મનો સંસ્કાર છે. તેમના માતાપિતાને પણ ધન્ય છે કે જેના કુળમાં વૈષ્ણવ અવતર્યો છે. આ દુનિયામાં મનુષ્ય જન્મનું સાર્થક એજ છે. હું શ્રીશુકદેવજીને પ્રાર્થના કરૂં છું કે "એમનું સદા સર્વદા કલ્યાણ થાઓ.'

सर्वे च सुखिनः सन्तु सर्वे सन्तु निरामया:।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दु:खमाप्नुयात् ॥'

પછી શ્રીનરહરિ માહરાજે પણ શ્રીયુત શેઠજીની ભક્તિનાં ઘણાં વખાણ કર્યાં. શ્રીભટ્ટાચાર્ય વિગેરેએ પણ કહ્યું, 'એમની ભાવ ભક્તિ અજબ છે' આવા જમાનામાં એવા પુરૂષો બહુ થોડાજ છે, પછી શ્રીતાપીશંકર જોષીએ ઉઠીને શ્રીગુરૂદેવ વિગેરેને ધન્યવાદ આપતાં જણાવ્યું, 'જ્યાં સુધી આવા મોટા પુરૂષો અંકલેશ્વરમાં છે ત્યાં લગી ધર્મની જાગૃતિ રહેવાનીજ છે, અને શ્રીનગીનલાલ શેઠના પરિચયથી હું સારી રીતે જાણકાર છું. તેમના જેવા માણસો છે ત્યાં લગી ધર્મની ક્રિયા અટકવાની નથી. ઉપકાર માની તેઓ બેસી ગયા હતા.

આ રીતે ભાષણ સંભાષણ વાર્તાલાપ કરતાં એવું ઠર્યું, કે શેઠજીએ એક વિષ્ણુયાગ કરવો. હર્ષની હેલી વચ્ચે વિષ્ણુયાગ ત્રણ દિવસના પ્રયોગે કર્યો, વળી તેને અંગે જમણો પણ થયાં. એ પ્રસંગે હું શ્રીયુત શેઠજીને ત્યાંથી નોકરીએથી ફરાગત થયો હતો અને મુંબઇ રહેતો હતો પણ મારૂં નવ મહીના એમને ત્યાંજ રહેવાનું એટલે તેઓ મને નાનાભાઇની પેઠે ગણતા.

**આ રીતે શ્રીદિવ્યજયોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૩૭ મો સમ્પૂર્ણ થયો.**

## ૩૮

ઉત્તરોત્તર ભક્તિનું જોર અંકલેશ્વરમાં વધતું ગયું. મંદિરની સપ્તાહો અને ઉત્સવોમાં અજબ જોમ આવ્યું અને મુંબઇમાં પણ મારા આવ્યા પછી તેમજ થયું. શ્રીયુત ચીમનલાલ શેઠ મ્હારા વડિલ બન્ધુ અંકલેશ્વર આવેલા. જ્યારે હું પહેલવહેલો મુંબઇ આવેલો ત્યારે એક વખત હું શ્રીયુત વિઠ્ઠલદાસ માણેકલાલ મ્હેતાને ત્યાં સત્સંગાર્થે ગયો હતો, અને ઘેર આવીને જોઉં છું તો વડિલ બન્ધુ

બહાર ચટાઈ પર સૂતેલા. અમારો મુકામ સેન્ડહર્સ્ટ રોડ, ટોપીવાળાની ચાલ, પહેલે માળે, ડાબા હાથપર હતો, ઘરને ઉઘાડી અંદર ગયો તો ત્યાં એક મોટી છબી શ્રીકૃષ્ણની ભાઇ લાવેલા અને એક વિષ્ણુ ભગવાનનો જળયાનનો ફોટો પાસેજ પડેલો, કોણ જાણે કેમ ! મને એ છબી જોતાં કોઇ અજબ ઉર્મિ પેદા થઇ અને જોઈ જોઇને તેનેજ જોવા લાગ્યો. કંઇ ચેન પડે નહિ. આ વાત મ્હારે ગુરૂદેવને જણાવવીજ જોઇએ. મારી ઉમ્મર તે વખતે ૨૩ વર્ષની હતી. સ્ટીલહોલ્ડર લઇ કાગળ લખવા બેઠો અને એક કાવ્ય ઉતરી આવ્યું, બીજુ આવ્યું, મને અત્યાર સુધી છન્દબદ્ધ કવિતા લખવાનો થોડો શોખ, પણ કાવ્ય લખવાનો કે ભજન લખવાનો નહિ; ૧૦ પાનાં ભરી, કાગળના ટુંકા પેડના, મેં તે કાગળ અંકલેશ્વર બીડ્યો.

'સ્વસ્તિ અક્રૂરેશ્વર ગામ, વ્હાલા ગુરૂદેવને મળે'
સુરતા બાઇના પેગામ, વ્હાલા ગુરૂદેવને મળે

આ વખતે મ્હારૂં એમજ માનવું હતું, કે હું સુરતા સ્વરૂપ છું, સુરતા ન હોઉં તો પ્રભુમાં મ્હારી સુરતા લાગે નહિ. સુરતાનો અર્થ **सुष्ठु प्रकारेण रता या सा सुरता.**

જે મનોવૃત્તિ સારી રીતે પરમેશ્વરમાં લાગેલી છે એનું નામ સુરતા.

તો હુંપણાનું અભિમાન છોડી મનોવૃત્તિ પ્રભુરૂપ થાય તોજ તે પ્રભુના કામમાં આવે એટલે ભજનો પણ મેં સુરતાના નામથીજ એટલે ઉપનામથી લખ્યાં. કવિતા એ સ્ત્રી છે એની ઉપાસના સ્ત્રી જેવી કરી શકે એવી પુરૂષ ન કરી શકે, માટે કવિતાની દેવી તે સુરતા એમ અનુભવ કરીને તે દિવસથી એજ ઉપનામથી ગુરૂદેવે કાવ્ય પ્રેર્યું. એમાં તત્ત્વાર્થ એવો હતો કે શ્રીગુરૂદેવ એટલે 'શબ્દ' અને સુરતા એટલે ધ્યાન, ચિત્ત, મનોવૃત્તિ. શબ્દમાંજ, શબ્દથીજ શબ્દજ સુરતાને ખેંચે. કોઈનું ધ્યાન અથવા મન ખેંચવું હોય તો અવાજ-શબ્દજ કરવો પડે. તે વિના તે ખેંચાયજ નહિ. એવી રીતે સુરતાનો અર્થ છે, હવે સુરતાનો શબ્દ સાથે સમ્બન્ધ પણ એવો, કે જ્યાં જ્યાં

શબ્દ જાય ત્યાં ત્યાં સુરતા જાય, જેવી રીતે પતિ પાછળ પત્નિ, એ રીતે શબ્દ એટલે ગુરૂ એ પતિ અને સુરતા એટલે શિષ્ય એ પત્નિ. બહારના સ્થૂલ સ્વરૂપનો ભેદ ન કરવો, કારણ શબ્દથીજ ધ્યાનમાં (સુરતામાં) ઉતરે. આવો સૂક્ષ્મ સંબંધ મારો અને ગુરૂદેવનો હતોજ એટલે પ્રભુજીને લાગ્યું આ ચેલો ખરો. તેમણે તો ગામના આવનાર જનારને એમ જણાવ્યું કે સુરતાને પુત્ર થયો. શ્રીકૃષ્ણ પ્રગટ થયા. આ વાતનો મર્મ એમ હતો કે શબ્દથી ધ્યાન ખેંચાય અને તેમાંથી જે જ્ઞાન થાય તે શ્રીકૃષ્ણ. જ્ઞાન એટલે અનુભવ અને અનુભવરૂપ શ્રીકૃષ્ણ, પણ શબ્દ વિના સુરતા નહિ અને સુરતા શબ્દના સંબંધ વિના જ્ઞાન નહિ, અને જો સુરતા શબ્દનો સંયોગ થાય તો અનુભવ જ્ઞાન થાય, તેજ શ્રીકૃષ્ણ જ્ઞાનરૂપ પરબ્રહ્મ જે હરિજનો સ્થૂલ વાતને સમજનાર તે કહે કે 'ખરી વાત કહો છો, ગુરૂમહારાજ !!'

હા, હા, જુઓ આ કાગળ, શ્રીકૃષ્ણનું સ્વરૂપ વર્ણન કર્યું છે અને સુરતાનો આ કાગળ છે. શ્રીમતી તારાબેન વિગેરે પ્રેમી બ્હેનો તો સંશય વિનાના થઇ આનંદમાં આવી ગયા.

મ્હેં લખેલું કે એના મામાની આંગળીએ ચઢીને એ આવ્યો. અહીં મામાનો અર્થ શું ? વૈરાગ્ય! સુરતા હોય ખરી પણ વૈરાગ્ય સાથે તેને સગપણ નહિ હોય તો ગમે તેમાં ચિત્ત ચાલ્યું જાય અને શબ્દ તો શબ્દની ઠેકાણે રહે!! ત્યાં લોકો શું સમજ્યા! શ્રીયુત ચીમનલાલ. શ્રીગુરૂદેવ તો હસે ને આનંદ કરે, વળી તેમાં લખેલું કે સમાહમાં તેને લઇને તેનો મામો આવશે અને હું પહેલાં આવીશ, એટલે તારાબેન તો કહે 'એ આવશે તેને હું આંગળીએ વળગાડીને ઘેર લઇ જઇશ, હિંચકે બેસાડીશ–ખવડાવીશ. 'શું ભાવ! શું ભકિત! શું શ્રદ્ધા! શ્રીગુરૂદેવ કહે તે ખોટું હોયજ નહિ. હીરૂભાઇ તો સ્વામિનીજીનું સ્વરૂપ છે તે એમ બન્યા વિના રહેજ નહિ, એને તો એજ ભાવના. એ કદી કોઇને પુરૂષ માનીને સત્સંગ કરેજ નહિ. શ્રીભગવાનને ઓળખવાને ગોપીભાવ આવવોજ જોઇએ, નહિ તો એવા વિદ્વાન્ અને

પંડિતોને શું કરે! એવા બહુએ અધકચરા ડંફાસીદાસ ફરે છે, તે બધાને ક્યાં ખાઝવા જઈએ? ખાઝીએ તો ભગવાનને; '**એની તોલે ન આવે ત્રણ લોકમાં**' આ શ્રદ્ધાથી ભક્તિ કરનાર હતા. મ્હેં વડિલ બન્ધુને કહ્યું-'તમને ગમે તેટલું બજારનું કામ હોય પણ મ્હારો પ્રોગ્રામ ફેઈલ ન થવો જોઇએ.' તેણે કહ્યું 'બહુ સારૂં તેની તારે ફીકર કરવી નહિ.'

શ્રીગુરૂદેવને કૌતક ગમે અને આનંદમાં વૃદ્ધિ થાય તે તો તે ઇચ્છે. આખા ગામમાં થઇ ગયું કે સમાહ પર શ્રીકૃષ્ણને લઇને હીરૂભાઇ આવવાના છે. આ બાજુ પર મારા પૂજ્ય શેઠજી નગીનલાલને મેં લખ્યું કે શ્રીકૃષ્ણને માટે પુરતા વાગા, મુગટ વિગેરે કરજો અને જે શણગાર પુત્રનો તે શણગાર પિતાનો પણ હોવોજ જોઈએ. આ પહેલાં શ્રીગુરૂદેવમાં પ્રેમભકિત આવી રીતની ન્હોતી થતી.

સપ્તાહના ચાર દિવસ આગળથી હું અંકલેશ્વર ગયો. લોકો તો મને બોલાવવા લાગ્યા. તે લોકો તો મારી સામેજ જોયા કરે. શ્રીતારાબેન તો પૂછે '**કેમ શ્રીકૃષ્ણને નથી લાઈવા!**' હું ઠાવકાઇથી કહુ 'એ તો આવશે એમના મામા સાથે.' બધા આશ્ચર્ય પામ્યા અને છક્ક થઇ ગયા. શ્રીગુરૂદેવ તો ખડખડ હસે. મને કહે 'જોઇ ભકિતની બલિહારી!' ભાક્તજ મુખ્ય વસ્તુ છે—

'ભકિત ભકિત સબ કોઇ કહે, ભકિત જુમનાકે તીર'<br>
'એક ગોપીકે પ્રેમમેં, વહ ગયે સહસ્ત્ર કબીર.'

પેલી રાસ પંચાધ્યાયીમાં શ્રીશંકર પણ ગોપી થઇને આવ્યાં હતા. તેને ઓળખી છે કે? એને તો શ્રીકૃષ્ણજ ઓળખે. બીજા કોની તાકાદ છે? હું પણ હસું અને ગુરૂદેવ પણ હસે. અમારા મોટા નગીનલાલે તો મારી વાત ઉપાડીજ લીધી એટલે મંદિરમાં છત, ચંદરવા, પડદા, કમાન, અને વાવટા અને મુદ્રાલેખો ચોડી દીધા. ગજી-સેના અને આદીના તાકાઓનો પાર નહિ, શ્રીઠાકોરલાલ લાંગીઆના ઘરમાં અખંડ ઉજાગરો કરી ગુરૂદેવનો શણગાર તૈયાર કર્યો. અત્યાર સુધી આવો

પ્રસંગ આવેલોજ નહિ. જ્ઞાનમંદિરમાં તો મર્યાદા, પણ ભકિત મિશ્રિત જ્ઞાનની તો બલિહારીજને! કથાનો ૧૮ મો સમારંભ ચાલુ થઇ ગયો તેમાં પ્રભુજીએ નિયમ પ્રમાણે કહ્યું.

'હમારા હીરાલાલભાઇએ પ્રતિજ્ઞા કરી છે, કે હાથ ઝાલીને પ્રભુનાં દર્શન કરાવવાં તો બધા તૈયાર રહેજો' તેજ અરસામાં રાત્રે પ્રભુજીની પાસે હું તથા નગીનભાઇ ઉપર હતા તે વખતે પ્રભુએ પૂછ્યું 'એ બધી શું વાત છે?' 'મ્હેં કહ્યું કંઇજ નથી' એમ કહી હસવા લાગ્યો

ના, ના, તો પણ સ્વરૂપ કેવડુંક છે? ગુરૂદેવ પણ ગંભીર થઇને પૂછવા લાગ્યા. મ્હેં કહ્યું 'મોટું છે'

પછી કહે, 'આમજ ભકિત વધે–તું જે કરે છે તે બરાબર છે. તારા આવ્યા પછી આ બધું થાય છે, નહિ તો અહીં કોણ એવું સમજતું હતું!'

હું તો શરમાઇ ગયો. મ્હેં કહ્યું પ્રભુજી મને તો તમે આશીષજ આપો. પ્રભુજીએ વાંસો થાબડયો અને કહ્યું–' મ્હારા આશીષજ છે'–

મ્હેં ગદ્‌ગદ્‌ થઈ કહ્યું:—

'પ્રભુ મ્હને બીજી કંઈજ ઈચ્છા નથી. મારે હાથે સત્કર્મ થાય.' 'થશે થશે' ચિંતા શું કામ કરે છે? આ એમના શબ્દો હજુ પણ મને યાદ આવે છે. એ રાત્રિના અંધારામાં ખાટલા પર સૂતેલી અલૌકિક મૂર્તિ મને હજુ યાદ છે અને તે મને દુ:ખ સુખના પ્રસંગે આશ્વાસન આપે છે. ત્યાર પછી આ શરીરથી અનેક સત્કર્મ થયાં છે પણ પાછળથી તેમાં નિષ્ફળતા પણ તેવીજ મળી છે. એ વખતે હું મુંઝાઈ જાઉં છું અને મારી જાતને ધિક્કારૂં છું, કે 'પૂર્વજન્મનો હું પાપી તે સત્ય કરવા જતાં અસત્ય કેમ થાય છે?' જરૂર હું ગુરૂદેવનો અપરાધી છું.

ત્યારે તે કહે છે કે 'વત્સ, એમ નહિ–**नहि कल्याणकृत कश्चिद् दुर्गतिं तात गच्छति।** 'હે અર્જુન, તું કુતર્કવાદીઓની સભામાં

જઈ ડિમ્ ડિમ્ અવાજે પોકાર કે 'મારા પ્રભુના ભકતની કદી અસદ્‌ગતિ થતી નથી. મ્હારે શરણે આવેલા ભક્તનો કદી પણ વિનાશ નથી'

આવા દુર્ગમ માર્ગમાં ગુરૂચૈતન્યની શબ્દવાણી સાંભળી હું ઠરી જાઉં છું. એમણે જ્યારે જોયું કે, હીરૂ ઉપર બીજા હરિજનોની શ્રદ્ધા ધસી આવે છે અને તે જેરવા શકે એમ નથી, તે વખતે તેમણે મને એટલુંજ કહેલું કે—

'મન મસ્તાનો ઉંઘો ઉંદર, જાઇ રમતો મંજારમાં
ઉનમેં ઉન્કી કીર્તીક ઉમ્મર, પકડ લીયો પળવારમાં'

એમ કહીને મારી અપૂર્ણતાનો ખ્યાલ તેઓએ કેટલીકવાર આપેલો, પણ થવા કાળ તે હું હઠાવી શકયો નહિ. **શેરડીમાં રસ હશે ત્યાં લગી ચૂસશે.**—એવા દૃષ્ટાંતોથી મને ચેતાવેલો પણ હું ચેતેલો નહિ અને હરહંમેશ એ દયાળુ પ્રભુના ઉપદેશ ઉપર ધ્યાન ન આપતાં જેણે મને જેમ કર્યું તેમ મેં સાચુંજ માની લીધું; કોઇએ હાર ચઢાવ્યા તો તે ભલે, કોઇ પગે લાગ્યા તો તે ભલે, કોઇએ 'બાપજી' કહ્યા તો ભલે, એમ તપશ્ચર્યા ઓસરવા લાગી. ભકિતમાં ભોળપણુ રાખ્યું તેનું પરિણામ મારે મન આજે શોચનીય આવ્યું.

સંગ કરવો તો કોઇ જાણુભેદુનો કરવો જોઇએ. આપણાથી ચઢતી પાયરીનાનો, પણ 'પૂરી એક અંધેરી ને ગંડુરાજા; ટકે શેર ભાજી ટકે શેર ખાજા. બધાજ હરિજનો છે; બધાજ શુદ્ધ હૃદયના છે, બધાજ આપણા છે, બધાજ આપણે જોઈએ છીએ એમ જોનારા છે એમ સમજી મનમાંથી નહિ ઇચ્છવા છતાં માનઅકામમાં લકુ બન્યો અને છેવટે તેનાથી ઉલ્ટી ગતિના ખાડામાં એટલે અપમાનિત થઇ અશ્વસ્થામાની ગતિને પ્રાપ્ત થયો છું. છતાં હજુ એક શ્રદ્ધા છે કે પ્રભુ પોતાના ભક્તોને છોડતા નથી.

'સન્ત બીજ પલ્ટે નહિ, જો જુગ જાય અનન્ત;
ઉંચ નીચ ઘેર અવતરે, આખર સન્ત કા સન્ત.'

આ રીતે કદાચ આપણી પોતાની ભૂલથી આપણે અંતરના બળાપા કરતા હોઇશું પણ પ્રભુજીએ તો છેવટ સુધીજ અભય આપ્યું છે. આ રીતે પ્રભુજીના ઘણાજ પરિચયમાં નિકટનો હતો છતાં વિકટ બની ગયો તેનું કારણ તેની ઇચ્છા. પોતાના ભક્તોને નજર ન લાગે તેને માટે માતા જેમ પોતાના બાળકના ગાલપર કાજળનું ટપકું કરે છે, તેમ ભગવાન પોતાના ભક્તને આળપંપાળમાં નાંખી દે છે પણ તેના દયામય હૃદયમાં રહેવાનો કોને હક નથી? એ દયામય તો કદી નિર્દય થતોજ નથી.

મ્હારા ગુરૂદેવે તો કહેલું કે હું તો આરસી છું. મ્હારામાં ચમત્કાર નથી, 'નહિ વિદ્યા નહિ બાહુ બાળ નહિ ખરચનકો દામ' એવી મારી સ્થિતિ છે, અને અહીં તો તમારી સ્વતન્ત્ર બુદ્ધિનોજ વિકાસ કરી અક્કલસે ખૂદા પીછાનવાના છે. પછી તમે ચમત્કાર માગો તે મારી પાસે નથી. ચમત્કાર શેના માગો છો? ચમત્કાર માગો તમારી ભક્તિના. આ અંતરનાથને મુસલમાનોએ તોડવા માંડયા, તે વખતે ભમરાઓ નિકળ્યા તે ચમત્કાર પત્થરનો કે ભજનારની અખંડ ટેક ભક્તિનો? માટે ચમત્કાર તો તમારા થાય વાવાઝોડા, ધરતીકંપ, અને ઉથલપાથલ પ્રકૃતિમાં થાય, કંઇ ભગવાનમાં થાય છે? તેમ તમો સાધન ભજન કરો એટલે ચમત્કાર તમારા, અમારા નહિ. અમે તો ચમત્કારીમાંજ બેસી રહ્યા છીએ,

'સદ્‌ગુરૂ મેરા મૈં આદી અનાદિ તેરા, સદ્‌ગુરૂ સત્ય ધામકે વાસી, રિદ્ધિ સિદ્ધિ ઉનકી દાસી; મીટ ગયા ફેરા મૈં આદિ અનાદિ તેરા.'

આ રીતે અમે તો ભજન કરીએ છીએ. બાકી અહીં તો, સાહેબ મારો સમરણ કરે ને હું પામું વિશ્રામ. આ તો ચીમળાઇ ગયેલી જુવાર છે. એનો ચમત્કાર શું? 'ધરતી દરીયોને આકાશ, ત્હારી કીર્તિને ચારે પાસ' આ રીતે વાતો છે માટે અંતરમાં જેટલી શ્રદ્ધા એટલો ચમત્કાર. જેણે રાખ્યો છે ટેક તેને મળશે અલેખ. મને કોઇના પર ચીઢ આવે ત્યારે મને એમ થઇ જાય કે એની બુદ્ધિમાં પેંસી જાઉં અને એની

બુદ્ધિ ફેરવી નાંખું ? પણ જુઓને મારાથી તો એટલુંએ બનતું નથી. કોઇ બૈરીની ચક્લી બનાવી દે અને કોઇ માણસને ઉંદર બનાવી દે એ વિદ્યા આપણામાં નથી. આપણે તો ભજીએ શ્રીરામને. શુદ્ધ કાંટા વિનાનો પંથ છે તેમાં પડવાનું નહિ, આખડવાનું નહિ.

**एष निष्कण्टकः पन्था यत्र संपूज्यते हरिः।**
**कुपन्थं तं विजानीयाद् गोविन्दरहितागमम्॥**

બીજુ કંઇ જાણીએ નહિ.

**रामरामेति रामेति रामनाम मनोरमे।**
**सहस्र नाम तत्तुल्यं रामनाम वरानने॥**

કલિમાં કેવળ કૃષ્ણ નામનો આધાર, સર્વે શાસ્ત્ર વેદ જોયા નિકળ્યો એ સાર. આ સિવાય આપણે બીજું કંઇજ જાણતા નથી. ઉપર પ્રમાણે ઉપદેશ આપતાં પોતે પોતાના સ્વરૂપની ખુમારીમાં આવી જતાં.

ઉપર પ્રમાણે કૃષ્ણ જન્મ બડા ઠાઠમાઠથી થયો. પ્રભુને શણગાર ધર્યા અને કૃષ્ણ જન્મ પ્રાગટ્ય વખતે બંસરી મુખ પર ધરી. એટલે એવો તો મહા ભાવ જાગ્યો કે અમારા માતુશ્રી, નાથુભાઇ, શેઠ વિગેરે ભરાઈ ગયા અને ચીમનલાલ શેઠ નગીનભાઇ વિગેરે તાલ કડતાલ અને હારમોનિયમની મુંગી ધૂનમાં ભાન વિનાના થઇ રડવા લાગ્યા.

આ રીતે ગુરૂદેવના પ્રત્યેક અંગ પ્રત્યંગમાં શ્રીકૃષ્ણનોજ આવિર્ભાવ થતો અને લોકો સ્તબ્ધ થઇ જતાં. ચિકિત્સકો આંખ મીંચી દેતા, નિંદકો ભોંઠા પડી જતાં અને ભક્ત જનો વાહ વાહ કરતા. શ્રીશુકદેવ મંદિરની સમાઢ જેણે સાંભળી હોય તેનેજ આ વાતનો ખ્યાલ આવે. જન્મ વખતે સ્વરૂપ લઇ ચીમનલાલ તેજ દિવસે આવેલા અને બધા જોવાને આતુર હતા. જુદી બેઠક પર બરોબર વખતસર સ્વરૂપ પધરાવ્યું અને પરડો ઉપાડી લીધો, તે વખતે ખરેખર એ મઝા જુદીજ હતી, આ તન્મયતાનાં ઉવારણાં લેવા બધાજ ઉભા થઇ ગયાં અને એક બાજુપર શ્રીગુરૂદેવ અને શ્રીકૃષ્ણના સ્વરૂપની શણગારાદિથી સામ્યતા કરેલી હોવાથી અભૂતપૂર્વ દેખાવ થઇ રહ્યો. શ્રીગુરૂદેવે તે

વખતે એક ભાષણ કર્યું અને આજ ભકિત છે, તેજ ખરી છે અને શ્રીકૃષ્ણ તે કોટિકોટિ બ્રહ્માંડાધિપતિ પ્રત્યક્ષજ છે અને તે હીરભાઈએ બતાવ્યા છે એમ કહીને ચિકિત્સકોને આંખ ખોલવાને અનેક દ્રષ્ટાંતો આપી સમજાવ્યું અને મને એક ઉત્તમ શાલ ઓરાઢી, જે ઘણાં વર્ષ એમની છબીની આસપાસ વીંટીને હું જ્યાં જતો ત્યાં લઈ જતો અને સૂતો તો છાતી પર મુકીને સૂતો. આ વખતથી શ્રીચીમનલાલ શેઠના દીલમાં ભકિતના ડામ પડ્યા ને ગુરૂદેવે તેને મહામન્ત્રોપદેશ આપી શાન્ત કર્યા, ત્યાર પછી એમની અનન્ય ભકિતના પડઘા ઉત્તરોત્તર વધ્યા છે, જે આગળપર જણાવીશું.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૩૮ મો સમ્પૂર્ણ થયો.**



૩૯

શ્રીગુરૂદેવના અનેક પ્રસંગોમાં તેમની દિવ્યતા દરરોજ નવી ને નવીજ જણાતી. તેઓ એક અક્ષર બોલે તો તે અક્ષર પણ એવી રીતે બોલતા કે જાણે એ વસ્તુ આપણા મોઢા પાસે ખડી થઇ જાય, દરેક વસ્તુનાં નામ તેનાં રૂપ ગુણ પ્રમાણેજ હોય છે. એ રૂપ ગુણ નહિ હોય ને નામ હોય ત્યારે હીરાલાલ અને નિકળે ત્યારે પથરાલાલ. નામ ત્યારે લક્ષ્મીદાસ અને હોય ત્યારે દાસનુદાસ. એ રીતે નામ પ્રમાણે રૂપગુણ જોઇએ અને રૂપગુણ પ્રમાણે નામ જોઈએ. આમ બોલતાં ખરો ચિતાર ખડો થઈ જાય. મોટી મોટી વાતો કરીએ પણ સમજ તો પડે નહિ એ શું કામનું? માટે એ ખોડવાળા વાણીને અપરાવાણી અને ખોડખાંપણ વિનાની વાણીને પરાવાણીજ કહે છે. તેલધારાવત્ – અસ્ખલિત – બિનઅટકાયતી વાણી તેજ પરાવાણી, એવી વાણી આવવી સ્હેલી નથી. દુનિયામાં પંડિતોની વાણી ત્રણ ગુણવાળી છે. તેઓ શાસ્ત્રમર્યાદાથી વધુ બોલી કે સમજાવી શકતા

નથી. અનુભવની વાણી તો ખાવનખહારની વાણી, જ્યાં લેખની ચાલતી નથી, એવી અનુભવની વાણી, તેને પરા કહે છે. કોઈ બહુ બોલે ત્યારે કોઈ કહે કે 'આ તો અલિ, પરાપરા બોલે છે'—એ પરાપરા એટલે અનુભવી વાણી કહેવાય, જેમાં તમારી બુદ્ધિ ઝંખવાઇ જાય તેને વાગ્‌નિર્ઝરિણી શાસ્ત્રીય વાણી કહે છે. જેમાં બુદ્ધિ ખીલે તેને અનુભવની વાણી કહે છે. સન્તોની વાણી રમુજી અને મનને ઠારનારી છે. જ્યાં મોટી આગ લાગી હોય અને તેમાં ઝોળીનું પાણી નાંખી દઈએ તો તેના હિસાબ લાગે ખરા ? તેમ જ્યાં મોટા શાસ્ત્રાર્થો થતા હોય તેમાં આપણી ટુંકી વાણીની ગણતરી થાય ખરી ? નહિજ. આ રીતની વાત છે માટે કરવું તેનાથી ઓછું બોલવું. બોલવું વધારે વધારે અને કરવું ઓછું એ સારૂં નહિ. ભગવાનની વાતો કરવી પણ અનુભવનીજ કહેવી નહિ તો એમાં શું થાય ? વગર અનુભવની વાતોથી ધક્કા ખાવાના થાય. પેલું શિખરમાંનું ધન–એ વિષેની વાત જેવી અનુભવની વાત છે.

પેલો બાપ હતો. મરી ગયો. તેને વિલ કર્યું કે આપણા ઘરની પાછળ મહાદેવના મંદિરના શિખરમાં ધન દાટ્યું છે. છોકરાંઓએ તો શિખર તોડી પાડ્યું અને એમાંથી કંઇજ નિકળ્યું નહિ તેમનો મુનિમ હતો તેને આ વાતની ખબર પડી. તેણે કહ્યું 'અરરર ! આ શું કર્યું' આમ થાય કે ? તરત પાછું મંદિર હતું તેવું ચણાવી દીધું અને શિખર પણ હતું તેમ ઓઢવ્યું. હવે સૂર્યનારાયણ ઉગ્યો અને શિખરનો પડછાયો જ્યાં પડયો ત્યાં ખોદાવ્યું. બરોબર શિખરનો પડછાયો ખોદી કાઢયો અને તેમાંથી ધન નિકળ્યું. આ રીતે અનુભવ વિના વાદવિવાદ કરવો એ નકામો છે. શાસ્ત્રમાં બધી ઈસારતોજ છે, એ ઈસારતથી જોઈ લેવાનું છે. પેલા છોકરાઓ છૂપી વાત કંઈ ભાષામાં બોલે છે, તેવી ગુપ્ત ભાષામાં જ શાસ્ત્રો પણ લખાયાં છે. એમ મોઢે મોઢે વાતો કરવાથી મળી જતું નથી, કે ઉટપૂંડ નિશ્ચય વિના કામ કરે ફાવી જવાતું નથી. 'પાડો માંદો ને પખાલી ફૂંખે ડામ–હડીઓ કાઢેરે હરિ તમને નહિ મળે રે' આ રીતે શું સમજવાનું છે તેનો તો પહેલાં

નિકાલ કરો ? પછીની વાત પછી છે. ચિજ્જડ ગ્રન્થિ ભેદવાની છે, દાળ ચોખા એક થઈ ગયા છે તેને છૂટા પાડવાના છે, ખાંડમાં રેતી અથવા રેતીમાં ખાંડ ભળી ગઈ છે, દૂધમાં પાણી ભળી ગયું છે, એ કાઢવાનું છે. આ રીતે અનુભવથી જાણી લેવાનું છે. કેવળ પાઠ કરેથી કે વાંચ્યા કરેથી સમજાવાનું નથી માટે સમજો સમજો.

પેલી સ્ત્રી –'મેં કું કહે ૨–અને કેવો સમજી જાય છે ! સાંભળો છે કે ? એમાં કેવી સમજી જાય છે તેમ સમજવાનું છે, અનુભવમાં બોલવાનું ઓછું અને સમજવાનું વધારે. શાસ્ત્રોની વાત સૂત્રોના રૂપમાં લખી છે.

**अथातो ब्रह्मजिज्ञासा। अथातो तत्त्वजिज्ञासा॥**

આટલી વાત ઉપરથી આગલો પાછલો સંબંધ સમજીજ લેવાનો અને તે પ્રમાણેજ ચાલવાનું અને કર્તવ્યમાં ઉતરવાનું. અમારા મોટા ગુરૂ હતા તે તો ટુંકી ટુંકી વાતો કરે. 'હું દરરોજ માયાને પાણી ભરીને મારી પાસેથી જતી જોઉં છું!' હવે આમ છે તેનું શું ? આટલું માંડ માંડ બોલે. આમાં તેને બોલવાનું શું ? પણ આનંદમાં હોય ત્યારે આટલુંજ બોલે એને કંઈ કુસ્કા કૂટવાનાં છે કે શાસ્ત્રો ખૂંદવાનાં છે ? એને તો શાસ્ત્ર પાછળ પાછળ શાખ આપે. શ્રીકૃષ્ણ ભગવાને રાસલીલા કરી તે કયા શાસ્ત્રમાં લખ્યું છે ? ગોપીની વાત કયા શાસ્ત્રમાં લખી છે ? પણ શાસ્ત્રો તેને મેહલાવી મેહલાવીને અધ્યાત્મમાં સમજાવે અને લોકોના સંશય જતા રહે, માટે મોટા પુરૂષનાં કામો શાસ્ત્ર વિરૂદ્ધ હોય તો પણ શાસ્ત્રો સાક્ષી પૂરે, સાખ આપે. આ રીતનો ઘાટ છે માટે અનુભવી થાઓ, અનુભવ કરો, પ્રભુ હંમેશાં તમારી પાસેજ છે. 'નિરાંત કહે નિષ્ઠાનું ફળ છે અંતે તારે મરવું રે.'

બધું ફળ નિષ્ઠાનું છે, નિષ્ઠા વિના આગળ વધાયજ કેમ ? નિષ્ઠા વિના તાર લાગેજ નહિ. તેની સાથે તાર લગાવવો એનુંજ નામ નિષ્ઠા. માટે નિષ્ઠાનું ફળ છે. બાકી છૂટક છૂટક મનની વૃત્તિઓની ભટકામણ એજ અધૂરાપણું. ભજન કરતાં મન તો ભરાઈ જવું જોઇએ. અધૂરો ઘડો હોય તોજ છલકાય. માટે અધુરા નહિ રહેવું.

અધૂરાની વાત એવી છે કે, પેલી બેનો પાણીએ જાય છે તે ઘડાને દોરડાથી બાંધે છે ને પાણીમાં કેટલાએ આંચકા મારી ઘડાને ડુબાડે છે અને જો ઘડો ડૂબતો નથી તો જોરથી આંચકા મારે છે, ડૂબતાં પહેલાં ઘડો ભગભગ અવાજ કરે છે અને પૂરેપૂરો ડૂબે છે કે અવાજ કરતો બંધ થાય છે, એટલે પેલી સ્ત્રી તેને હસતી હસતી ખેંચવા માંડે છે. પછી તેને પ્રેમપૂર્વક માથે ચઢાવે છે. જ્યાં સુધી ઘડો ભરાતો નથી ત્યાં લગી ધક્કા મારે છે અને તદ્દન ખાલી હોય છે ત્યાં લગી કેડમાં લઇને જાય છે.

આ રીતે (ખાલી શિષ્યરૂપી ઘડો) બાનઅનુભવી શિષ્યને ગુરૂ પોતાની કેડમાં લઇને પૂરો કરવાને અનુભવરૂપી કુવામાં નાંખે છે, અને તે પૂરેપૂરો થતો નથી ત્યાં લગી તે બડબડ કરે છે અને ગુરૂરૂપી સ્ત્રી પણ તેને ધક્કા મારી ડુબાડે છે. જ્યારે તે પૂરો ભરાઇને બહાર આવે છે કે તેને ગુરૂરૂપી સ્ત્રી પોતાને માથે પ્રેમપૂર્વક ચઢાવે છે. માટે ખાલીના અધૂરાના–અધકચરાના, અને પૂરેપૂરાના શું હાલ તે તમે જાણી ગયા હશો. માટે પેટનું શળ કાઢતાં કમ્મરમાં શળ પેસી ન જાય તેને માટે અનુભવી ડૉક્ટર કે વૈદ્ય જોઇએ. એવા ડૉક્ટર વૈદ્યોજ ખરૂં ઔસડ આપી શકે છે, બાકી હગમરટપર સુધી જાણનારાને શું દવા આપવી અને શું કરવું એ સમજ પડતી નથી અને વગર સમજે કરવા જાય છે તો તે ઠોકર ખાય છે. બકરૂં કાઢતાં ઊંટ પેસી જાય છે ઉસરાનું દુસરૂં થઇ જાય છે. એવી પ્રભુની માયાના ઘાટ છે. પ્રભુની માયા બહુ બળવંતી છે. સદ્‌ગુણોમાં પણ બંધન છે. **ભેદાભેદને પુણ્ય પાપો મોહ માયા દૂર ગયાં** ભેદ અને અભેદ બન્નેના મરમ જાણવાના છે. અભેદ જો કે પુણ્ય સમ્પત્તિ છે, દૈવી સમ્પત્તિ છે અને ભેદ આસુરી સમ્પત્તિ, પાપ છે. એ બન્નેના ભેદ ન્યારા છે. એક લોહ શૃંખલા બીજી સુવર્ણ શૃંખલા. એક રાજકેદી એક ગુન્હેગાર કેદી છે. મર્યાદા બન્નેને સરકારની જાળવવાની છે. બન્નેમાંથી એક પણ સરકારને જાણી શકતો નથી. આ રીતે છે. ભરત રાજા દયા કરવા જતાં માયાના સપાટામાં આવી ગયા, કારણ દયાનો ભેદ તેને ખબર નહિ. અને દુનિયા તો દુર્ગુણીજ છે, નિર્દય છે, તે તો કસાઇલીજ છે,

પરન્તુ રાજકેદી તો વખત આવ્યે માનપૂર્વક છૂટી જાય છે, તેમ દયા માયાનો ભેદ જાણ્યા પછી ખાંજરે પડેલો રાજકેદી છૂટી જાય છે અને જ્યાં સુધીની મુદ્દત હોય ત્યાં લગી ગુન્હેગાર કેદી તો જરૂર સજા કરે છે એને માટે છૂટવાના ચાન્સ નથી. કદાચ રાજાની કૃપા થાય તો છૂટી જાય પણ જેને જેવી ટેવ પડી હોય છે તે ભેદનો જાણકાર ન હોવાથી પાછો ગુન્હામાં આવી જેલમાં જાય છે. માટે સરકારી નોકરી સરકારી નિયમમાં રહીને કરવી, જેથી દિવસે દિવસે પ્રમોશન મળે. તેની વિરૂદ્ધ જવું નહિ. વિરૂદ્ધ ગયા તો જેલખાનું તૈયાર છે. આપણે દરેક વસ્તુનો અનુભવ લીધો છે પણ આ ગામને નાકે કચેરી છે ત્યાં જેલની કોટડી છે તેનો અનુભવ લીધો છે? હમે હસવા મંડી પડ્યા એટલે ગુરૂદેવ પણ હસીને કહે કે 'તમે મને પૂછશો કે તમે કયાં અનુભવ લીધો છે! કે જાણો? પણ ભાઇ, હજામત કરતા નહિ આવડે તેથી શું થયું! તેમાં કંઈ તમારા શેહાઇપણામાં ખામી આવે છે? નહિજ. તેમ કદાચ સદ્‌ગુરૂએ દેખાતો અનુભવ ન લીધો તોપણ ગુરૂદેવ દરેક વાતનો અનુભવ અંતરમાંજ કરાવે છે તેને જેલમાં જઇને અનુભવ લેવાનો રહેતો નથી. જેમ દીકરાને કેડમાં લઇને મા બધીજ જાતનો અનુભવ મેળામાં લઇ જઇને કરાવે છે તેમ આ સંસારરૂપી મેળો છે તેમાં ગુરૂદેવ તેનાં બાળકને દરેક વાતનો અનુભવ પ્રેમપૂર્વક કરાવે છે. તેને બહારના અનુભવની જરૂર નથી, તેને અસ્તરો લઇને બોડવાની જરૂર નથી. એ તો અસ્તરાવાળાના જીવમાં પેસીને હુન્નર જાણી લે છે. દરેક વિદ્યા તેનામાંજ છે એટલે તેને જાણ્યા પછી બહાર ભટકીને કોઈ વાત જાણવાની જરૂર રહેતી નથી. સરકારને જાણવું હોય તો તેની આગળજ કાગળીઆ આવે છે. તેને કાગળીઆ પાસે જવાની જરૂર નથી. એવી રીત છે, માટે બહારનો અનુભવ ન હોય તો તેથી તમારે ગુરૂને અધુરા માની લેવાના નથી. રખે ભૂલાવામાં પડતા.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૩૯ મો સમ્પૂર્ણ થયો.**



૪૦

જે વખતે હું અંકલેશ્વર રહેતો હતો તે વખતે શ્રી. ચીમનલાલ મુંબઇ ખાતે હતા. તેમની સ્થિતિ સુધારા પર આવતાં મને તેમણે મુંબઇ બોલાવ્યો. શ્રી. નગીનલાલ શેઠનો મારા પર પૂર્ણ ભાવ હતો. મહારાજશ્રીએ મુંબઈ જવાની રજા આપી. મ્હારૂં મન શેઠજીને મુકીને મુંબઇ જવા તરફ ન હતું. શ્રીગુરૂદેવે કહ્યું 'ભાઇ તે ભાઇ' આમ તમારે મ્હારા ધણો પ્રેમ હોય પણ જે થતું હોય તેજ કરવાનું. વ્યવહારિક બુદ્ધિ પણ રાખવાની. મુંબઈ જવા હું તૈયાર થયો. તે વખતે મ્હારા ઉપર પ્રેમ ધરાવનારા તેર મિત્રોના દીલમાં ધણુંજ લાગી આવ્યું. મંદિરના હરિજન ભાઈબ્હેનોને પણ ધણુંજ લાગ્યું. હું પણ અશ્રુ રોકી શકયો નહિ. ગુરૂદેવ પણ સાશ્રુ મારી સામે જોવા લાગ્યા. માતુશ્રીએ વાંસે હાથ ફેરવી આશીષ આપી અને હું મુંબઇ આવ્યો. મુંબઇ કામધંધા માટે કંઇ કરવું એમ સમજી આવેલો. દેવકરણ નાનજીને ત્યાં એક ભલા શુભેચ્છકની ચીઠ્ઠી લઇને ગયો હતો પણ રાખ્યો નહિ. ગુરૂદેવ કહે 'ત્યારે બાર ભાગવત સપ્તાહ કર.' અને તે વખતે ભાગવત સપ્તાહ વાંચવાનો અભ્યાસ નહિ પણ તાજીજ ભક્તિથી એ પ્રમાણે કરવાને દોરાયો. ગુરૂદેવે શ્રીમદ્ ભાગવતજી ત્યાંથી મોકલ્યા. મિત્રોના વિરહદર્શિત કાગળો મળતા અને તેનો જવાબ પણ મંદિરેજ લખતો જે મહારાજશ્રી વાંચતા અને વંચાવતા. સપ્તાહ શરૂ કરી અને ચમત્કાર એ થયો કે જીભ ચાલી. પણ સવારના સાતથી રાત્રિના ૭ સુધી માંડમાંડ ૫૦ અધ્યાય વાંચી રહેતો. ખાવાનું એકજ વાર રાત્રે અને તે પણ શ્રીમદ્ ભાગવતજીને થાળ થાય પછીજ. મોટાભાઈ ધણા અનુકૂળ હતા. ઘરમાં શ્રી. ભોગીલાલ ગી. માસ્તર, તેમના ધર્મપત્ની ચંદનબેન, તેમનો દીકરો મનોજ, અમારાં ફોઇબા વિગેરે હતાં, તેઓ બહુ શ્રદ્ધાથી સેવા કરતાં. આ પણ ગુરૂદેવે પ્રેરેલો પ્રસંગ હતો. વચ્ચે એકાંતરીઓ તાવ લાગુ થયો. તાવ આવે અને વાંચતાં

ચાંચતાં તાઢ વાય અને સૂઇ જવું પડે, પણ ભગવાનની છબી લઇ સૂઇ જતો. વચ્ચે અડચણ નડી છતાં નિયમ ચાલુ રાખ્યો અને બાર ભાગવત સપ્તાહ ચાલુ રહી. શ્રીગુરૂદેવ તે વખતે વડોદરે ભાઇ ભોગીલાલને ત્યાં પધાર્યાં, કારણ ઉજ્જનવાળા શ્રીબાલાપ્રસાદજી, શ્રીનરહરિલાલ મહારાજને ત્યાં આવેલા અને તેમનું આમન્ત્રણ હતું. અંકલેશ્વરના હરિજનોમાં શ્રીનગીનલાલ, શ્રીસરસ્વતીબેન, ગં. વિમળાબેન, શ્રીનગીનલાલ તુલજારામ, શ્રીમગનલાલ, શ્રીમણિબેન, ગં. મણિબા, ગં. મોતીબેન, શ્રીગુરૂદેવ શ્રીબા વિગેરે વિગેરે હતા.

ત્યાં તો પ્રસંગ એવો હતો કે જેનું વર્ણન કરતાં નાની સરખી ચોપડી ભરાય.

શ્રી બાલાપ્રસાદજી ઉજ્જનના જંગલખાતાના ઇન્સપેકટર છે અને મહાન્ શ્રીકૃષ્ણ ભક્ત છે. તેમની ખ્યાતિ રાજદરબારમાં નહિ પણ દેશ દેશમાં છે, તેમના મ્હોમાંથી હંમેશ અમૃત સમાન ભક્તિનાં વચનો નીકળે છે. રાત્રિ દિવસ પ્રભુજીને લાડ લડાવવા મનાવવા ખેલવા લઇ જવા વિગેરે ભાવોનીજ વાતો અને ચર્ચા. તેઓ પ્રત્યક્ષ જીવનમાં એજ પ્રમાણે વર્તે છે. શ્રીમનમોહન સરકાર સિવાય ભગવાનને તે બોલાવે નહિ. હાથમાં તંબુરા સાજ વિગેરે લીધા વિના તે પ્રભુની સામે બેસે નહિ અને ભોજન પણ તેના લીધા વિના તે લે નહિ. પ્રભુ રિસાયા હોય તો મનાય પછીથીજ ભોજન કરાવી ભોજન લે. તે કયારે મનાશે તેનો નિયમ નહિ. હંમેશ બેઠા બેઠાજ રહેવું. લાંબા ટાંટીઆ કરીને કદીજ સૂવાનું નહિ. એકાદ કલાક બેઠા બેઠા ઝોકો ખાઇ લીધો કે એ અને એના સરકાર વાતો ચિતો અંતરથી અને તંબુરા સિતારાના સૂરથી અને તે બાલભાવથીજ. એ મહાપુરૂષને અને શ્રી ગુરૂદેવને ભેટ કરાવી આપવામાં શ્રીનરહરિલાલ મહારાજ હતા અને શ્રીનરહરિલાલ અને શ્રી ગુરૂદેવની ભેટ કરી આપવામાં શ્રી ભોગીલાલજ હતા. જયારે મંડળ ચાલતું હતું, અંકલેશ્વરમાં શેઠજીને ત્યાં, તે વખતે શ્રી ભોગીલાલ તેમને લઇને સવારના ચાર વાગે આવેલા. અમે હાર તોરા લઇને ગયા હતા.

પછી સવારે ગુરૂદેવની સાથે ભેટ થઇ હતી- તેમાં ગુરૂદેવે તેમને પ્રવચન કરવા કહેતાં તેઓ બોલેલા કે-'રોકડનાથ જેમ બોલાવશે તેમ બોલીશું.' ત્યાર પછી નરહરિલાલ મહારાજ શ્રી રમણલાલ છોટાલાલને ત્યાં પધારેલા ત્યાંથી ઘેર શ્રી શેઠજીને ત્યાં આવેલા અને સાંજે દશાલાડની વાડીમાં તેમનું ગીતા ઉપર પ્રવચન હતું, એટલામાં શ્રી જગન્નાથજી મહારાજના સપ્તાહ મહોત્સવ પર શ્રી ગુરૂદેવને તેમણે તેડેલા એટલે ગયા વિના છૂટકો નહિ એટલે શ્રી ગુરૂદેવ ત્યાં પધારેલા. શ્રી નરહરિ મહારાજને તેમણે વિનંતિ કરેલી પણ તેઓને વડોદરે જવું હતું તે બંધ રાખ્યું. એ પ્રસંગોની બાતચીતો અદ્‌ભૂત છે. ભગવાનને માટે તેઓના દીલમાં ઘણીજ તાલાવેલી હતી એટલે તેમનો અને શ્રીગુરૂદેવનો સારો મેળ બેસી ગયો અને શ્રીગુરૂદેવને વડોદરા પધારવા તેઓએ આમન્ત્રણ આપેલું અને શ્રીબાલાપ્રસાદજી પધાર્યા એટલે શ્રીગુરૂદેવને ફરી આમંત્રણ કર્યું અને શિષ્યમંડળી સહિત તેઓ ગયા હતા. દરમ્યાન હું મુંબઇમાં સપ્તાહ પારાયણમાં હતો. ત્યાં શું શું થતું તે મને જણાતું અને કાગળો પણ આવતા. દરરોજ થોકબંધ ટપાલો આવે તેમાં શ્રીગુરૂદેવની લીલાજ વર્ણવી હોય. શ્રીગુરૂદેવ વડોદરામાં શ્રીભોગીલાલને ત્યાં મુકામ કરી ત્યાંથી નરહરિ મહારાજને ત્યાં ગયા અને ત્યા બારણામાંજ બાલપ્રસાદજી મહારાજ સાથે ભેટ થતાં રડમરડા થઇ રહી. 'અહો ! સાક્ષાત્ શ્રીશુકદેવજી' એમ કહીને ગુરૂદેવને બાલાપ્રસાદજી ભેટી પડ્યા અને નરહરિ મહારાજ પણ તે બન્નેને વિંટાઇ વળ્યા. શ્રીગુરૂદેવ પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર મનમોહન સરકાર વિગેરે બોલતા રડવા લાગ્યા

આ એવો અદ્‌ભૂત બનાવ હતો કે જેને જેને આ મહાપુરુષોનો મિલન મેળો જોયો છે તેના રૂંવાટાં ઉભાં થયા વિના રહેતાંજ નથી.

જે ચમત્કાર શરૂઆતમાં શ્રીગુરૂદેવ ભાગવત સપ્તાહ કરતા અને લોકોને સમાધિઓ થઈ જતી તેજ ચમત્કાર અત્રે પણ હતો. બાળાપ્રસાદજી ઉંચા અને પ્રચંડ હતા, શ્યામ અને મધુર હતા. તેમનાં વચનો સાંભળી લોકોને સમાધિ થઇ જતી. શ્રીગુરૂદેવની ભેટમભેટી એટલે

અલૌકિક બનાવ અને ગુરૂદેવનું રૂદન એટલે ભીંત ફાટી જાય. રાજ્ય તરફથી સાજીંદા મંગાવી કોન્સર્ટ થયો અને શ્રી તુલસી વિવાહ કરવાને શ્રીનગીનલાલ શેઠ અને શ્રીસરસ્વતીને બેસાડ્યા. તેમાં વર તરફથી શ્રીબાલાપ્રસાદજી અને કન્યા તરફથી શ્રીગુરૂદેવ. બન્ને વચ્ચે કન્યાની આપલે થાય તેમાં વાદવિવાદ ચાલે. સંગીતો થાય, ભજનો થાય, સાજ વાગે અને સાંજના ૭ થી એ વિવાહ પ્રસંગ સવારના ચાર વાગ્યા સુધી સમ્પૂર્ણ વિધિથી થયો હતો. આ સમાચાર શ્રીગુરૂદેવના અને હરિજનોના પત્રદ્વારા મને જણાયલા. હું ત્યાં દરરોજ એક પત્ર પ્રેરતો તેમાં જે જે જણાતું તે લખતો અને મહારાજશ્રી આશીષ મોકલતા, ત્યાર પછી શ્રીબાલાપ્રસાદની સાથે ગુરૂદેવ અને હરિજનો ઉજ્જન ગયેલા એ બ્યાન કરતો નથી, અત્રે સપ્તાહ સમાપ્તિના શ્રીકૃષ્ણજન્મ પ્રસંગે પ્રભુજીને પધરાવવા વિનંતિ કરેલી–પહેલા પ્રભુજીએ લખ્યું, 'હીરૂભાઇ, તમે અહીં આવો–આપણને આ પ્રસંગ નિમિત્તે ચોવીશ કલાકનું ઉભું ભજન ગામડાની મંડળી બોલાવી કરીશું અને લાપસીનું જમણ કરીશું. મંદિર તમારૂંજ છે. નાહક ખર્ચામાં શું કામ ઉતરો છો! શ્રીચીમનલાલે તો લગ્નની પેંઠે કંકોત્રી લખીને મોકલેલી. તેમણે આગ્રહપૂર્વક લખ્યું, 'ખર્ચ કરનાર અને કરાવનાર આપ છો તો મારા વ્હાલા ગુરૂબન્ધુ અને ગુરૂબ્હેનોને લઇને તમે જરૂર વગર સંકોચે પધારવા કૃપા કરશોજી.' આ પ્રમાણે લખાણ ચાલતાં હતાં અને આનંદ આનંદ ઉભરાતો હતો, તે વખતે મુંબઇમાં પણ શ્રીચીમનલાલનો ધંધો ધીકતો હતો. કૃષ્ણજન્મને દિવસે ગુરૂદેવે આવવા લખ્યું અને અહીં સુરતથી સગાંવ્હાલાં આવ્યાં. શ્રીવરજદાસ ત્રિભોવનદાસ દલાલ, મોતીબેન, જયંતીલાલ, ફોઇબા કુંદનબેન વિગેરે વિગેરે. બજારમાંથી મોટા મોટા ગજરાના હારો બે ટોપલા ભરીને આણ્યા અને રાત્રે મોટર વિગેરે વાહનોનું નક્કી થતાં તાર આવ્યો કે છેલ્લે દિવસે આવશું. મુંબઇ ખાતે ઓળખીતી મંડળીને ખબર આપવામાં આવી અને વચ્ચેના બે દિવસ તે બે યુગ જેટલા લાગ્યા, આસરે

વીસ રૂપિયાના હારો નક્કામા ગયા અને શ્રીભાગવતજીને ધરાવ્યા. છેવટને દિવસે આગલી રાત્રે ગુરૂદેવ ત્યાંથી બેઠા, તેમની સાથે લગભગ ૫૦ માણુસો હતાં અને સુભાગ્ય યોગે તે અરસામાં ચાલની ઓરડીમાંથી બધીજ ઓરડીઓ ખાલી મળી ગઇ હતી કારણ નાતાલનો પ્રસંગ હતો. અર્ધ્ય પાદ્યપૂજા કરી. ઠાઠથી પ્રભુ પધાર્યા. માતુશ્રી તારાસ્નાન હંમેશ કરતા હતા તેમને માટે બધી તૈયારીઓ હતીજ, હજુ આ પ્રસંગ વિસાર્યો વિસરાતો નથી–શું કાળ સ્મૃતિનો નાશ કરે છે? કરે છે પણ જે વસ્તુ દિવ્ય છે તેનો નાશ કરી શકતો નથી. જે વસ્તુમાં સ્વાર્થ છે નાશવંત મોહ છે તેને જરૂર તે ભૂલાવે છે પણ જે વસ્તુ દિવ્ય છે, પ્રેમથી જડાઇ છે તેને તો દિવસે દિવસે વધારે છે અને વિપ્રયોગનાં દાન કરે છે. આવી કથાઓ હું શું લખું, મુંબઇમાં મિત્ર મંડળ પણ ઓછું ન હતું. જમણુ તો સાંજ સવાર સો માણુસનું થતું. ચમત્કાર એવો કે ભાઇએ મને અમુક રૂપિઆની નોટ હાથમાં આપી હતી, શ્રીગુરૂદેવનું નામ દઈ ગુરૂદેવના દેખતાંજ તેને ભાગવતજીની નીચે મૂકી; શ્રીગુરૂદેવ જોતા જોતા હસતા હતા. પછી દરરોજ ભાઈ કહે 'થોડા રૂપિયા લાવ.' એટલે હું આંખ વીંચીને આપ્યાજ કરૂં. આ રીતે પંદર દિવસ આપ્યા કર્યા. ભાઇનો સ્વભાવ પૈએ પૈ લખવાનો હતો. આ પ્રસંગે મુંબઇમાં વસતાં સગાં સહોદર મિત્રમંડળ અને અંકલેશ્વરના હરિજનો મળીને ઘણોજ આનંદ ઉત્સવ ઉજવેલો, તેમાં પ્રભુ તો મને શ્રીકૃષ્ણ કહે–એટલે એક દિવસ મને શ્રીકૃષ્ણનો વેશ આપ્યો અને કહે 'મારે દર્શન કરવાં છે.' શ્રી સચ્ચિતપ્રસાદ નારદ બન્યા અને એક પરેલ મધ્યે રહેતો બાળક સરડો બન્યો. એક વખત નારદજી ફરતા ફરતા વૈકુંઠમાં આવી ચઢયા. તેમણે શ્રીનારાયણને પ્રશ્ન પૂછયો 'પ્રભો સત્સંગનું ફળ શું?' પ્રભુશ્રીએ કહ્યું 'નારદ! ફલાણા જંગલમાં એક સરડો રહે છે તેને પૂછી જોજો' નારદજી ફરતા ફરતા જંગલમાં આવ્યા અને પ્રશ્ન કર્યો. એટલામાં સરડો મરી ગયો. નારદજી વિચાર કરતા કરતા પાછા વૈકુંઠમાં આવ્યા બધી બીના પ્રભુને

જણાવી. પ્રભુએ કહ્યું કંઇ ફીકર નહિ, "ફલાણા શેઠીયાને ત્યાં એક બાળક છે તેને પૂછી જોજો.' નારદજી ત્યાં આવી લાગ્યા અને બ્હીતા બ્હીતા ઘરમાં ગયા. પેલી બાઈ છોકરાને હીંચકો નાંખતી હતી તેણે નારદજીને જોયા અને આસન આપી બેસાડી પૂજા સાહિત્ય લેવાને તે ઘરમાં ગઇ. નારદજીનું તો કુતૂહલ વધી ગયું, તે તો ઉઠ્યા અને બાળક કને જઇને ધીરેથી પૂછવા લાગ્યા. 'વત્સ! સત્સંગનું મહાત્મ્ય શું?'

પેલો બાળક તો જવાબ આપે તે પહેલાંજ હાથપગ હલાવી વૈકુંઠવાસી થયો. નારદજી તો ભોંઠા પડી ગયા. હવે કરવું શું? આ તો બાળહત્યા ચોંટી. તેને ભગવાન પર ચીઢ તો ચઢેલી પણ એ કહેવું કોને? છાનામાના ત્યાંથી પસાર થઇ ગયા. બાઈ આવીને જુએ છે તો બાળક મરી ગયો છે અને નારદજી નથી. તે તો બિચારી વિલાપ કરવા લાગી. ઠપકો આપવાના ઇરાદાથી નારદજી વૈકુણ્ઠમાં આવ્યા, તો એક દિવ્ય દેહધારી તેજસ્વી પુરૂષ ભગવાનની પાસે બેઠો હતો. નારદજી આવતાં જ ભગવાને રોપભેર તેને પૂછવા માંડ્યું, 'હે તેજસ્વી પુરૂષ! તું કોણ છે? અને અહીં ક્યાંથી આવ્યો છે?' નારદજી કૂચવાતા કૂચવાતા બાજુ પર ઉભા રહી વાત સાંભળવા લાગ્યા.

પેલો પુરૂષ કહે મહારાજ 'મારૂં સ્વરૂપ તો તમે જુઓ છો તેજ છે. પહેલા જન્મમાં હું ગરડો હતો અને આ નારદજીના સત્સંગથી બાળક થયો. એ બાળકપણામાં પણ શ્રીનારદજીનો સત્સંગ થયો એટલે પાછો મૂળ સ્વરૂપને પ્રાપ્ત થઇ આપની ચરણસેવાનો અધિકારી થયો છું.

ત્યારે પ્રભુજી કહે છે કે, જાઓ તમારૂં કર્તવ્ય તમે બજાવો. એમ કહીને આશીષ આપી. આ પાઠ ગુરૂદેવે મ્હારી કને લેવડાવ્યો. મને શ્રીનારાયણનો વેશ આપ્યો. સચ્ચિત્પ્રસાદ નારદજી થયા. શ્રીગુરૂદેવને પગે લાગી હું આઘો જઇ વૈકુંઠમાં ફરવા લાગ્યો. એટલામાં નારદરૂપે સચ્ચિત્તપ્રસાદ આવી શ્રીમન્નારાયણ નારાયણ નારાયણની ધૂન બહારથી કરતા કરતા આવ્યા. સૌએ 'શ્રીલક્ષ્મીનારાયણની જય' પોકરાવી. આ કુતૂહલથી બહારના લોકો અને ચાલીના લોકો ઘણા આવેલા અને બારથી

શ્રીછોટાલાલ સી. મારફતીઆ અને તેમના ધર્મપત્ની શ્રીલીલાવતીબેન પણ આવેલા. પછી નારદજીએ પ્રશ્ન કર્યો તેનો નારાયણે જવાબ આપ્યો. પેલો દિવ્યદેહધારી પુરૂષ નારાયણ કને આવ્યો અને તેને આજ્ઞા કરી. આ પાઠ લેનાર છોકરો શુદ્ધ અંતઃકરણનો હતો. તેના બોલ કાલા કાલા હતા તે જોઈ મહારાજશ્રી ગદ્‌ગદ્ થઈ ગયા, પછી ઉભા થઇ મને ભેટી પડ્યા અને કહ્યું 'નારાયણદેવ પધારો.'

પેલા બાળકને રૂા. ર) દક્ષિણા આપી અને નારદજીએ તો ધૂન પર ધૂન નારાયણની કરી—એટલામાં બહાર ફરવા ગયેલો શિષ્યવર્ગ આવી પહોંચ્યો અને અચાનક આ બધું જોઈ તાલ, પખાજ, હારમોનિયમ લઇ વગાડવા મંડી પડ્યો અને 'માલા લાદે હો—માલા લાદે'

એ ધૂન ચાલી, પછી બીજા હરિજનોએ ઉઠીને નારાયણની પૂજા કરી. ગુરૂદેવ તો આશ્ચર્યમાંજ ગરકાવ થઇ ગયા હતા અને લોકોને કહે કે 'જોયું સાક્ષાત્ નારાયણજ આવ્યા છે' પૂજા કરો પૂજા, એમ કહી પૂજા કરાવી.

હું તો અસલથીજ શરમાળ તે કંઇજ બોલ્યો નહિ. આ રીતના અનેક પ્રસંગો પંદર દિવસમાં આવી ગયા અને પ્રભુજી પણ આનંદ ભીના થઇ ગયા. શ્રીપ્રભુજીએ જતી વખતે ઉપરણો શ્રી. ચીમનલાલ શેઠ અને મને ઓરાડ્યો અને કૃપાતે હૃદયે સૌ છૂટા પડ્યા. આ વખતે મારી ભોળી ભક્તિને અનુભવના રૂપમાં લાવવાને પ્રભુજીએ મને એકાંતમાં બેસાડી મોંધમમાં કહેલું પણ હું સમજી શક્યો નહિ, પણ મારી પાસે બેસનાર રમણલાલ કાપડીઆ સમજેલા તેઓએ હમણા મને યાદ આપી કે ગુરૂદેવે તમને આમ કહેલું.

હશે, જેની દયાનો પાર નથી તે શું ભક્તાને વિસરી જશે કે? તે વખત દરમ્યાન શ્રી. શેઠ વ્રજદાસ ત્રિભોવનદાસ દલાલ (અમારા બનેવી) શ્રી. જયંતીલાલ. વ. દલાલ, શ્રી. અમૃતલાલ નરોત્તમદાસ મહેતા, શ્રી. ચંપકલાલ મગનલાલ મપારા, શ્રીમતી મોતીબેન, શ્રીમતી

કુંદનબેન, શ્રીમતી નંદકોરબેન (અમારાં ફોઈ), શ્રી. રમણલાલ મો. ખાંડવાળા, શ્રી. સચ્ચિત્પ્રસાદ યાજ્ઞિક, શ્રીમતી ચંપાબેન. વિ. મ્હેતા, અમારી દાદીમા અને મામાશ્રી નાનુભાઇ કાળિદાસ ખાંડવાળા, મદુબેન વિગેરે વિગેરે હરિજનોએ ઉપદેશ લીધેલો. આખું કુટુમ્બ ઉપદેશી થઇ ગયું, એકજ સિદ્ધાંતને માનવાવાળું થયું, એજ પ્રભુની કૃપા. નહિ તો ધણીધણીઆણીના મત જુદા, તો પછી આ તો સગાવ્હાલાં. એ મન્ત્રોપદેશ લેનારની શ્રદ્ધા ભક્તિ વધારવાને શ્રીગુરૂદેવે મને અધિકાર આપેલો અને જરૂર પડે તો મન્ત્ર કહેવો પણ ખરો એમ જણાવેલું. શ્રીગુરૂદેવના પંદર દિવસના મિલન સત્સંગ ગયા પછી ઘણું સૂનું સૂનું લાગવા માંડયું, વળી પાછો મને અંકલેશ્વર તેડાવ્યો. ખર્ચ પંદર દિવસનો સાડી બારસો જેટલો આવેલો તે ગુરૂદેવના પધાર્યા પછી હિસાબ કરતાં જણાયું અને ભાઇએ રૂા. ૪૦૦ થી વધુ મને આપ્યા ન હતા, તેમ કોઇની પાસે લઈને તેમણે વાપર્યા પણ નહોતા. આ કરામતી થયા પછી પ્રભુ કોઇનો ભાર રાખતો નથી એમ સજ્જડ છાપ પડી અને શ્રી ચીમનલાલ શેઠ પરમ ગુરુભકત બન્યા અને એમની એ શ્રદ્ધા ગમે તેવા સંજોગમાં તેમને સહાય રૂપ થઇ પડી, એ પરમ દયાળુ સાધકના અવસાન વખતે પણ ભયંકર સ્થિતિમાં તેને ગુરૂદેવે સાચવ્યા છે એ પ્રત્યક્ષ દ્રષ્ટાંત થયા પછી કોણ એવો અભાગી સાધક હોય જે ગુરૂદેવમાં અખંડ શ્રદ્ધા નહિ રાખે?

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૪૦ મો સમ્પૂર્ણ થયો.**



## ( પ્રસંગ બીજો મુંબઈ ખાતે )

### ૪૧

શ્રી ચીમનલાલ શેઠ મુંબઇમાં શેર બજારમાં ધંધો કરતા હતા. તેઓએ શ્રીગુરૂદેવનો મન્ત્રોપદેશ લઈ મુંબઈમાં શ્રીશુકદેવજીનું નામ લેવડાવવાનું શરૂ કર્યું. આ પહેલાં હું મુંબઈ આવીને રહ્યો હતો, પણ મારે તો વારંવાર ગુરૂદેવ કનેજ રહેવાનું થાય અને અંકલેશ્વરમાં હરિજનોનો પ્રેમ પણ તેવોજ હતો. એક વખત મુંબઇ ખાતે શ્રીભોગીલાલ ગીરધરલાલ માસ્તર અમારી સાથેજ હતા અને મહારાજશ્રીના ગુણાનુવાદ ગાતા હતા. તે અગાઉ મુંબઇમાં શ્રીમદ્‌ભાગવતના ૧૨ સમાહ પારાયણ કરવા ગુરૂદેવે મને આજ્ઞા કરેલી અને છેલ્લે દહાડે પોતે પધારેલા. એ પ્રસંગ શિષ્યમન્ત્રોપદેશાનુભવ વખતના મારા પ્રસંગમાં વર્ણવીશ. હું જે વખતની વાત લખું છું તે વખતે ગુરૂદેવના શિષ્યો મુંબઈ ખાતે ઘણા ન હતા. શ્રીચીમનલાલ છ. તારકસ, શ્રીયુત ચંપકલાલ મગનલાલ મપારા, શ્રીયુત રમણલાલ છોટાલાલ કાપડીઆ, શ્રીયુત મણિલાલ ઠાકોરદાસ રેશમવાળા, રમણલાલ મોતીલાલ ખાંડવાળા, શ્રીયુત ભોગીલાલ ગીરધરલાલ માસ્તર, વડોદરા; આટલા જણ મને યાદ છે. આ પાંચ છ સાધકોએ વિચાર કર્યો કે શ્રીગુરૂદેવને મુંબઇ ખાતે એક શ્રીશુકદેવ શ્રેયઃસાધક મંડળ સ્થાપન કરાવવા વિનંતિ કરીએ. અમે બધાએ મળી પાંચ સાત કાગળો લખી વિનંતિ પ્રેરી, ત્યાં પ્રભુજીને ઘણોજ આનંદ થયો અને પોતે પ્રમુખ થયા, આ મંડળનો ઉદ્દેશ શ્રીશુકદેવજીના ગામપરગામના સાધકોને એકઠા કરવા અને મંડળના રૂપમાં સંગઠન કરવું અને અંકલેશ્વર મહામંદિરજ એક મુખ્ય ધામ છે એમ ઠસાવી આપવું વળી શ્રીશુકદેવજીના ત્રણ મુખ્ય ઉપદેશકો કે જેઓ પોતેજ ગુરૂપદે છે તેમને એમ અરજ કરવી કે મૂળ વિનાના સાધકો ડાળપાંખડાની પેઠે રખડી જાય છે માટે તેમને

શ્રીઅંકલેશ્વર મહામંદિર તરફ વાળી આપી–એકજ ઉપદેષ્ટા શ્રીસદ્‌ગુરૂજી શ્રીશુકદેવજીજ છે એમ કહી શ્રદ્ધા ભક્તિ તેણીમેર કરી આપવી. વળી એ મહાસંઘને સગવડતા કરી આપવાને દર વર્ષે રૂા. ૧ા ધર્મની ભેટ તરીકે આપવા કહેલું, વળી શ્રીશુકલીલામૃત માસિક જે શ્રીશુકદેવ ભાગવત આશ્રમ તરફથી હરિપ્રસાદ મહારાજ ચલાવતા હતા તેને ઉત્તેજન આપવું. મંડળની ફી દર મહીને ાા રૂ. રાખવી.

તે વખતે મંડળમાં સવાલ ઉઠેલો કે ફી રાખવાથી વધુ સાધકો આવી શકશે નહિ તે વખતે ભાઇ રમણલાલ સી. કાપડીઆ કે જેઓને બહુમતે મંડળના સેક્રેટરી નિમેલા તેઓએ કહ્યું કે આવા મોટા પ્રગતિમાન શહેરમાં રૂ. ાા આઠ આના જેવી વસ્તુ આપવી સહેલી છે ! એ ફીથી મંડળની વ્યવસ્થા જાળવી શકાશે અને સભ્યોની રાજીખૂશીથી મળેલી ભેટનો સંચય કરી શ્રીશુકદેવ સાહિત્ય ફંડ કે જેમાં શ્રીગુરૂદેવના બીન છપાયલાં પુસ્તકો હતાં તે છપાશે અને ઉત્તરોત્તર તેમાંથી કંઇ વિશેષ લાભ થતાં તેમના મુખ્ય અનુયાયીના સાહિત્યને પણ ફાળો પૂરો પાડી શકાશે.

આવી રીતની ગોઠવણ કરી મંડળ ચાલુ કર્યું. દરેક શનિવારે સાધકો આવવા લાગ્યા તેમાં પ્રમુખ તરીકે શ્રીગુરૂદેવ બિરાજતા, તેમની પૂજા અર્ચા થતી, સ્તુતિ પાઠો થયા પછી એ ક્રમ પૂરો થતાં અંકલેશ્વર તરફથી આવેલા શ્રીગુરૂદેવના પત્રો ઉપદેશો વંચાતા અને છેવટે મન્ત્રી રમણલાલ. સી. કાપડીઆ તથા ઉપમન્ત્રી તરીકે હું હીરાલાલ. રી. તારકસનો બે શબ્દો સાંભળવા સંભળાવવાનો ક્રમ હતો. મંડળના કોષાધ્યક્ષ એટલે પૈસા સંગ્રહ કરનાર શ્રીરમણલાલ. મો. ખાંડવાળા હતા, અને જેના સ્થાનમાં મંડળ ભરાતું હતું તે સ્થાનાધ્યક્ષ તરીકે શ્રી ચીમનલાલ. સી. તારકસ હતા. દિવસે દિવસે રંગ તો જામતો ગયો અને દરેક શનિવારે મઝાનો ક્રમ તો ગોઠવાતો ગયો. શ્રી ચીમનલાલના વેપારી બંધુઓ આ કામમાં ભાગ લેવા લાગ્યા અને દરેક સાધકો પોતપોતાના ઓળખીતા પાળખાતાઓને લાવવા લાગ્યા, તે વખતે મન્ત્રોપદેશમાં મુખ્ય ભાગ

લેનાર (અંકલેશ્વર જઇને) શ્રીયુત ઝવેરીલાલ. સી. મુલ્લાંજી અને નાનુભાઇ નગીનદાસ બંગાળી હતા.

મંડળનુ અધિવેશન થયું તે વખતે ગુરૂદેવ મુંબઈ આવ્યા. તેમની છ માસિક પધરામણીનો ઠાઠ કોઈ અભૂતપૂર્વ હતો. દરેક સાધકો ગ્રાન્ટ રોડ પર ગયા હતા અને મોટરને ફૂલથી શણગારી તેના પર વાવટાઓ ચોડી, જય જય પોકરાવતા આવેલા. એ વખતે મન્ત્રોપદેશી સાધકોમાં પણ સારો ઉત્સાહ હતો, શ્રીયુત ચીમનલાલ સી. તારકસ શ્રી રમણલાલ સી. કાપડીઆ, શ્રી રમણલાલ એમ ખાંડવાળા, શ્રી ઝવેરીલાલ. સી. મુલ્લાંજી શ્રી નાનુભાઈ. નગીનદાસ. બંગાળી, શ્રીકૃષ્ણશંકર પાઠક, શ્રી ભોળાનાથ, શ્રી ગોપીલાલ. ફ. દલાલ, શ્રી પ્રીતમલાલ. સી, શ્રી. અમૃતલાલ. ન. મહેતા, શ્રી ઈશ્વરલાલ. ક. શ્રોફ, શ્રી ચંપકલાલ. મ. મપારા, શ્રી સચ્ચિત્પ્રસાદ યાજ્ઞિક તથા મણિલાલ. દા. રેશમવાળા વિગેરે વિગેરે હતા અને શ્રી ગુરૂદેવના ઉપર પ્રેમ રાખનાર વ્યક્તિમાં મુખ્ય શ્રી. વિઠ્ઠલદાસ માણેકલાલ મહેતા તથા શ્રી વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા મુખ્ય હતા, જેઓ મહારાજશ્રી પધાર્યા પછી આવેલા અને તેમને પોતાના તુકારામ મહારાજ પંઢરપુરવાળાના દર્શન થયા, જેમના વૃદ્ધત્વ અને ઉપયોગિતાને માન આપી શ્રીગુરૂદેવે અમારા બન્નેના ઉપર ઉપરી તરીકે નીમ્યા હતા. ગુરૂદેવ મુંબઈ પધાર્યા તે વખતે તેમની સાથે અમારાં માતુશ્રી પણ પધાર્યા હતા. તેમના પ્રેમનો બદલો અમારાથી વળી શકે એમ નથી. ઘરમાંનું દેવીમંડળ ગં. તારાબેન અને શ્રી વિઠ્ઠલદાસના પત્ની શ્રી ચંપા બેન, પુત્રી શ્રી જયાબેન અને શ્રીમતી મદનબેન હતા. આ રીતે ન્હાની શરૂઆતથી પણ કાર્યમાં એવોતો ઉત્સાહ હતો કે દરેકના મનમાં આનંદ આનંદ વ્યાપી જતો હતો. કોઇનામાં કંઈજ ભેદ નહિ ખેદ નહિ. તે વખતનો સત્સંગ પણ અપૂર્વ હતો. મુંબઈ આવ્યા પછી શ્રી નરભેરામ શ્રી ગૌરીશંકર નાયક, શ્રી શંભુપ્રસાદ વિગેરેએ ઉપદેશ લીધેલા તે વખતની મન્ત્ર સ્વરૂપની સમજ કોઈ જૂદીજ રહેતી.

શ્રી ગુરૂદેવ સાથેના આ પ્રસંગ વર્ણવવાની મારામાં હામ નથી. મેં અત્યાર સુધી આવા સાધકો જોયા નથી. આવી ભાવભક્તિ જોઈ

નથી. આવી અભેદતા જોઈ નથી. શ્રી ગુરૂદેવના પધારવાના સમાચાર છાપામાં આપવામાં આવ્યા હતા એટલે આ વાત તો જાણીતીજ થઈ ગઈ હતી. મંડળના દરેક દરેક ઠરાવો અને કાર્યક્રમની નોંધ હું રાખતો અને આવનાર જનાર સાધકો અને મ્હેમાનોની નામાવળિ જાળવી રાખી હતી. સવારથી સાંજ સુધી આવનાર જનારની ભીડજ રહેતી મને કંઈ કામ ધંધો ન હોવાથી સાધકો જ્યારે કામધંધે જાય કે ગુરૂદેવ વાતો કરે, એ એક એકથી ચઢિયાતી વાતો કરે. એવી વાતોમાં મને એટલો રસ પડે કે જાણે આનંદ તો માય નહિ. બપોરના ઓળખીતા પાળખીતાં બ્હેનો ભાઈઓ વિગેરે આવે અને સત્સંગ થાય. દર્મ્યાન પાંચ પંદર બ્હેનોએ પણ ઉપદેશ લીધેલો. દરરોજ સવારના સાધન ભજન માટે ક્રમ રાખેલો તેમાં યોગશાસ્ત્ર વિગેરે મહારાજશ્રી સમજાવતા અને રાત્રે પણ સાડાસાતથી દશ વાગ્યા સુધી કંઈની કંઈ વાતો થયા કરતી, પણ એ વાતનો અંતજ નહિ. આખી રાત પસાર થઈ જતી. આ આનંદના સ્મરણથી લેખીની મ્હારી અટકી જાય છે.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૪૧ મો સમ્પૂર્ણ થયો.**



## ૪૨

ગુરૂદેવ મંડળ ચાલતું હતું તે દર્મ્યાન પધાર્યા તે વખતે ઘણા સાધકો મુંબઈમાં રહેતા હતા અને તેમના મુકામે ગુરૂદેવ વારંવાર ગયા હતા. તેમની મુલાકાત લેવાનો શ્રી નરહરિ પાઠશાળાના શિવજીભાઈ, ધુરંધર ભાલચન્દ્ર, શાન્તિલાલ પંડ્યા, અમરનાથ યોગી, અને બીજા અનેકો આવતા. શ્રી ભાગવત ધર્મપ્રકાશના તંત્રી શ્રીવિનાયક સખારામ દેવલાલીકર પણ કલોલથી પધારેલા. તેમના માસિકને ઉત્તેજન આપતાં

ગુરૂદેવે રૂા. ૧૨૧ ભેટ કરેલી જે તેઓએ પ્રેમપૂર્વક સ્વીકારેલી. તેઓ શ્રીવિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળાના ગુરૂબન્ધુ હતા. યોગ કલાસને ચલાવવા અને સાધકોને નિયમમાં લાવવા તેમણે અરવિંદના શિષ્ય ધુરંધરને ભલામણ કરી જેમણે તે સ્વીકારી લીધી. ગુરૂદેવના ગયા પછી એ કલાસ શરૂ થયેલો. આ મેળાવડામાં શ્રી છગનલાલ. ન. બંગાળી આવતા તેઓ વેદાંતી હતા અને ગુરૂપ્રણાલિકાને માનતા હતા, તેમની સાથે અપૂર્વ વાદવિવાદ થયો. સુરત મુકામે શ્રીમોતીરામ મહારાજના તેઓ અનુયાયી હતા, અને તેમના દીલમાં એમ થયા કરતું કે થોડાક સારૂ હું રહી ગયો. એ તાલાવેલીને શાન્ત કરતા શ્રી ગુરૂદેવે ઇસારતથી તેમની સમાધાની કરી અને તેમણે મન્ત્રોપદેશ લીધો, આ પ્રસંગ પહેલા ગુરૂપૂર્ણિમાના ઉત્સવપર આખું શ્રેયઃસાધક મંડળ અંકલેશ્વર ગયેલું અને ગુરૂદેવની આનંદપ્રસાદીનો લાભ લીધેલો. મુંબઇથી જનારામાં શ્રીયુત. ચીમનલાલ, બંગાળી, શ્રી મણિલાલ, ઠા. રેશમવાળા, સચ્ચિત્પ્રસાદ, અમૃતલાલ મહેતા, નાનુભાઈ બંગાળી વિગેરે વિગેરે વિગેરે હતા. તે વખતે પ્રોગ્રામ એવો હતો કે શ્રી ગુરૂદેવ શ્રેયઃસાધકો માટે થોડા બૅજીસ તૈયાર કરવા જેથી મુંબઈના હરિજનોની ઓળખાણ પડે અને અંકલેશ્વરમાં પણ જે આ મંડળમાં દાખલ થાય તેને તે બેજ આપવો અને એક માનપત્ર આપણા ગુરૂદેવને સ્તુતિપત્રરૂપે આપવું. ટાઇમસર સપ્તાહમાં માલણની વાડીમાં મુકામ કરી, હારબંધ ગોઠવાઇ 'બોલો ઉમળકે ગુરૂરાજ જય જય' કરતા મંદિરને મુકામે જઈ પહોંચ્યા. ત્યાં ગુરૂદેવ ખૂશ ખૂશ થઇ ગયા અને સૌ સ્તબ્ધ થઇને જોવા લાગ્યા. હાથમાંના હાર મુંબઇથી લઈ ગયેલા તે પ્રભુજીને ધરાવ્યા અને સપ્તાહ તો ચાલી, બપોરે રસોઇ નહિ પણ કાચું કોરૂં ભોજન ત્યાંજ થતું, પુરી અથાણું વિગેરે. ગુરૂદેવ મંદિરમાંથી પ્રસાદ મોકલ્યા વિના રહેજ નહિ. દેવી મંડળમાં ગં. તારાબેન, ગં. ધનકોરબા અને છગનલાલના માતુશ્રી વિગેરે વિગેરે હતા. તેઓ હરિજનોની બહુ સેવા કરતા હતા. પાલણ્થી શ્રી ઇશ્વરલાલ ઓઝ વિગેરે

આવ્યા હતા. અમારી સાથે આવનારમાં જે બીનઉપદેશી હતા તે બધાએજ ઉપદેશ લીધેલો. ત્યાંની લીલાનું વર્ણન મંડળની મિનિટ-બુકમાં કરેલું છે, જે અત્રે કરતો નથી. આ પ્રસંગ પછીથી ગુરૂદેવ મુંબઈ આવેલા અને દરેક સાધકોના મુકામે હાજરી આપેલી.

શ્રી ઇશ્વરલાલ કલ્યાણદાસ શ્રોફ બી. એ. જેઓ કૃષ્ણસવાડીમાં રહેતા હતા તેમને ત્યાં અમે ગયા હતા અને ગુરૂદેવે કહ્યું હતું કે 'એ કોણ છે! સત્વસ્થ ઉર્ધ્વગામી પુરૂષ છે,' ત્યારથી મને તેમના ઉપર ઘણોજ પ્રેમ ઉપજેલો. ગુરૂદેવની આજ્ઞાથી બનાવેલું '૭ લમ્બોદર વિભુદેવ ગજાનન' એ ગણપતિ સ્તોત્ર બોલી ક્રમ વિગેરે કરી ત્યાંથી પાછા ફર્યા. ગુરૂદેવે ઘણા દૃષ્ટાંત સિદ્ધાંતોથી વાતો સમજાવેલી. પછી શ્રી. મણિલાલ. દા. રેશમવાળાને ત્યાં તો પૂરદમામથી પ્રભુને પધરાવેલા. એમના મર્હૂમ મામા ગોરધનદાસ ટોપીવાળાએ અને મામીએ પ્રેમથી પૂજન કરેલું. સગાંવ્હાલાં વિગેરે પધારેલાં અને અમે લોકોએ ભજનની ધૂનો મચાવી મૂકી. 'સખિ, કૃષ્ણ કૃષ્ણ કરતી ચલી મૈં'–વિગેરે વિગેરે. શ્રી. ઇશ્વરલાલ તો 'અમે પરમ પુરૂષ અનુરાગી...' એજ ગાયા કરે, પછી ગીતાજીનો પંદરમો અધ્યાય બોલાયલો અને ગુરૂ મહારાજે એના ઉપર લાંબુ વકતવ્ય કરેલું જેની ઝાંખી ઝાંખી સ્મૃતિ હજુ પણ તાજીજ છે. પછીથી શ્રીગુરૂદેવને શ્રી. ઇશ્વરલાલ તેમના શેઠ આનંદી-લાલ પોદારની મોટરમાં મુંબઇ ફરવા લઈ ગયા. તેમની સાથે હું, રમણલાલ કાપડીઆ, રામશંકરજી તથા ગુરૂદેવ અને ઇશ્વરલાલ શેઠ હતા. શ્રીગુરૂદેવની શૉર્ટસાઇટ હતી. રસ્તામાં સ્થળો આવે કે ઇશ્વરલાલ પૂછે–પ્રભુ આ જોયું? તે મારી સામે જુએ અને હા કહે.–વારંવાર 'જીવરામ ભટ્ટની પેઠે હાજી હા કરૂં છું.' એક દિવસ થાણા મુકામે શ્રીનગીનલાલ મોતીરામ થાણાવાળાને ત્યાં આખું શ્રેયઃસાધક મંડળ ગયું હતું અને ત્યાં પણ શ્રીખંડ પુરીને ભજીયાનું જમણ, અમન ચમનથી થયું અને ભાલચન્દ્ર વિગેરેએ ભાષણમાં ભાગ લીધો હતો. છેક રાત્રે મોડા સૌ પાછા ફર્યા હતા. તેમનો વિશાળ બંગલો અને

પાણીને અડીને ઉભી રહેતી ઇમારત કેમે કરી ભૂલાય એમ નથી. ઉપરોક્ત શેઠ શ્રી. વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા ઉપપ્રમુખના ભાઈ તેઓ થતા હતા.

ત્યારપછી શેઠ મધુભાઇ વલ્લભદાસ શેઠ કે જેમના માળામાં વિઠ્ઠલદાસ દાદા રહેતા હતા ત્યાં પધરામણી થઇ હતી અને ત્યાં એક નારાયણ સ્વામી અવધૂત આવેલા હતા. તે મસ્તીમાંજ રહેતા હતા અને 'જરા એકાન્તે સાધકો લગાવીને ધ્યાન' એ ભજન બોલવાને ગુરૂદેવે મને કહ્યું અને તે પુરૂં થયે ભાષણ વિગેરે થયાં અને મુકામે પાછા ફર્યા.

શ્રીનરભેરામ, શ્રીશંભુપ્રસાદ વિગેરે ત્યાંજ રહેતા હતા. આ રીતે મુંબઇનો આનંદ પૂર્ણ થતાં ગુરૂદેવ અંકલેશ્વર પધાર્યા હતા. શ્રીવિઠ્ઠલદાસ માણેકલાલ મહેતા કે જેમના પિતાજીએ ગુરૂદેવનું મંદિર આગળ પડીને બાંધ્યું હતું, એઓશ્રીને ત્યાં તો દરેક વખતે ગુરૂદેવની પધરામણી થતી, અને ઘણો આનંદ આવતો.

**આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૪૨ મો સમ્પૂર્ણ થયો.**



## ૪૩

**શ્રી** ગુરૂદેવના ગયા પછી મંડળના સાધકોના નીર ઓસરવા લાગ્યાં. ધંધાધારી અને મતભેદની માયા આવી ગઇ. શ્રીયુત દાદા ઉપપ્રમુખ ગુરૂદેવના કાગળો પર વિવેચન કરવાની ના પાડે અને રમણલાલ મન્ત્રી તેના પર વિવેચન કરે. દરેક વાતમાં સુધારો. એમ કરતાં કરતાં પણ મંડળ ચાલતું હતું અને મંડળનો વાર્ષિક મેળાવડો આવી લાગ્યો,

શ્રીગુરૂદેવ પૂર્ણ પ્રેમથી પધાર્યા. મહાલક્ષ્મી ઉપર હૉલ રાખ્યો ત્યાં નવા મન્ત્રીની ચુંટણીઓ થવાની હતી. આ પ્રસંગ અગાઉ લોદ્રાથી શ્રીનાનુભાઈના હસ્તક પૂ: મહારાજશ્રી અમીધરમહારાજની વાત ભક્તિમસ્તિના રૂપમાં ગુરૂદેવ સુધી પહોંચી. તેમાંથી ઘણા સાધકો આવતા બંધ થયા.

શ્રી ઇશ્વલાલ શ્રોફ, શ્રી નાનુભાઇ બંગાલી, શ્રી શાન્તિલાલ પંડ્યા વિગેરે દાદાના પ્રેમાદરને પાત્ર હતા. શ્રી ગુરૂદેવ આવ્યા પહેલા અમીધરજી બીજે ગયા હતા અને મેળાવડો થયો તેમાં મન્ત્રીમાં શ્રી ઇશ્વરલાલ શ્રોફ મન્ત્રી અને ઉપમન્ત્રી શ્રી શાન્તિલાલ. તેની ગેરહાજરીમાં શ્રી મણિલાલ રેશમવાળા કામ ચલાવે એમ થયું અને મહારાજશ્રીએ વિઠ્ઠલદાસ રોદાવાળાને ઉપપ્રમુખપરથી સરપ્રમુખ નિમ્યા. તેમાં મન્ત્રીઓને ગમે તે કામ કરવાથી છૂટ હતી.

આ પ્રસંગ નિમિત્તે એક જંગી પાર્ટી અપાઇ હતી, શ્રીખંડ પુરી ને પાંતરાં —અવસર પૂરો થયો અને ગુરૂદેવને રંદિર દેલાડમાં કામ હતું તે પાછા પધાર્યા અને થોડા વખતમાંજ મ્હારા ઉપર દોષારોપણ કરી મંડળના મન્ત્રી શ્રી ઇશ્વરલાલ ક. શ્રોફે. મંડળ તોડી નાંખ્યું અને તેમાં શ્રી નાનુભાઇ, શ્રી શાન્તિલાલ, શ્રી સરપ્રમુખ વિગેરે સામેલ હતા. શ્રી ચીમનલાલ મ્હારા વડિલ બન્ધુ અને હું ગેરહાજર હતા. બધા ઉઠીને જતા રહ્યા. શ્રી રમણલાલે સામનો કર્યો પણ કોઇએ સાંભળ્યુંજ નહિ. ત્યાર પછી મંડળ દાદાને ત્યાં ભરવાનું નક્કી કર્યું, થોડા દિવસ ચાલ્યું પણ આગળ ચાલ્યું નહિ. આ રીતે મંડળની જ્વલંત કારકીર્દીમાં મારામાં અંગત દોષોને માની લઇ જે પરિણામ ઉપજ્યું તેથી શ્રી ગુરૂદેવના ખેડેલા સાહસ ઉપર પાણી ફરી વળ્યું એ મોટામાં મોટો ફટકો હતો.

**આખા જગતમાં હુંજ દોષને પાત્ર હોઈ શકું પણ ગુરૂદેવનું કાર્ય નહિ.** મને ન્યાત બહાર મૂકે તે ચાલે પણ આખી

ન્યાતને નહિ તેમજ ન્યાતના કાર્યને નહિ. પણ જમાનો જમાનાનું કામ કરે છે. આ વાતમાં મારું સત્ય હું છૂપાવી રાખું છું, કારણ કે તેનો પ્રકાશ વખતે આવ્યે એની મેળે થવાનો છે.

કંચન ત્યજનો રહેલ હૈ, ઔર પ્રિયાકો સ્નેહ;
માન બડાઇ ઇર્ષા, તુલસિ દુર્લભ તેહ–

શ્રીગુરુદેવ આ વાતની તરફેણમાં ન હતા છતાં આ કામ એકાએક થયું. હું ગુરૂદેવ કને જઇને ચરણે પડયો. તેમણે કહ્યું:–

'તારો એકરાર હું કરીશ'

દીઠા સુણ્યા નવ માનીયે, મન મોતી ને કાચ...

કોઇવાર જોયલી વસ્તુ ખોટી હોય છે–જોવાથી કે સાંભળવાથી વસ્તુનું સ્વરૂપ ઓળખાતું નથી. એમાં પણ ડાહ્યો શાણો છક્કર ખાય છે. અનુભવની વાત જુદી છે. તને કોઇ પુછે તો કહેજે કે,......

હા–હું એવોજ છું–આખી દુન્યાના દોષ મારામાં છે–એમ કહી એક દષ્ટાંત તેમણે આપ્યું,

એક મહારાજ કથા કરે, બૈરાં, મરદ, છોકરાં સૌ માને–કેટલાક ગામલોકને અદેખાઇ થઇ. તેમણે મહારાજને નીચા પાડવાને એક પેંતરો રચ્યો.

એક ઘાંચણને ઉભી કરી અને સમજાવ્યું, કે તું ત્યાં જઇને ભરી સભામાં એમ બોલ કે 'મહારાજ આ તમારું રહ્યું છે તેનું શું ?'

પેલીએ તો લોભની મારી વાત કબૂલ કરી...

મહારાજ કથા કરતા હતા ત્યાં આવી પેલી મોટેથી બોલી– મહારાજ, મોટી મોટી કથા કરો છો પણ આ રહ્યું છે તેનું શું !

મહારાજ ચેતી ગયા. તેણે કહ્યું:-

'કથા પુરી થાય એટલે મને મળજે. હું બંદોબસ્ત કરી આપીશ.'

આ રીતનો ધાટ જોઇ અશ્રદ્ધાળુઓ ખસી ગયા...માટે, હીરૂભાઇ શ્રીશુકદેવજીની લીલાજ અપરંપાર છે.

આ વાત આજેજ બને છે એમ નથી. જેના હાથે જે બનવા સરજીત હોય તેજ થાય છે. માટે ભજન કરો.

આ બનાવથી મારા દીલમાં સખત ફટકો પડયો હતો. મારી દાદ ફરીયાદ સાંભળનાર કોઇ ન હતું. હાથે પ્રેમથી ઉછરેલા સાધકો સંશય લાવી મને છોડી ગયા હતા. રહ્યો હતો મારો પ્રિય મિત્ર રમણુલાલ છો. કાપડીઆ હંમેશ મારી સાથે રહેનાર સાથી હતો.

શ્રીગુરૂદેવ મ્હારા માથે હતા, વડિલ બન્ધુ ચીમનલાલ, તથા રમણુલાલ, તથા નગીનલાલ વિગેરે મિત્રો તો અડગ શ્રદ્ધાળુ હતા તેમને અને અંકલેશ્વરની બીજી કોઇ હરિજન મંડળીને મારા પર રોષ આવ્યો નહિ. હું તો ૧૦૮ ભાગવત સપ્તાહનો નિયમ લઇને બેઠો. વાતાવરણુ વધુ ઝનુની થતું ગયું પણુ છેવટે શાંત થઇ ગયું. હું અને ઇશ્વરલાલ એકજ બાપના બાળક હતા. મને તેમના ઉપર હજુ પણુ એવોજ આદર પ્રેમ છે–જે મોઢે જાંબુ ખાધા તે મોઢે કોયલા ચવાયજ નહિ એ સિદ્ધાંતે મેં કશું કર્યું જ નહિ. લોકોએ સાધક બન્ધુઓએ ધાર્યું 'પાપી શું બોલે?'

અરે જેને પ્રભુના સ્વરૂપનો અને કાનુનનો અનુભવ છે તેને બોલવાનું નથી. 'તમાચો મારે તો બીજો ગાલ ધર' એ ઉપદેશને માનીને રહું ગમે તે સંકટ વેઠું પણુ પ્રેમમાં–શબ્દમાં ફેરફાર કરૂં એમ નથી.

**વ્હાલાને હાથે મોત, સ્વજનને હાથે મૃત્યુ, બહુજ મીઠું લાગે.** આ શબ્દોની પાછળ મારી દાંડાઇ નથી પણુ સત્ય છે તે વખત આવ્યે પ્રકાશ થશે. શ્રીગુરૂદેવના શબ્દથી હું દૃઢ થયો અને નિશ્ચિંત

થઈ ભજન કરવા લાગ્યો. આ પ્રસંગ અગાઉ શ્રી ચીમનલાલના વિવાહ નિમિત્તે વૈશાખ માસમાં પધારેલા અને આનંદ આપ્યો–અને લગ્ન વખતે પણ પોતે પધાર્યા. અષાડ માસમાં સહકુટુંબ સહપરિવાર સમાહ પર અમે સૌ ગયેલા.

ગુલમાઇ ખરશેદજી વિગેરે પારસી મિત્રો પણ આવેલા. એ સમાહમાં નોકર ચાકર બ્રાહ્મણ મિત્રમંડળ વિગેરેની અલાયદી ગોઠવણ કરેલી અને મુકામ પણ પ્રભુજીએ આપેલો. શ્રીગુરૂદેવે આ નવીન યુગલ કને શ્રીકૃષ્ણ જન્મની આરતી કરાવી અને આશીષ આપી કે આવતે વર્ષે બાળકૃષ્ણને લઇને પધારશો. એ આશીષથી તેમને એક પુત્ર રત્નની પ્રાપ્તિ થઇ–બીજી સમાહ વખતે ચીમનલાલ શેઠ આવી શકયા ન હતા પણ હું અને રમણલાલ ગયા હતા.

સમાહ પહેલાં ચૈત્ર મહીનામાં ગુરૂદેવ બદરીકેદારનાથની જાત્રા ગયા હતા તેમની પાછળ હું અને શ્રી નગીલાલ શેઠ અને ભોગીલાલ પણ ગયા હતા. હરિદ્વાર પહોંચતાં ખબર પડી કે પ્રભુ તો હૃષિકેશ ગયા છે, ત્યાં અમે પહોંચ્યા અને પ્રભુજીને મળ્યા. પ્રભુજીની સાથે પ્રસાદ લઇ આગળ જવાનું હતું. શ્રી પ્રભુજીએ મને તેની સાથે આવવા કહ્યું, પણ બદરીકેદારની કઠિણતા અને નગીનલાલના ઘરનાં માણસોની વિરૂદ્ધતા વચ્ચે મેં (ગું ગું પું પું) કર્યું. પ્રભુ સમજી ગયા અને કહ્યું:—તમે ભોગી લોકો એ તપશ્ચર્યા ન કરી શકો! શ્રીલક્ષ્મણ મહારાજ સહિત શ્રીગુરૂદેવ આગળ ગયા. અમે એ આશાથી ગયા હતા કે 'આનંદ તટ પર શ્રીશુકદેવજીએ પરીક્ષિત્ મોક્ષ કર્યો હતો ત્યાં આપણે ભગવાન કને કથા શ્રવણ કરીશું, પણ તે સ્થળ તો મીરત પાસે છે. શ્રીતારાબેન વિગેરે આગળ જવાને ઉતાવળ કરતા હતા. ગુરૂદેવ તો સપ્તાહ કરવાને તૈયારજ હતા, પણ શ્રી નગીલાલ શેઠ એકલા આ પ્રસંગ ઉજવવાને પાછા હઠી ગયા, અને ગુરૂદેવ લક્ષ્મણ મહારાજ સાથે આગળ ગયા. તારાબેન તો જતા રહ્યા હતા. મહામુશ્કેલીએ જાત્રા કરી ગુરૂદેવ પાછા આવ્યા હતા. તેમનું પેટ ફુલી ગયું હતું. જલંધરની અસર થઇ હતી

માર્ગની કથની લખતો નથી અને અષાડની સપ્તાહ આવી તે તેમણે પુરી નિષ્ઠાથી ઉદાસ ચિત્તે કરી. તેઓ કોઇની સાથે પણ બોલતા ન હતા—શાન્ત બેસીજ રહેતા—અમને ફીકર તો થતીજ હતી કે મહારાજશ્રી આમ કેમ કરે છે, પણ કોઇથી કંઇજ બોલી શકાય એમ નહતું મારા મુંબઈના મિત્ર ભાઈ ચન્દુલાલ માણેકલાલ ઓઝાને તેજ વખતે ઉપદેશ અપાવ્યો અને અમે મુંબઈ આવ્યા પણ મારે સુરતમાં દાદીમાના મંદવાડ માટે જવું પડયું. ત્યાં દાદીમાને ભાગવત સંભળાવી પુણ્ય અર્પણ કરી રાત્રે સુઉં છુ કે એક તાર લઈ ભાઇ જયંતિલાલ મારા ભાણેજ આવ્યા. ગુરૂદેવ કલોલ મુકામે ભાગવત ધર્મ માસિકના તન્ત્રી શ્રી વિનાયકરાવ સખારામને ત્યાં બોલાવવાથી ગયેલા તેમની સાથે બા પણ હતા. મુંબઈના શેઠ નાનુભાઇનો તેમના પર પૂર્ણ પ્રેમ હતો. એ તારમાં એમ લખેલું કે 'મોઢું જોવું હોય તો અમદાવાદ સ્ટેશને થઈ કલોલ આવો.' હું તો ઝંખવાઇજ ગયો,—હૃદય બેસી ગયું,—કંઈ સમજ ન પડે, વાંચુ વચુંને ચક્કર આવે. અમારા પૂજ્ય કાકી પણ ગુરૂદેવના ભક્ત—તેને ગુરૂદેવ વ્હાલા વૈષ્ણવજ કહે, તે તૈયાર થયા. સાથે અમારા મામા શ્રી ડીકાભાઈ મહારાજશ્રીના ઉપદેશી તે પણ તૈયાર થયા—

મેં દાદીમાને વાત કરી, તેણે કહ્યું,

'દીકરા, જલ્દી જા, મારા જેવી ડોશીનો અહીં કંઇજ ખપ નથી. મહારાજશ્રી કને જલ્દી જા.—'

એમણે પણ ઉપદેશ લીધેલો તે મરતી વખતે પ્રકાશ થઇ ગયો હતો. રાત્રેને રાત્રેજ અગ્યારની ફ્રાસ્ટમાં કે મેલમાં અમે બેઠા અને સવારે જેમ તેમ અમદાવાદ ગયા. આ તાર કરાવનારનું ભલું થજો કારણ કે જો આ તાર ન આવ્યો હતે તો સુરત મુકામે મને ખબર પડતજ નહિ, એ તાર કરાવનાર ગં. મોતીબેન શ્રીગુરૂદેવની પવિત્ર વ્હાલી શિષ્યા હતા, અને કરનાર શ્રી મગનલાલ પ્રાણજીવનદાસ હતા. નગીનભાઇ શેઠ તો અગાડીજ ગયા હતા. અમદાવાદ પર શ્રી શેઠ નાનુભાઇ તથા પૂ.

બ્હેન શિવગૌરી બેન પણ હતા. જેમ તેમ કલોલ પહોંચ્યા. નગીનલાલ શેઠ સવારેજ ત્યાં ગયેલા તે મારી સામે આવી ધૂળમાં આળોટી પડ્યા અને મારો હાથ પકડીને રડવા લાગ્યા. મને તો એમાં કંઇજ સમજાય નહિ. પછી ધીરે ધીરે ગુરૂદેવ કને ગયા. ગુરૂદેવની વાણી ચાલતી હતી. 'એ કોણ આવ્યું!' 'મહારાજ, એ તો હીરાલાલ' તારાબેન અને જસવંતલાલ છે! તેમની એ વાણી અહીં લખું તો દરેકના જીવને દુઃખ થાય માટે લખતો નથી. 'સૌ આવ્યા હો તો ભજન કરો.'– દેવમંદિરો જુઓ. આવો અવસર ફરી ફરી નથી આવવાનો.' વિનાયકરાવને તેઓ કહે–

'મોટા ભાઇ, લાડુ બનાવો, સૌને જમાડો.–'

વિનાયકરાવના ભાઈ કૃષ્ણરાવ ડૉક્ટર હતા તેમણે ગંભીર સ્થિતિ જાણીને તાર અંકલેશ્વર કરાવેલો. અંકલેશ્વરથી ૧૯ માણસો ગયાં હતાં બધાં અંદરને અંદર ગૂસપૂસ કરવા લાગ્યા.

'ગુરૂદેવને તો લઇજ જવા જોઇએ–અહીં નહિ રખાય.' પાર્વતીબેન, તારાબેન, મોતીબેન વિગેરે ત્યાંજ બેઠા હતા.

મહારાજશ્રી કહે 'મને કંઇજ નથી આ તો શુદ્ધ સ્વર્ગ છે.' તેમને ડબલ ન્યુમોનિયા થયો હતો એમ ચિન્હ દેખાતું હતું. મુંબઇનું મંડળ તૂટી જવાથી તેમની મારા પર પણ અકૃપા જણાતી હતી તે હું માની લઉં છું પણ તેમણે એવું જણાવ્યું નથી. મહામહેનતે સમજાવી સમજાવી પ્રભુને સેકન્ડ કલાસમાં અંકલેશ્વર લાવ્યા. પાલખી મંગાવેલી તેમાં પ્રભુ ઉઘાડી આંખે સૂતા સૂતા જોયા કરે. તે તો કહે, 'અલ્યા મને કંઇ નથી મને ચાલવા દો, એ વાત કોણ માને!

કલોલના સ્ટેશન પર મને પાસે બેસાડી બોલાવ્યો અને કહે, હવે શું સારૂં થાય? જો ત્રણ દહાડા ભજન કર્યું હતે તો હું નક્કી સારો થઇ જાત–હું તો રડવા લાગ્યો.–એમને પરતન્ત્રતા ગમતીજ નહિ. દિશાએ જાય તે પણ કોઇ હાથ પકડે તે તેને ગમે નહિ, પણ પડી જવાની બ્હીકે આપણે પાછળ રહેવું પડે.

પછી વચ્ચે વચ્ચે એમની મુલાકાતે બ્હેનો અને ભાઇઓ જતા, તારાબેનને કહે ' બ્હેન કાલે એકાદશી છે સારો દહાડો છે,–હવે જઇશું' તમારે બાલકૃષ્ણલાલમાં ચિત્ત રાખવું–હું કંઇ જુદો છું?'

તારાબેનને શાન્તિ વળી ગઇ પણ રડવું તો આવેજ ' કાલે એકાદશી છે તે જઇશું–શ્રીશુકપ્રસાદજીને માનજો અને તેનું ક્ષેત્ર શુદ્ધ કરજો–દશ વરસમાં હું પાછો આવીશ. ગુરૂમહારાજ કંઇ જાય છે? એ તો તપ કરે છે!' આવા આવા બોલ બોલે ને છાતી ચીરાઇ જાય.

અંકલેશ્વર મંદિરમાં આવ્યા. ઠાકોરજીના દ્વાર પાસે પથારી કરી ડૉક્ટર આવ્યો પણ દવા લેવાની સાફ ના.

'મને કંઇ છેજ નહિ'

બધા સેક કરવા લાગ્યા–ઢીલા ઢીલા કરે. મહારાજશ્રી કહે, 'ચાંપો–ચાંપાદો' હું ચેતન છું મને લાગશે એટલે કહીશ. રામશંકર દાજી ગુરૂદેવના વડિલ બન્ધુ અને પ્રાણશંકર તેમના ભત્રિજા વિગેરે પાસે બેઠા હતા. આજુબાજુ હરિજનોનું ટોળું સેવામાં હાજર હતું.

'શ્રી ગુરૂદેવ કહે આવો બધો પ્રેમ છે તે હું તો નહિ જાણું,' આવું જોતાં તો રહેવાનું મન થઇ જાય છે પણ શું કરૂં? નિશ્ચય થઇ ગયો છે.

દાજી ગદ્‌ગદ્ કંઠે કહે ' ના મહારાજ, નિશ્ચય કર્યો હોય તો ફેરવી નાંખો'

રામશંકર દાજી તેમના વડિલ બન્ધુ ગુરૂદેવનાજ શિષ્ય હતા. 'એ કંઇ ફરે?' કોણ કોણ આવેલા કલોલ તેમના નામનું લીસ્ટ આપો મને કામ છે. આટલો બધો પ્રેમ!'

ત્યારે બા કહે–'એનું તમારે શું કામ છે! બધાજ આવેલા"

'બહુ સારૂં' એમ કહી ગુરૂદેવ શાન્ત થયા. તેમના મુખ પાસે હું બેઠો હતો. મને કહે 'શ્રી મહાપ્રભુજી આને-' આસુરવ્યામોહ માયા કહે છે.-'

'અસુરોને મોહ પમાડનારી આ મૃત્યુરૂપી માયા છે.'
શ્રી ગુરૂદેવની મારી સાથેની વાતોજ એવી. મારા મનમાં ગુરૂદેવ મને આશિષ આપે. કલોલમાં તેમના માથા પાસે હું બેઠો હતો ત્યારે મનમાં વિચારજ કર્યા કરૂં અને રડતો જાઉં. **પ્રભુએ દૂરથી હાથ, મારા તરફ અભય હાથ લંબાવ્યો** અને પાછા પોતાની વાતમાં લાગી ગયા. રાત્રે દશ વાગે તારાબેન બેઠા હતા તેને કહે બેન 'ફરસીપુરી લાવ' તરત તારાબેને ફરસીપુરી કરી આપી આમ છતાં દિશાપાણી ઉઠીનેજ જતા. હું રાત્રે બે વાગે જરા ઝોકે ચઢયો અને પાંચ વાગ્યા ને ગુરૂદેવે બાને દાળભાત લાવવાને કહ્યું. મગની દાળ ને ભાતનો દાણો મ્હોંમાં મૂકયો અને ૭ વાગે બેઠા થયા. હું જાગી પડયો. ભાઇ નાનુભાઇ અને જયશંકર તેમના ભત્રિજા પાસેજ હતાં. શ્વાસ અને હાંફ તો બીજા દીવસનીજ ઉપડી હતી. નાનુભાઇ જોતા રહ્યા અને ગુરૂદેવ બેઠા થઇ ગયા. હું સામે આવ્યો. મોઢામાંથી મન્દ ધ્વનિ શ્વાસોશ્વાસમાં નીકળે છે. તેમણે પગ મારા ખોળામાં નાંખ્યો. **"તારાબેન પાણી લાવો'** એમ હું બરાડયો.

ચરણ ધોયા, ચરણામૃત લીધું-પ્રભુજીને સ્નાન કરાવ્યું અને પલાંઠી વાળી થાંભલા સાથે બેસાડયા જાણે અર્ધબાહ્ય સમાધિજ.

રડવા માગીએ તો રડાય નહિ બોલવા માગીએ તો બોલાય નહિ તેમને આપેલો ટાઇમ સવારના ૭ થી અગ્યારનો હતો.

'૭ વાગે સમાધિ અને અગ્યાર વાગે જઇશ.'

ગામમાં હોહાકાર થઈ ગયો-હડતાલ પડી-દુકાનો બંધ થઇ. પૈસાઓના ટોપલે ટોપલા અને ધાણી ચણા વ્હેંચાયા-પ્રભુને પાલખીમાં

પધરાવી વરઘોડો કાઢયો.–છબી લેવાઇ–અને એ હલમલાવનારી લીલાનો અંત શ્રીઇષ્ટદેવી નર્મદાને તીરે આવ્યો.–

તેમનાં હાડકાં જેમ વાળ્યાં તેમ વળ્યાં. તેમનુ શરીર જાણે કંચનની કાયા,–લીલામય વપુ, લીલા સ્વરૂપમાં લયલીન થયું. આગળ લેખિની ચાલતી નથી.

જય શ્રી સચ્ચિદાનંદ પ્રભુ! અમારા કોટાનકોટિ અપરાધો માફ કરજો. હમે તારા હતા-તારા છીએ-અને તારા રહીશું-
સંગ ન મુકું તારો શ્યામળીઆ વ્હાલા રંગ લાગ્યો મને ત્હારો ૐ

ૐ तत् सत्

॥ सत्यं परं धीमहि ! ॥

આ રીતે શ્રીદિવ્યજ્યોતિના શ્રીગુરૂદેવ સાથેના અનેક પ્રસંગોમાંથી પ્રસંગ ૪૩ મો સમ્પૂર્ણ થયો.

ૐ જયશ્રીસદ્‌ગુરૂદેવાર્પણમસ્તુ ૐ.

ભાગ બીજો સમાપ્ત.

પુસ્તક પહેલું સમાપ્ત.



# એચ : સાધક શ્રી શુકદેવ મંડળમાં ગવાતા ભજનો

## બાર

બંસીદેવી મૃદુલતા કૃત :—(ચૈતન્ય સિન્ધુ ઘૂઘવે ઝઝઝ)
ઓ અબધૂત યોગી કરીએ આપને પ્રણામ...(૨)...

(શુકજયંતિ) આપને પ્રણામ સુંદર શ્યાને પ્રણામ... (૨) ઓ...
ઉંઘ ન આવે શ્યામ અમોને ભૂલી ગયાં સૌ જ્ઞાન
જીવ મુંઝાયે વ્હાલા અહીંઆ પ્રેમમાં નથી ભાન...ઓ...

ધૂન મચાવો વ્હાલા નટવર ભાન ભુલાવો શ્યામ! ...
વાંકોડીઆ છે કેશ તમારા—નાગર નન્દના કા'ન! ...ઓ...

આસનવાળી બેઠા પ્રભુજી સંધ્યા કરવા ધ્યાન ...
આનંદ મંગળ મુખડું જોતાં... થયું નિગમનું જ્ઞાન...ઓ

પ્રેમ મચાવ્યો આજ પ્રભુજી ભક્ત મળી સૌ સાથ...
બહુ અકળામણુ થાય પ્રભુ વિણુ, આપ હૃદયના નાથ...ઓ

હૃદય કમળમાં આપ બીરાજો અંતરજામી નાથ...
અવધૂત યોગી ભાન ભૂલી હું...શોધું સદા દિનરાત...ઓ

નયન નચાવો નાગર નટવર લાલ કહું શું આજ...
મૃદુ હૃદયથી ધારે સુંદર શ્યામ સ્વરૂપ વિરાટ...ઓ

× × ×

(ગુરૂ પૂર્ણિમા) (જલમાં સ્થલમાં નભ મંડળમાં જ્યાં દેખું ત્યાં રામ હી રામા)
ગુરૂનુ પૂજન કરીએ સખિઓ આનંદથી સહુ મળીને રે...
મનમાં હરખ ન માય આજે સખિઓ હેતે રમીએ રે...
મનની વાતો મનમાં રાખી પ્રભુને શ્રમ ન દઇએ રે...
એ છે તારણહાર પ્રભુજી, એને વધાવી લઇએ રે...

પૂર્ણિમાને દિવસે આપણુ–આનંદ મંગળ કરીએ રે...
ગુરૂચરણમાં રહેતાં રહેતાં...શાન્તિ ધામે જઇએ રે...
ચન્દ્ર ખીલે ને પુષ્પ ખીલે છે...ત્યમ આપણુ પણુ ખીલીએ રે...
મૃદુ હૃદયમાં નાથ વસે છે...તેને શુકદેવ કહીએ રે...

× ×

ચાલ ચાલને આજ...(૨)...વસંત ખેલીએ પ્રેમથી...
રૂડા રમવાના દિન...(૨)...કેસુડાં રંગથી ભીંજાવશું...
(વસંત પંચમી) જ્ઞાન ગુલાબ લઇ...(૨)...ખોબા ભરી ભરી છાંટશું...
ફૂલ તોરાને લઇ...(૨)...ચંદન પુષ્પ વધાવશું...
બત્રીસ જાતનારે...(૨)...ભોજન પ્રભુને કરાવશું...
જળ જમનાનાં નીર...(૨)...પ્રેમે ભરી લાવશું...
બરાસ કસ્તુરી લવંગ...(૨)...મુખ વાસ પ્રેમે કરાવશું...
બંસી બોલે છે આજ...(૨)...આનંદ સ્વરૂપે મળી જવું...

શ્રી ભક્તિ ઉર્ફે લીલાદેવી કૃત :—

યોગાનુભવ હોરી... (જીરે કેસર ગાગર લે ચલી અલબેલી)

જીરે...યોગી સ્વરૂપની મોટી છે બલિહારી...
બલિહારીરે બલિહારી
હોરે.. એની શું કહું વાત ! ...યોગી સ્વરૂપની...
જીરે...યોગ સમાધિ હા...કરતા રે યોગી...
યોગી સદ્ગુરૂ નાથ...
હોરે જંગલ નાથ...યોગી ,,
જીરે...ઝાડ તરૂવેલી વેરી ને પાને પાને...
ખીલી રહ્યા છે આપ...
રમી રહ્યા છે નાથ.........,, ,,
જીરે...યોગ સમાધિ લાગી છે જંગલ માંહી...
તેનો જ્યોત પ્રકાશ...
રાનો રાનમાં ખાસ.........,, ,,

જીરે...શુકમુનિ યોગી આવી પ્રગટે છે ત્યાંય...
એનો સમઘટમાં છે વાસ...
પોતે છે અવિનાશ.........,, ,,
જીરે ભકિત હૃદયથી ગાતી આરાધે યોગી...
કરો સ્વરૂપમાં લીન...
હરિ સ્વરૂપ અભિન્ન..........,, ,,

× × ×

(ચૈતન્ય સિન્ધુ ધૂધવે ૐ ૐ ૐ)

જ્યોતિ સ્વરૂપે વિલસે ૐ ૐ ૐ...જ્યોતિ...
આનંદ ઝરણાં ફૂટયાં રોમ રોમ રોમ...જ્યોતિ...
'ૐ' સ્વરૂપે થનનન થનનન નાચતું જગજેમ...
આવી પ્રકાશે દીલમાં ૐ નું રસ જેમ......,,
હરિ હૃદયની કુંજ ગલનમાં આવજો રસવ્યોમ...
તા તા થૈ થૈ નૃત્ય કલામાં પામશું તનતોમ...,,
ૐ ગલીમાં ભકિત પેંઠી...સૂરતાસહ સુરસોમ...
અંતર્યામી નાથ મળ્યા ત્યાં...ઉજવી સુંદર નોમ...,,

× × ×

ઝૂલે ઝૂલે હિંડોળે સખિ! સાંવરો રે લોલ...
ફૂલે ફાલે વસંત સખિ! સ્નેહમાં રે લોલ...
હરિ અંતર જ્યોત હરિ! ખીલતો રે લોલ...
એ તો ઉરમાં સમાવે હરિ! તનમાં રે લોલ...
કેવા પ્રેમી પતંગ હરિ...આવતા રે લોલ...
ઉરે આનંદ ધામ રસ...રેલતા રે લોલ...
ભકિત મૈયા કરેરે સ્તુતિ...તેમની રે લોલ...

× × ×

(પુષ્પાવંતીકૃત) મ્હારી લાજ તમારે હાથ...ગુરુજી પધારો રે...
હું છઉરે તમારે હાથ...ગુરુજી પધારો રે...

ત્રયોદશી મ્હારો દોષ ન જોશો નાથ...ગુરુજી પધારો રે...
તમ વિના નથી કોઇ સ્વામ...ગુરુજી પધારો રે...
મ્હારા તારણના છો તાર...ગુરુજી પધારો રે...
તમે ભક્ત તણે આધિન...ગુરુજી પધારો રે...
મ્હારા મનમાં આનંદ થાય ..ગુરુજી પધારો રે...
કરો સફળ જીવન મ્હારાજ...ગુરુજી પધારો રે...
પ્રભુ સુરતના છે પ્રાણ...ગુરુજી પધારો રે...

'યોગિની' ઉર્ફે કુમારી મંજુલા કૃત:—

(શારદપુનમ)

વાજે...વાજે...મધુર બંસી...
વાજે...વાજે...મધુર બંસી...
નમન નમન મૈં કરતી આવું...સુનનેકુ મૈં વનવન જાઉં...વાજે...
શહેર નગરસેં આવું તટપર ...કા'ન દેખું મૈં યમુના ઘાટ પર...,,...
સખિયન સંગ મૈં ખેલતી જાઉં...મનમેં સ્નેહ ભરી ભરી આઉં...,,...
'યોગિની' તુજ મનોહર મૂર્તિ ...દેખ દેખ કર મનમેં સમાતી...,,...

× × × × × ×

(ગોકુલઅષ્ટમી)

ઝડપ ઝડપ ચાલ કૃષ્ણ! ઝડપ ઝડપ ચાલ...
કેમ પેલી પાર સામે જાવું નંદલાલ...(૨)...ઝડપ...
સન્ધ્યયાકાળ થઇ જશે...અંધાર થઇ જશે...ઝડપ ઝડપ ચાલ...
એ મીઠી લ્હેરની વાતો કહે આજ...............ઝડપ...
જાઉં મ્હારે એકલું...કોઇ ન સાથે આવેલું...ઝડપ ઝડપ ચાલ
ત્હારું મનન કરી જાવું આજ આજ......ઝડપ...ચાલ...
'યોગિની' માગે છે તુજ...દર્શન આપે તું મુજ...ઝડપ ઝડપ ચાલ...
ત્હારી મૂર્તિ ખડી થાય શાન્તિ સ્વરૂપ આજ...ઝડપ ચાલ...

× × × × ×

(રાધાઅષ્ટમી)

જાઓ...જાઓ મોહન...(૨)...
ઐસી ધૂન મચાવ...મેરા મનકા ખુલાસા કરા દો મોહન!!...જાઓ
વૃન્દાવનમેં તું જાતા હૈ...ગોપીકો રાસ રચાતા હૈ...
પણ મેરેકો ન કુછ કરતા રે મોહન!!...જાઓ
ગોકુલમેં ગૈવા ચરતા હૈ...ગોવાલોંકો લે જાતા હૈ...
પણ મેરેકો ન કુછ કરતા રે મોહન!!...જાઓ
મથુરા નગરીમેં જાતા હૈ...જમુના તટપે તું મનાતા હૈ!!...જાઓ
પણ મેરેકો ન કુછ કરતા રે મોહન!!...જાઓ
'યોગિની' કો કયું તલસાતા હૈ...મેરા હૃદયમેં ક્યું છૂપાતા હૈ?...જાઓ
અબ મનકા ઇરાદા ચૂકાદે મોહન!...જાઓ

× × × ×

(પવિત્રાબારસ)

ચાંદરાત આવી આજ...(૨)...ચાલોને હોડીમાં જઇએ!...ચાલોને...
એની ઠંડકથી આજ...(૨)...મન શાન્ત કરીએ!...ચાલોને...
એના તેજથી આજ...(૨)...દુન્યા અંજાઇ જાય!...ચાલોને...
એના ઓળાથી આજ...(૨)...પાણી છલકાઇ જાય...ચાલોને...
કોઇ હલેસાં મારો...(૨)...કોઇ ઉરાડો પાણી...ચાલોને...
કાચબાઓને આજે...(૨)...ચણા ખવડાવીએ...ચાલોને...
ગુરૂ શુકજી આજે...(૨)...શાન્ત 'યોગિની' મહીં...ચાલોને...

× × × ×

સખિ! વૃન્દાવનમાં તમે આવો...હરિની બંસી સુણાવો...
,, બંસી સુણીને બની જાવો...તમારા દિવ્ય રૂપમાં...
,, રાસ રચીને તમે થાવો...તમારા પ્રેમ ગુણમાં...
(ગરબાચૌદશ) ,, પ્રેમથી ફુદડીઓ ખાઓ.. તમારા ભાવ તેજમાં...
,, નીચા નમીને તમે ગાઓ.. તમારા શશીન ચન્દ્રમાં...
,, ચાંદલો ખીલ્યો નભે એવો...તમારા નવીન મોહમાં...
,, પ્રેમ રૂપમાં ભેગા જાઓ...તમારા જીવન શોધમાં...
યોગિની કરે આજે પ્રભાતે ...હરિની રોંઝ પરતા

विषयी मनुष्याच्य पूजेत कांही तत्व नाही–कारण सकाळ झालीकी उठावे–स्नान करून पाण्याचा लोटा भरून घेउन देवाला एका तांब्यात तटाकी–लेकी वरतुन पाणी ओतावयाचे–मंत्र तंत्र कानात देवाला पुसले न पुसले की गंधाचे शींतोडे टाकले–की तुपाचा दीवा लावायचा एक दोन वेळा ओवाळले की झाले इतके करतां करतां नावतरी प्रभुचे घ्यायचे नाही–मात्र सवंध गांवाच्या कुटाळया चालुच–घरातला कळकळाट आणी मुलांच्या फीर्यादी याची गोष्ट–काय ती मूले म्हणतात–बाबा पहा–ती ताई मला मारते–तेव्हां आइने रागे भरण्याला सपाटा लावला–उभी राह. माझ्या बाळाला कां मारतेस असे म्हणून हातात देव पुसादला रूमाल होता त्याचे सटके मारण्यास हात उंच केला–डोळे चमकु लागले–आणी तीच्या मागे दवडतां श्वासोश्वास इतका नीघत होता की बोलवेना.

म्हातारा म्हणतो–कां गुलाबदास–आज कांही कामात पडलात–तेव्हां गुलाबदास पण देवाला चोळयां चोळतां म्हणू लागले. अहो–मी या वेळ पावेतो वर्तमानपत्र वाचण्यात गुतलो होतो आताच स्नान केले. मनात आले कीं देव पूजा करून घ्यावी–म्हणून पूजेला बसलो. तो लगेच मुलगी दौडत येउन माझ्या पाटीला–बळगा मारून म्हणू लागली कीं बाबा तुम्हाला सांगीतले होते ते आणले नाहोना ? इतके ऐकल्या बरोबर–अग–ऐकतेच की ? अरे ही पूजा मला करु देत नाही–तीला बोलावुन घे–शीणचे–जरा गीता वाचयला बसलो कीं यांची गडबड–अहो कशाचा देव आणी कशाचा पाट !

या प्रमाणे विषयी मनुष्याची पूजा अर्चा जेव्हां कोणी समजु मनुष्य त्याला सांगायला गेला की–त्याना सांगतो कीं काय करावे–प्रभुनी हे नाटक केले नसते तर कांही संताप होता ? हॉफीस मधे जाण्यास वीलंब होतो. म्हणून जे झाले ते खरं प्रभुला सर्व माहीत आहेच. हॉफीसात नाही गेलो तर शेट लोक बोंबा मारत्यात–घरात तर असा कळकळाट सुरू आहेच. पोर तर जरा दूर होत नाही. या प्रमाणे आमचा थाट आहे.

ले.

हीरालाल सी. तारकस

मराठी करणार श्री उपाशक

वैद्य सदाशीवबुवा वामनबुवा गर्गे

मन्न नाम्रठा–कामावति ( कामरेज ) हलि वास्तव्य सयेपर ( सुरत

## શ્રી શુકદેવ શ્રેયઃસાધક સંસ્થામાંથી પ્રકટ થયેલાં પુસ્તકો

કિંમત. પોષ્ટેજ જુદું

| | | |
|---|---|---|
| શ્રી શુકદેવ વાણીવિલાસ ભાગ ૧ લો તથા ભાગ ૨ જો રૂા. | ૦–૪–૦ | ૦–૪–૦ |
| શ્રી શુકસિદ્ધાન્તપ્રકાશ ભાગવત સાર ... | ૦–૪–૦ | |
| શ્રી શુકગીતા (ભાષાન્તર સહિત) ... ... | ૦–૪–૦ | |
| શ્રી ચતુઃશ્લોકી ભાગવત (ટીકા સહિત) ... | ૦–૧–૦ | |
| શ્રી સાપ્તાહિક વ્યાખ્યાનો ... ... ... | ૦–૪–૦ | |
| શ્રી શુકોપદેશિકા .. ... ... ... | ૦–૬–૦ | |
| શ્રી મોક્ષશાસ્ત્રમ્ (સંસ્કૃત) ... ... ... | ૦–૬–૦ | |
| શ્રી શુકોપનિષત્ ... ... ... ... | ૦–૧–૦ | |
| સુબોધ–સાગર ... ... ... ... | ૦–૧૨–૦ | |
| ધર્મમિમાંસા (નિત્યકર્મ) ... ... ... | ૦–૬–૦ | |
| શાન્તિ–સુધા હરિવિલાસ ... ... ... | ૦–૪–૦ | |
| ભજન–તત્વામૃત ... ... ... ... | ૦–૪–૦ | |
| પંચામૃત પદમાળા ... ... ... ... | ૦–૪–૦ | |
| શ્રી સદ્ગુરૂ પંચાગપટ ... ... ... | ૦–૨–૦ | |
| ગઝલગુચ્છ ... ... ... ... | ૦–૧–૦ | |
| પ્રાર્થના–પુષ્પો ... ... ... ... | ૦–૬–૦ | |
| શ્રી શુક–શ્રેયસાધક સમારંભ ભજનમાળા ... | ૦–૧–૦ | |
| શ્રી હરિસ્તવન જ્યોતિ કિરણો ... ... | ૦–૧–૦ | |
| વિજ્ઞાન–જ્યોતિ ... ... .. ... | ૧–૦–૦ | |
| શ્રી શુકદેવ પ્રેમામૃત... ... ... ... | ૦–૪–૦ | |
| સિદ્ધાંત ચન્દ્રોદય ભા ૧–૨ ... ... ... | ૧–૦–૦ | |
| સદ્ગુરૂ ચન્દ્રોદય ભા ૧–૨ ... ... ... | ૧–૦–૦ | |

### પુસ્તકો મળવાનું ઠેકાણું.

૧ શ્રી શુકદેવ મહામંદિર, અંકલેશ્વર.

૨ શ્રી. શા. બ્ર શુ.ઉ. હરિપ્રસાદ મહારાજજી, હરિપુરા, સત્સંગભુવન–સુરત.
(તા. કામરેજ, શ્રીભજનાશ્રમ–ખોલેશ્વર)

૩ પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય, કાલબાદેવી રોડ–મુંબઈ નં. ૨.

૪ શ્રીયુત કવિ ભાઈશંકર વિદ્યારામ પંડિત,
રીચીરોડ, પ્રાણરક્ષક ઔષધાલય–અમદાવાદ.

૫ શ્રી રમણલાલ છોટાલાલ કાપડીઆ, નં. ૧૯૮ રાધાવિહાર–૧૦ રસ્તા
ખાર, મુંબઈ.